# ઈસ્લામની રાજકીય વ્યવસ્થા

ગ્રિક શાસનથી લઈ વર્તમાન સમય સુધીના વિવિધ રાજકીય દૃષ્ટિકોણો અને શાસનપદ્ધતિઓ (રાજાશાહી, દેવશાહી, જાગીરદારી, ફાસીવાદ, નાઝીવાદ, સામ્યવાદ અને બિનસાંપ્રદાયિક–લોકશાહી વગેરે)નો ઈતિહાસ, અવલોકન, અહેવાલ તથા ઈસ્લામી રાજકીય વ્યવસ્થાની દલીલબદ્ધ વિસ્તૃત ચર્ચા, ઈસ્લામ અને રાજકારણ વચ્ચેના સબંધોની છણાવટ, રાજકારણના ઈસ્લામી હેતુઓ, સિધ્ધાંતો, આદર્શો, ગેરમુસ્લિમ પ્રજાઓ સાથેના સબંધો, મેહસુલખાતુ, ટેક્ષની વ્યવસ્થા, જિઝિયાની હકીકત, વિવિધ રાષ્ટ્રો અને પ્રજાઓ સાથેના કરારો અને તેની પાબંદી, આતંકવાદ અને વિશ્વશાંતિ બાબતે ઈસ્લામનું વિગતવાર માર્ગદર્શન અને માનવશાંતિ બાબતે ઈસ્લામ પર થતા વિવિધ આક્ષેપોના જવાબોની વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે.

: સંપાદક :

**(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧

કિતાબનું નામ : **ઈસ્લામની રાજકીય વ્યવસ્થા**

સંપાદક : **(હઝ. મવ.) મૂફ્તી ઈકબાલ મુહમ્મદ ટંકારવી સા.**
(મોહતમીમ : દારૂલ ઉલૂમ માટલીવાલા)

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૮, હિ.સ. ૧૪૪૦

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૨૦૦



: કિતાબ મેળવવાનું સ્થળ :

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ–૩૯૨૦૦૧ (ગુજરાત–ઈન્ડીયા)

ફોન : ૦૨૬૪૨–૨૨૩૮૬૪, ૨૨૩૫૦૫

# અનુક્રમણિકા



# સંપાદકીય

**શાસક અને પ્રજા વચ્ચેના સબંધો-હક્કો-ફરજો :**

સામાજિક અને આર્થિક જીવનની જેમ ઈસ્લામનું રાજદ્વારી જીવન પણ પવિત્ર આધ્યાત્મિક (રૂહાની) તથા નૈતિક (અખ્લાકી) પાયાઓ પર રચાયેલું અને ખુદાઈ આદેશોથી દોરવાયેલું છે. ઈસ્લામની રાજકીય વ્યવસ્થા પોતાના ઘડતર, કાર્યતંત્ર તથા ઉદ્દેશ્યમાં નમૂનારૂપી અને અજોડ છે. એ તત્વદર્શી કે કાર્યસાધક પ્રકારનું નથી. એ એવી કોઈ ધર્મગુરૂઈ સત્તા નથી કે જેમાં જનતાનો અમુક વર્ગ વારસાગત કે અન્ય કોઈ પ્રકારના દૈવી અધિકારો અખત્યાર કરી લે છે અને કોઈ જાતની જવાબદારી સ્વીકાર્યા વગર પોતાને બીજાઓના માથા પર ઠોકી બેસાડે છે. અને ન એ કોઈ મઝદૂરશાહી છે કે જેમાં વેરઝેરની વૃત્તિ ધરાવતા મહેનત કરનારા (કોમ્યુનિસ્ટ) લોકો સત્તા કબ્જે કરી લે છે. વળી, એ પ્રચલિત અર્થમાં લોકશાહી પણ નથી. એ બધાથી ભિન્ન કંઈક જુદી જ વસ્તુ છે. ઈસ્લામનો રાજદ્વારી દૃષ્ટિકોણ સમજવા માટે એટલું જાણી લેવું પૂરતું છે કે તે નીચે મુજબના સિદ્ધાંતો પર આધારિત છે :

(૧) માનવીઓના બધા જ સમૂહના દરેકે દરેક કાર્યની પ્રેરણા અને માર્ગદર્શન અલ્લાહપાકના કાનૂન એટલે કે કુર્આન શરીફમાંથી પ્રાપ્ત થયેલ હોવી જોઈએ કે જેને અલ્લાહ તઆલાએ પોતાના સાચા બંદાઓ માટે પસંદ ફરમાવ્યું છે.

(૨) ઈસ્લામમાં સાર્વભૌમ (સંપૂર્ણ) સત્તા ન તો શાસકને પ્રાપ્ત છે, ન જ

સ્વયં જનતાને. એનો માલિક તો એકમાત્ર અલ્લાહપાક જ છે. અને લોકો સામૂદાયિક રીતે એનો કારભાર તેના ટ્રસ્ટી તરીકે તેના કાનૂનના પાલન તથા તેની ઈચ્છા પર અમલ માટે કરે છે. શાસનકર્તા તો માત્ર એવો એક કારભારી છે કે જેને જનતાએ પોતાની સેવા તથા અલ્લાહપાકના કાનૂન અનુસાર શાસન કરવા માટે ચૂંટેલો હોય છે. આ છે ઈસ્લામી રાજ્યની આધારશિલા જેમાં એકમાત્ર સાર્વભૌમ શાસક અલ્લાહપાક જ છે.

કુર્આને કરીમમાં આવી સ્પષ્ટતાઓ ઘણી જગ્યાએ જોવામાં આવે છે. અધિકાર, કુદરત અને સાર્વભૌમ અબાધિત સત્તાનો એકમાત્ર માલિક અલ્લાહપાક જ છે, બીજું કોઈ નહીં. અલ્લાહપાક ગૌરવવંતો છે. તેના હાથમાં રાજસત્તા છે અને તે દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે. *(૬૭:૧)* બેશક, અલ્લાહપાક તમને હુકમ કરે છે કે, તમો પોતાની અમાનતો તેમના હકદારોને હવાલે કરી દો. અને જ્યારે તમો ફેંસલો કરો ત્યારે લોકો વચ્ચે ન્યાયપૂર્વક ચૂકાદો આપો. સાચે જ જે તાલીમ તે તમને આપે છે, તે સર્વશ્રેષ્ઠ છે. *(૪:૫૮)* આસમાનો અને એમની વચ્ચે છે તે બધા અને જમીનની હુકૂમત અલ્લાહપાકના જ હાથમાં છે. અને તે જ (બધાનો) અંતિમ ધ્યેય છે. *(૫:૨૦)*

(૩) ઈસ્લામી રાજ્યનો ઉદ્દેશ્ય અલ્લાહ તઆલાના બંધારણ કુર્આન શરીફમાં જણાવ્યા મુજબ પોતાના તમામ નાગરિકો માટે રંગ, વંશ કે પંથના ભેદભાવ વગર સલામતી અને સંરક્ષણ પુરૂં પાડવાનો છે. લોકો કાનૂનના પાબંદ અને શાંતિપૂર્ણ રહે ત્યાં સુધી ધાર્મિક કે કૌમી લઘુમતીઓનો પ્રશ્ન ઉપસ્થિત નથી થતો. કુર્આન શરીફ કહે છે : "હે ઈમાનવાળાઓ ! વ્યાજબી વહેવારના સાક્ષી તરીકે ન્યાયની પડખે મક્કમતાપૂર્વક ઉભા રહો અને જુઓ. અન્યોની તમારા પ્રત્યેની નફરત તમને ઈન્સાફના માર્ગેથી હટાવીને ખોટા માર્ગ (અત્યાચાર) તરફ ન લઈ જાય. ન્યાયી બનો, એ પાકીઝગીની સૌથી વધુ નજીક છે અને અલ્લાહપાકના હુકમોનું ધ્યાન રાખો. અલ્લાહપાક તમારા બધા કામોનો જાણકાર છે. *(૫:૯, ૪:૧૩૫)*

"આ એવા લોકો છે કે જો અમે તેમને દુન્યામાં સત્તા આપીએ તો તેઓ

નમાઝની પાબંદી કરે તથા ઝકાત આપતા રહે અને અન્યોને પણ ભલા કામનો હુકમ કરે તેમજ બૂરા કામથી રોકતા રહે અને સઘળા કામોનું પરિણામ તો અલ્લાહ તઆલાના જ અધિકારમાં છે.'' *(૨૨:૪૧)*

(૪) અલ્લાહપાકે હુકમ ફરમાવ્યો છે કે, હુકમ તો મારો અને મારા પયગમ્બરનો જ ચાલવો જોઈએ. બેશક, અલ્લાહપાક જ એકમાત્ર સર્વ-શક્તિમાન છે, જે પોતાની મરજીને અમલી બનાવી શકે છે. તમને એવા કોઈ માણસો નહીં મળે કે જેઓ અલ્લાહ તઆલા પર કિયામતના દિવસ પર ઈમાન ધરાવતા હોવા છતાં એવા લોકોને ચાહે કે જેઓ અલ્લાહપાક અને તેના પયગમ્બરોનો વિરોધ કરે. પછી ભલે તેઓના બાપ, બેટા, ભાઈ કે સગા-સબંધીઓ પણ કેમ ન હોય. એવા માનનારાઓના દિલોમાં એણે ઈમાન ભરી દીધું છે અને એમને પોતાની રહમતથી સબળ (શક્તિમાન) બનાવી દીધા છે. *(૫૮:૨૧-૨૨)*

## ઈસ્લામી શાસનના નિયમો :

(૫) કોઈ પણ શાસક જનતા પર સાર્વભૌમત્વ (સંપૂર્ણ શક્તિ) ધરાવી નથી શકતો. એ જનતા દ્વારા પસંદ કરાયેલ પ્રતિનિધિત્વ ધરાવતો નોકર છે. અને પોતાની સત્તા અલ્લાહપાકના તે કાનૂનની પાબંદી મારફતે મેળવે છે, જે એક પવિત્ર કરારની રૂએ શાસકો અને રૈયત પર સમાન રીતે બંધનકર્તા છે. અને જેના પર સ્વયં અલ્લાહ તઆલા દેખરેખ રાખે છે. ઈસ્લામનો પોલીટીકલ કોન્ટ્રેક્ટ એ કેવળ શાસનતંત્ર અને જનતા વચ્ચેના કોલકરાર નથી, બલ્કે એમાં બન્ને સંયુક્તપણે અને બીજી તરફ અલ્લાહપાક હોય છે. અને નૈતિક રીતે ત્યાં સુધી જ બંધનકારક રહે છે, જ્યાં સુધી માનવપક્ષો ખુદાઈ પક્ષ તરફની પોતાની ફરજો અદા કરતા રહે. તે શાસકો કે જેઓ અલ્લાહપાકના હુકમોને લાગુ કરાવવા માટે તેમના લોકો દ્વારા ચૂંટાયેલા હોય છે, તેઓ ત્યાં સુધી જ જનતાના ટેકા અને સહકારના હકદાર છે, જ્યાં સુધી તેઓ પોતે પણ અલ્લાહપાકની આજ્ઞાનું પાલન કરે. એવા લાયક શાસકોને જો જનતા કે સમાજનો કોઈ સભ્ય સાથ-સહકાર ન આપે તો એ કાર્ય રાજ્યતંત્ર તેમજ

અલ્લાહ તઆલા બન્નેવ સામેનો એક બિનજવાબદારીભર્યો અપરાધ ગણાશે. એ જ પ્રમાણે અગર શાસનતંત્ર અલ્લાહ તઆલાના માર્ગ પરથી ચલિત થાય કે એના કાનૂનની પાબંદી નથી કરતું, તો તે પણ ફક્ત ન એવો જ ગુનો કરે છે, બલ્કે તેને જનતા પાસેથી સહકાર અને વફાદારી મેળવવાનો હક પણ બાકી નથી રહેતો.

કુર્આન શરીફમાં છે : "હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાકની તાબેદારી કરો અને (અલ્લાહપાકના) પયગમ્બરોનું આજ્ઞાપાલન કરો અને તેઓનું કે જેઓને તમારામાંથી સત્તાની જવાબદારી સોંપવામાં આવી છે, જો તમો અલ્લાહપાકને અને અંતિમ દિનને ખરેખર માનતા હો. જ્યારે કદી તમારી વચ્ચે કોઈ વાતમાં મતભેદ ઉભો થાય તો તે બાબત અલ્લાહ તઆલા અને એના પયગમ્બર (સંદેશવાહક) તરફ રજૂ કરો. એમ કરવું સર્વશ્રેષ્ઠ અને અંતિમ નિર્ણય માટે સૌથી વધુ યોગ્ય છે." *(૪:૫૯)*

જેઓને સત્તાનો ભાર સોંપાયો હોય તેઓનું આજ્ઞાપાલન એ શરત સાથે સંકળાયેલું છે કે તેઓ પોતે પણ અલ્લાહપાકના કાનૂનની અને એના પયગમ્બર (સલ.)ના સૂચનોની પાબંદી કરે. પોતાના છેવટના કથનો પૈકીના એકમાં હઝરત મુહમ્મદ (સલ.)એ ફરમાવ્યું છે કે, કોઈ પણ માણસ, પછી ભલે તે શાસનકર્તા હોય કે બીજો કોઈ, પોતે અલ્લાહપાકનો તાબેદાર અને એના કાનૂનનો પાબંદ ન હોય તેને આધિન કે વફાદાર રહેવાનું નથી. હઝરત મુહમ્મદ (સલ.) પછી શરૂઆતના ખલીફાઓ આ સિદ્ધાંતને સારી રીતે સમજ્યા હતા અને તેથી તેઓએ પોતાની સર્વપ્રથમ નીતિવિષયક જાહેરાતોમાં જણાવી દીધું હતું કે, જનતાએ તેઓની મદદ ત્યાં સુધી જ કરવી, જ્યાં સુધી તેઓ પોતે અલ્લાહ તઆલાનું આજ્ઞાપાલન કરે. અને એ પણ કે જો તેઓ પોતે અલ્લાહ તઆલાના માર્ગથી ડગી જાય તો તેઓને જનતા પાસેથી આજ્ઞાપાલનની માંગણી કરવાનો હક નથી.

(૬) શાસકો અને અધિકારીઓની પસંદગી સર્વોત્તમ લાયકાત ધરાવતા નાગરિકોમાંથી તેઓના સદ્ગુણોની ક્ષમતા, યોગ્યતાના આધાર પર થવી

જોઈએ. ઉચ્ચ પબ્લિક હોદ્દાઓ માટે વંશનું મૂળ, કુટુંબની આબરૂ કે આર્થિક સ્થિતિ સ્વયં કોઈ વ્યક્તિની લાયકાતમાં વધારો કે ઘટાડો નથી કરતા. એમનાથી ન તો કોઈની ક્ષમતામાં ઉમેરો થાય છે કે ન અવરોધ ઉભો થાય છે. દરેક ઉમેદવારને તેની પોતાની ક્ષમતા પર પારખવો જોઈએ. જેને માટે કૌટુંબિક માન, ધન, વંશ અને ઉંમર સ્વયં કોઈ ગણનાપાત્ર મહત્વ નથી. જનતાની સંમતિથી ઉમેદવારોની નિયુક્તિ સામાન્ય ચૂંટણીઓ દ્વારા પણ થઈ શકે છે કે પછી એમ પણ થઈ શકે છે કે, તેઓને એવા પબ્લિક લીડરો પસંદ કરીને અધિકૃત બનાવે કે જેઓને સમાજના વિવિધ વર્ગોએ સ્વતંત્ર સ્વેચ્છાથી અધિકૃત નેતા બનાવ્યા હોય. આમ, એક ઈસ્લામી સ્ટેટમાં ગમે તેટલી પ્રતિનિધિ સભાઓ કે મ્યુનિસિપલ સરકારો હોઈ શકે છે, ચૂંટણી કે નિમણૂંકનો હક અને તંત્રનું સંચાલન અલ્લાહપાકના કાનૂનને આધિન હોય છે. તેથી એમનો ધ્યેય સર્વાંગી રીતે સમાજના સર્વોત્તમ હિતમાં હોવો જોઈએ. પવિત્ર પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ.)એ ફરમાવ્યું છે કે, સમાજમાં બેહતર માણસ હોવા છતાં જે કોઈ બીજાને પબ્લિક જવાબદારી સોંપે તો તે અલ્લાહપાકના, એના રસૂલના અને મુસ્લિમોના વિશ્વાસનો દુરૂપયોગ કરે છે. રાજદ્વારી અર્થમાં આનો મતલબ એ થયો કે નૈતિક રીતે કહીએ તો જનતા પબ્લિક બાબતો પ્રત્યે ઉદાસીન ન રહી શકે. અને તેણે મતદાન વખતે ધ્યાનપૂર્વકની પસંદગી પછી જ પોતાનો વૉટ આપવો જોઈએ. આ પ્રમાણે રાજ્યને શક્ય તેટલી હદે સલામતી અને જવાબદાર નાગરિકત્વ પ્રાપ્ત થઈ શકે છે અને આ એવું કંઈક છે, જે ઘણા મૉર્ડન ડેમોક્રેટિક દેશોમાં પણ અપ્રાપ્ય છે.

(૭) શાસકની પસંદગી અને નિયુક્તિ જો કે જનતા કરે છે, તો પણ તે સર્વપ્રથમ અલ્લાહપાક અને ત્યાર પછી પબ્લિકની સામે જવાબદાર રહે છે. એ એવું સત્તાવિહોણું પૂતળુ પણ નથી કે જેનું એકમાત્ર કામ કાગળીયાઓ પર સહીઓ જ કરવાનું અને યોગ્ય કે અયોગ્ય જોયા વગર જનતાની મરજી પર અમલ કરવાનું હોય. એણે અલ્લાહપાકના કાનૂન મુજબ જનતા વતી તેઓના સર્વોત્તમ હિતમાં વાસ્તવિક સત્તાનો ઉપયોગ કરવાનો હોય છે. કેમકે એની જવાબદારી દ્વિતરફી હોય છે. એક તરફ એ પોતાના કામ બદલ અલ્લાહપાક

સમક્ષ જવાબદાર રહે છે અને બીજી બાજુએ તે જનતા સામે પણ ઉત્તરદાયી હોય છે કે જેણે તેના પર વિશ્વાસ રાખેલો હોય છે. એણે અલ્લાહપાકને એ વાતનો પૂરેપૂરો હિસાબ આપવો પડશે કે એણે પોતાની જનતા કે તેના પ્રતિનિધિઓ સાથે કેવો વર્તાવ કર્યો. પરંતુ શાસક અને જનતા એ બંનેએ પણ અલ્લાહપાકની હજૂરમાં પૂરેપૂરો ખુલાસો રજૂ કરવો પડશે કે તેમણે કુર્આન શરીફ પ્રત્યે કેવું વલણ દાખવ્યું. અને અલ્લાહપાકના તે કાનૂનને કેવી રીતે ગણકાર્યો કે જે તેઓને જોડાણશક્તિ તરીકે પ્રદાન કરવામાં આવ્યો હતો. જનતા તરફની તેની જવાબદારીનો તકાજો એ છે કે, તેણે પોતાનું કામ સર્વોત્તમ સામૂહિક હિતને ધ્યાનમાં રાખીને કરવું જોઈએ અને અલ્લાહપાક પ્રત્યેના તેની જવાબદારીની માંગણી એ છે કે, તેણે અલ્લાહ તઆલાના કાનૂન અનુસાર રહેવું જોઈએ. આ રીતે ઈસ્લામનું રાજદ્વારી તંત્ર બીજી બધી રાજવ્યવસ્થાઓ અને માન્યતાઓથી ભિન્ન છે. અને અહીંયાં શાસકે જનતા પર તેઓની પોતાની એટલે કે લોકોની મરજી મુજબ રાજ્ય કરવાનું નથી હોતું, બલ્કે એણે તેઓની સેવા ન્યાયને સામાન્ય નિયમ બનાવીને, વિશ્વના સાર્વભૌમ માલિક અલ્લાહપાક પ્રત્યેની તેઓની વફાદારીપૂર્વકની ઉમદા બાંહેધરી આપીને કરવાની હોય છે.

(૮) કુર્આન શરીફ ઈસ્લામી રાજ્યનું બંધારણ છે. છતાં અલ્લાહપાકે મુસ્લિમોને હુકમ કર્યો કે, તેઓ સર્વસામાન્ય કાર્યો મસલતભરી રીતે એટલે કે સલાહ-મશ્વેરાથી કરે. આનાથી સ્થાનીય તથા રાષ્ટ્રીય તેમજ આંતર-રાષ્ટ્રીય સ્તરે ધારાસભાઓ અને સલાહ સમિતિઓ માટે અવકાશ નીકળે છે. ઈસ્લામી સ્ટેટમાં પ્રત્યેક નાગરિકને એ હુકમ છે કે, તેણે સર્વસામાન્ય બાબતમાં પોતાની સર્વોત્તમ સલાહ આપવી. દરેક શહેરીને એ માટેનો હક મળવો જોઈએ. આ ફરજની વાસ્તવિક તથા ફળદાયી બજાવણીની બાંહેધરી માટે શાસકોએ રાજ્યમાંના જ્ઞાની અને અનુભવી માણસોની સલાહ માંગવી જોઈએ.

શાસકો દ્વારા સલાહનું માંગવું અને જનતા દ્વારા આપવું એ કોઈ મરજીયાત વસ્તુ નથી, બલ્કે એ ઈમાનનું એક અંગ અને મઝહબી હુકમ છે. સ્વયં હઝરત મુહમ્મદ (સલ.) ''નિષ્પાપ'' અને ''નિઃસ્વાર્થ'' હોવા છતાં અલ્લાહ તઆલા એમને આ મુજબ આદેશ આપે છે :

"એ અલ્લાહ તઆલાની જ કૃપા છે કે, તમો લોકો સાથે નમ્રતાપૂર્વક વર્તો છો. જો તમો તીખા સ્વભાવના કે સખ્ત મનના હોત તો એ લોકો તમારી પાસેથી વેરવિખેર થઈ ગયા હોત. તેથી તેમની ભૂલોને દરગુજર કરો અને તેમના માટે (અલ્લાહપાકથી) ક્ષમા માંગો અને કામોમાં-બાબતોમાં એમની સલાહ લેતા રહો. ત્યાર બાદ જ્યારે તમો એક નિર્ણય પર આવી જાઓ તો પછી અલ્લાહપાક પર ભરોસો કરો." *(૩:૧૫૯)*

ઈમાનવાળાઓના આચરણોનો ઉલ્લેખ કરતાં કુર્આને કરીમ આપસી સલાહ-મશ્વેરાને ઈમાનનો એક ભાગ ગણાવે છે. ઈમાનવાળા તે છે કે, જેઓ અલ્લાહપાકને માને છે અને પોતાના પરવરદિગાર પર ભરોસો રાખે છે. જેઓ મોટા ગુનાહોથી અને બેશરમીથી દૂર રહે છે. અને જ્યારે તેમને ગુસ્સો આવે છે, ત્યારે પણ દરગુજરથી કામ લે છે. જેઓ પોતાના પરવર-દિગારના આદેશો પર ધ્યાન ધરે છે અને નિયમિતપણે નમાઝ કાયમ કરે છે. અને પોતાના કામકાજ એકમેકના સલાહ-મશ્વેરાથી કરે છે તેમજ અમે જે રોજી પ્રદાન કરી છે, તેમાંથી (ખૈરાતમાં) ખર્ચ કરે છે. અને તેમના પર જ્યારે અન્યાયી અત્યાચાર ગુજારવામાં આવે છે ત્યારે (ડરી ન જતાં) પોતે પોતાની મદદ અને બચાવ કરે છે. *(૪૨:૩૬-૩૯)*

(૯) ઈસ્લામની રાજ્યવ્યવસ્થા હેઠળ દરેક નાગરિકને આસ્થા તથા અંતરાત્માની આઝાદી અને વિચાર તથા વાણીના સ્વાતંત્ર્યનો હક પ્રાપ્ત છે. એને પોતાની શક્તિઓને ખિલવવાની, સ્થિતિ સુધારવાની, કામ કરવાની અને એમાં આગળ વધવાના પ્રયત્નો કરવાની, પૈસા કમાવાની તથા માલ-મિલ્કત ધરાવવાની અને પ્રમાણિકપણે દરેક બાબતને મંજૂર કે નામંજૂર કરવાની છૂટ છે. પરંતુ એની આઝાદી તદ્દન બિનશરતી નથી અને હોઈ શકે પણ નહીં. નહિંતર એ અંધાધુંધી અને આફતમાં પરિણમે. એની છૂટ પણ અલ્લાહપાકના કાનૂને આપી છે, અને એનું નિયંત્રણ પણ એ જ કાનૂન કરે છે. જ્યાં સુધી એ મજકૂર કાનૂન સાથે સુસંગત રહે ત્યાં સુધી એ દરેક નાગરિકનો અધિકૃત હક્ક છે. પરંતુ જો એ કાનૂની સીમાઓનું ઉલ્લંઘન કરે કે સામૂહિક હિતો સાથે અથડામણમાં આવે તો એ અલ્લાહપાકના કાનૂનનો ભંગ ગણાશે. અને તેથી

એને નિયંત્રિત કરવું પડશે. વ્યક્તિ આખા વિશ્વનો એક ભાગ છે. તેથી તેણે પોતે પણ અલ્લાહ તઆલાના તે કાનૂન સાથે બંધબેસતા થવું જોઈએ, જે કાનૂન વિશ્વના સમગ્ર તંત્રનું સંચાલન કરે છે.

(૧૦) ઈસ્લામી રાજ્યનું શાસનકાર્ય એક પબ્લિક ટ્રસ્ટ છે કે જેનો કારભાર શાસકોને અલ્લાહપાકના કલામ (કુર્આન શરીફ, હદીષ શરીફ) તેમજ જનસાધારણના મત વડે સોંપાયેલ હોય છે. જ્યાં રાજ્યની સર્વોપરી સાર્વભૌમ સત્તા અલ્લાહપાકની હોય ત્યાં જે કોઈ પણ સર્વોચ્ચ હોદ્દા પર તેનું પ્રતિનિધિત્વ કરતું હોય તેણે નિમણૂંક કરનાર સત્તાને વફાદાર હોવું જોઈએ. એટલે કે અલ્લાહ પર ઈમાન હોવું જોઈએ. અને લોકોની બહુમતી મુસ્લિમ હોઈ તે હોદ્દો સંભાળનાર પણ સાચો મુસ્લિમ જ હોવો જોઈએ. આ જોગવાઈઓ જનસાધારણના સામાન્ય હિતોને અનુલક્ષીને રાખવામાં આવી છે. અને એ માટે પણ કે અલ્લાહપાક તેમજ નાગરિકો બન્ને પ્રત્યેની બધી જવાબદારીઓ પ્રમાણિકતાથી અદા થઈ શકે. એમનો એક ઉદ્દેશ્ય કહેવાતી ધાર્મિક કે નસલી લઘુમતીઓના હકોનું રક્ષણ પણ છે.

એ માનવીનું દુર્ભાગ્ય છે કે, ઈસ્લામના આ ધારાનો ખોટો અર્થ કરી એને બૂરી રીતે (વિકૃત) રજૂ કરવામાં આવ્યો છે. વાસ્તવિક હકીકત એ છે કે, આ કાનૂન લઘુમતીઓ સામો ભેદભાવથી વર્તનારો નથી, બલ્કે તેઓના હકોને બહાલ રાખીને રક્ષનારો છે. જે કોઈ પણ ઈસ્લામી રાજ્યનો કાયદા-બદ્ધ નાગરિક બનવા ચાહે તેનું સ્વાગત થાય છે. અને તે અન્ય નાગરિકોની સાથે જવાબદાર શહેરીની ફરજો તથા હકોમાં ભાગીદાર બને છે. જ્યાં સુધી કોઈ બિનમુસ્લિમ શહેરી રાજ્યના સામાન્ય કાયદાનું પાલન કરે છે, અને પોતાના અધિકારોનો ઉપયોગ જવાબદારીપૂર્વક કરે છે ત્યાં સુધી માત્ર બિનમુસ્લિમ હોવાથી તેનો દરજ્જો ઘટી નથી જતો અને ન એ બીજા વર્ગનો નાગરિક બની જાય છે. દા.ત. જો તે અન્ય મુસ્લિમ નાગરિકોની જેમ રાજ્યના નિભાવ માટે અને વળતરરૂપે પોતાની અંગત સલામતી તથા કલ્યાણકાજે મઝહબી કર (ઝકાત) તથા બીજા સરકારી કરવેરા ભરવા ઈચ્છે તો તે ભરી શકે છે. પરંતુ જો તેને એમ લાગે કે પોતે બિનમુસ્લિમ છે, તેથી ઝકાત

જેવો ઈસ્લામી ટેક્ષ ભરવું તેને મન અપમાનકારક કે હીણપતભર્યું છે, તો તે પોતાનો વેરો જુદી રીતે 'જિઝીયા'ના રૂપમાં પણ ભરી શકે છે. આ રીતે તેને એક પ્રકારની એવી પસંદગીની સ્વૈચ્છિક તક પ્રાપ્ત છે કે જે તે રાજ્યના મુસ્લિમોને પ્રાપ્ત નથી. એણે રાજ્યને આપેલા ફાળાના વળતરરૂપે એ રાજ્યના અધિકારીઓ તેમજ સમાજ તરફથી સલામતી તથા રક્ષણનો હકદાર બને છે.

એ જ પ્રમાણે જો એવો કોઈ બિનમુસ્લિમ નાગરિક લગ્ન, તલાક, ખોરાક, વારસા વગેરે જેવા પોતાના અંગત મામલાઓમાં ઈસ્લામી કાનૂન પર અમલ કરવા ચાહે તો તેની ઈચ્છાને માન આપીને તેના હકને માન્ય રાખવો પડશે. પરંતુ જો તે એ બાબતોમાં તેના પોતાના ધર્મના શિક્ષણને અનુસરવા માંગતો હોય તો તેને એમ કરવાની પણ પૂરેપૂરી છૂટ છે. અને તેના એ હકના ઉપયોગમાં આડે આવવાનો કોઈને પણ અધિકાર નથી. પરંતુ જાહેર હિત અને સામૂહિક બાબતોમાં તેણે રાજ્યના તે કાનૂનનું પાલન કરવાનું રહે છે, જે અલ્લાહપાકનો કાનૂન છે. તેની પસંદગી ગમે તે હોય, તો પણ રાજ્ય પાસેથી રક્ષણ મેળવવાનો તેનો હક બીજા કોઈ નાગરિકથી ઓછો નથી હોતો. આ બધુ ભાવિના સ્વર્ગના રાજ્યનું સ્વપ્ન માત્ર નથી, બલ્કે એ કુર્આનની તાલીમ, હઝરત મુહમ્મદ (સલ.)નો અમલ અને ઈસ્લામી ઈતિહાસનો રેકોર્ડ છે. દા.ત. વર્ણવાયું છે કે, નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પછી શાસન સંભાળનાર બીજા ખલીફા હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.)એ એક વખતે રસ્તે જતા એક વૃદ્ધ યહૂદીને દુઃખી હાલતમાં જોયો. તપાસ કરીને હઝરત ઉમર (રદી.)એ તેની પરિસ્થિતિ જાણી. એમણે ખેદ વ્યક્ત કરતાં તે માણસને કહ્યું : "જ્યારે તમો તંદુરસ્ત અને સશક્ત હતા, ત્યારે તમારી પાસેથી ટેક્ષ લેવાતા રહ્યા અને હવે તમારી કંઈ ખબર પણ પૂછાતી નથી ! ખરેખર ઉમરે (પોતે) તમારી સાથે અન્યાયપૂર્ણ વર્તાવ કર્યો છે." પછી તરત જ તે વૃદ્ધ નાગરિકને માટે નિયમિત પેન્શન મંજૂર કરી દેવામાં આવ્યું. હઝરત ઉમર (રદી.) અને બીજા ઈસ્લામી શાસકોએ રાજકીય શિક્ષણ હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસેથી પ્રાપ્ત કર્યું હતું, જે પોતે કુર્આનની તાલીમ પર અમલ કરતા હતા. એ તાલીમ કુર્આનની નીચે મુજબની આયતોમાં અંકિત છે :

“જે લોકો તમારી સાથે (તમારા) મઝહબ વિશે ઝઘડતા નથી અને તમોને તમારા ઘરોમાંથી કાઢી નથી મૂકતા, તેઓની સાથે નમ્ર અને ન્યાયપૂર્ણ વહેવાર કરવાથી અલ્લાહપાક તમોને અટકાવતો નથી. કેમકે અલ્લાહપાક ન્યાયી લોકોને ચાહે છે. અલ્લાહપાક તમોને એ વાતથી રોકે છે કે, તમો એવા લોકો તરફ મૈત્રી અને રક્ષણ માટે વળો કે જેઓ (તમારા) ઈમાનને કારણે તમારી સાથે લડે છે. અને પોતે પણ તમને તમારા ઘરોમાંથી કાઢી મૂકે છે, અને તમોને હાંકી કઢાવવામાં બીજાઓનો સાથ પણ આપે છે. એવા લોકો તરફ દોસ્તી કરનારાઓ અન્યાયી છે.” *(૬૦:૮-૯)*

**આંતરરાષ્ટ્રીય સબંધો :**

ઈસ્લામમાં આંતરરાષ્ટ્રીય જીવન તે સબંધોનો ધારો છે કે, જે એક ઈસ્લામી રાજ્ય કે રાષ્ટ્ર અને બીજા રાજ્યો કે રાષ્ટ્રો વચ્ચે રાખવા અને જાળવવાના હોય છે. જીવનના અન્ય પાસાંઓની જેમ એનું મૂળ પણ ખુદાઈ આદેશ અને માર્ગદર્શન આધારિત છે. એ નીચે મુજબના પાયાઓ પર આધારિત છે :

(૧) મૂળ દરજ્જા અને ધ્યેયની બાબતમાં માનવએકતા ઉપર અચળ વિશ્વાસ. *(કુરૂઆન : ૪:૧, ૭:૧૮૯, ૪૯:૧૩)*

(૨) જ્યાં સુધી મુસ્લિમોના હકો પર તરાપ મારવામાં ન આવે, ત્યાં સુધી અન્યોના જીવન, આબરૂ અને મિલ્કતના અધિકારોનું યોગ્ય સન્માન જાળવવું. કોઈ પણ પ્રકારના અન્યાય, આક્રમણ કે છીન-ઝપટની સદંતર મનાઈ છે. *(૨:૧૯૦-૧૯૩, ૪૨:૪૨)*

(૩) જેમાં બધી જ પ્રજાઓ સમાન રીતે ભાગીદાર છે, માનવતાને ખાતર શુભેચ્છા મંડળોની આપ-લે અને આપસના પ્રમાણિક પ્રયત્નો સહિત શાંતિ એ તમામ સબંધોનો સર્વસાધારણ ઉદ્દેશ્ય છે. *(કુરૂઆન : ૮:૬૧)*

(૪) આંતરરાષ્ટ્રીય સબંધોમાં દબાણ કે ઘૂસણખોરીને સહન ન કરવું. જો કોઈ સત્તા કે શક્તિ ઈસ્લામી રાજ્યના અધિકારો પર ત્રાટકવાની, શાંતિનો ભંગ કરવાની, સલામતીનો નાશ કરવાની કે તેની શાંતિભરી પોલિસીનું શોષણ

કરવાની લાલચ દાખવે તો રાજ્યે પોતાના રક્ષણ માટે ઝડપી પગલાં ભરવાં જોઈએ. અને એ પ્રકારની બધી પ્રવૃત્તિઓને સત્વરે ડામી દેવી જોઈએ. અત્રે અને આવા જ સંજોગોમાં ઈસ્લામ લડાઈને વ્યાજબી ગણે છે. છતાં એવી હાલતમાં પણ અમુક નૈતિક ઉસૂલોનું પાલન જરૂરી છે કે, જેથી યુદ્ધનો વિસ્તાર ઓછામાં ઓછો અને જરૂર જેટલો જ રહે. યુદ્ધ અને શાંતિ બાબતનો ઈસ્લામી કાનૂન ખૂબ નૈતિક, અનન્ય, વ્યાપક અને અણિશુદ્ધ છે. એ લાયક છે કે, ધારાશાસ્ત્રીઓ અને નીતિજ્ઞો એનો ખાસ અભ્યાસ કરે. એ હકીકત નોંધપાત્ર છે કે, ઈસ્લામ ન તો આક્રમક યુદ્ધનું સમર્થન કરે છે કે, ન ખેતીનો પાક, પ્રાણીઓ, ઘરો વગેરેના નાશને લડાઈનો હેતુ બનાવે છે. એ ન તો બિનલડાયક સ્ત્રીઓ, પુરૂષો અને વૃદ્ધોને મારવાની પરવાનગી આપે છે કે ન યુદ્ધ કેદીઓને રીબાવવાની કે ન પરાજીતો પર પોતાની તાલીમ ઠોકી બેસાડવાની છૂટ આપે છે. જ્યાં સુધી ભૂમિ પર અન્યાય, અસત્ય અને અત્યાચારનું અસ્તિત્વ રહે ત્યાં સુધી એ ઈસ્લામના વ્યવહારૂ સિદ્ધાંતો દ્વારા વ્યાજબી ઠેરવાયેલ રક્ષણાત્મક પગલું છે. *(૨:૧૯૦-૧૯૫, ૨૧૬, ૨૧૮, ૨૨:૩૯-૪૧)*

(૫) ઈસ્લામી રાજ્યે ઉપાડેલ જવાબદારીઓનું પાલન તથા ઈસ્લામી સ્ટેટ અને અન્ય રાજ્યો વચ્ચે સંધાયેલ કરારોનું પાલન, આ વસ્તુ ત્યાં સુધી જ બંધનકર્તા છે કે જ્યાં સુધી બીજા પક્ષો કોલ-કરારને વફાદાર રહે. નહીંતર એ કરારો બંધનકર્તા નહીં રહેશે.

(૬) આંતરિક શાંતિ તથા સલામતીની જાળવણી અને આંતરરાષ્ટ્રીય સ્તર પર માનવીય સમજૂતિ તેમજ વિશ્વબંધુત્વ કેળવવામાં એનો ભાગ વિસ્તૃત હોય છે. ઈસ્લામની આજ્ઞા મુજબ એણે પોતાના નાગરિકોના જીવનના પ્રત્યેક પાસામાં પ્રગતિ તથા કલ્યાણ માટેના પ્રયાસ કરવા જોઈએ અને ઈસ્લામના જ હુકમ અનુસાર એણે સમગ્ર માનવજાતિના ઉદ્ધારમાં પણ ફાળો આપવાનો હોય છે. આ વસ્તુ મૈત્રીના સૌથી વિસ્તૃત અર્થમાં મિત્ર, પ્રજાઓ અને રાજ્યો સાથે મૈત્રીપૂર્ણ સબંધોની જોગવાઈ કરે છે. તદ્નુસાર ઈસ્લામી રાજ્યે માનવતાના હિતમાં આંતરરાષ્ટ્રીય સ્તર પર શિક્ષણ, અર્થશાસ્ત્ર, ઉદ્યોગ,

રાજકારણ જેવા ક્ષેત્રોમાં મહત્વપૂર્ણ ભાગ ભજવવાનો હોય છે. એ કામ સ્વયં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ શરૂ કર્યું હતું, અને એમના અનુયાયીઓએ પાછલી પેઢીઓના કાળમાં જાળવી રાખ્યું હતું.

એ નિર્દેશ જરૂરી છે કે, અત્રે જે કાંઈ કહેવામાં આવ્યું છે, તે કુર્આન અને પવિત્ર પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના કથન-વર્તનમાંથી મળતા આદેશો પર આધારિત એવા ઈસ્લામના સાચા, નિરોગી અને અણિશુદ્ધ સિદ્ધાંતો પર આધારિત છે. એ કોઈ ખાસ ધર્મશાસ્ત્રી, ધારાશાસ્ત્રી કે શાસકનો ઈસ્લામ નથી.

એ પણ ધ્યાનમાં રહેવું જોઈએ કે, ઈસ્લામી જીવનતંત્ર બીજી તમામ જીવન વ્યવસ્થાઓથી તથા ચિંતનોથી વિભિન્ન અને અનુપમ છે. કોઈ એને આધ્યાત્મિક કે નૈતિક, માનસિક કે સાંસ્કૃતિક, રાજકીય, આર્થિક કે અન્ય કોઈ પણ દૃષ્ટિએ જુએ તો પણ તે તરત જ જાણી શકશે કે એની ખૂબીઓ અનેરી છે. ઉદાહરણાર્થે થોડાક દાખલા લો :

(૧) ઈસ્લામી ચિંતનનું મૂળ માનવસર્જિત નથી. એ ભાંગફોડિયા રાજકારણીઓનું કે વેરવૃત્તિવાળા અર્થશાસ્ત્રીઓનું ઉત્પાદન નથી. ન એ તત્વદર્શી નીતિજ્ઞોનું કે સ્વાર્થી ઉદ્યોગપતિઓનું કારનામું છે, બલ્કે એ અલ્લાહપાકની કૃતિ છે. એકમાત્ર અનંત હસ્તીની એવી કારીગરી છે કે જે સામૂહિક રીતે સમગ્ર માનવતાના હિત માટે તૈયાર કરવામાં આવી છે. અને પ્રાકૃતિક રીતે જ એ બધા ઈમાનવાળાઓને માટે બંધનકર્તા તથા પાલનપાત્ર છે. એને બધા નિરોગી દિમાગો સમજી અને માની શકે છે. કેમકે એ મૂંઝવણ -ભર્યા ભેદો, છૂપા આવરણો તથા દંભી વિશેષાધિકારોથી મુક્ત છે.

(૨) ઈસ્લામી ચિંતનના ધ્યેયો પણ નોખા છે. એનો ઉદ્દેશ્ય જગતને તાબે કરવાનો કે ભૌતિક વિસ્તારવાદનો નથી. બલ્કે એનો હેતુ એ છે કે, વિશ્વ અલ્લાહપાકની ઈચ્છાને તાબે થઈને રહે અને દુન્યા અલ્લાહપાકના કાનૂને બાંધેલી હદોનું ઉલ્લંઘન ન કરે. એનો મુખ્ય ધ્યેય અલ્લાહપાકની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનો અને માનવીની એ રીતે મદદ કરવાનો છે કે, જેથી તે અલ્લાહ

તઆલાના કાનૂનનું પાલન કરી શકે અને પરવરદિગારના વફાદાર નાયબ તરીકે વિશ્વમાં કામ કરી શકે.

એ ધ્યેયની સિધ્ધિ માટે તે માનવજીવનના પ્રત્યેક પાસા પર ધ્યાન આપે છે. એનો મકસદ માણસમાં સારા વિચારો, શુદ્ધ આત્મા, જીવંત જ્ઞાનભાન, નિરોગી શરીર અને સચેત લાગણીઓ કેળવવાનો છે. આવા ગુણો ધરાવતી વ્યક્તિ અલ્લાહપાકનું આજ્ઞાપાલન કર્યા વિના અને જીવનનો સૌથી સધ્ધર માર્ગ અપનાવ્યા વગર નહીં રહે.

(૩) ઈસ્લામી આઈડિયોલોજીમાં એવા બધા જ તત્વો તથા બળો છે કે જે એને બુધ્ધિગમ્ય, વ્યવહારૂ, માફકસર અને કોમળ બનાવે છે. એનું ખુદાઈ મૂળ માત્ર બુન્યાદી તથા અટલ સિદ્ધાંતો પ્રગટ કરે છે. અને જરૂરી અમલીકરણની બાબતમાં આવશ્યક કામકાજ કરવા માટે માનવબુધ્ધિ માટે પૂરતો અવકાશ રાખે છે. ગમે તે નજરે જોવામાં આવે તો પણ માણસ એ જોઈ શકે છે કે, ઈસ્લામી ચિંતન સરળ, વ્યવહારૂ અને સંપત્તિવાન સિદ્ધાંતોનું બનેલું છે. એ સર્વગ્રાહી છે. કેમકે એ જીવનના બધા જ મુખ્ય પાસાઓ પર ધ્યાન આપે છે. એ વ્યવહારૂ છે. કારણ કે એક કે બીજા સમયે એ અમલમાં આવીને પ્રત્યક્ષ હકીકત બની ચૂક્યું છે. એ મધ્યમમાર્ગી એટલે કે માફકસરનું છે. કેમકે એ ન તો એક પૂંજીપતિની તરફેણ કરે છે, કે ન મહેનત-મજૂરી કરનારની. ન તો માત્ર આલોક (દુન્યા) પર જ ધ્યાન આપે છે, કે ન ફક્ત પરલોક (આખિરત) પર. એ ન તો ફક્ત ભૌતિક બાબતોને જ જુએ છે, ન એકલી આધ્યાત્મિક વાતો સુધી જ મર્યાદિત છે. એ બધી ચરમસીમાઓ વચ્ચેથી મધ્યનો માર્ગ ચીંધે છે. એક સરળ અને સમતોલ જીવનની રાહ દેખાડે છે. આ પાયાના સિદ્ધાંતોના અનુસરણ પછી વિવિધ સંજોગો અને યુગોને બંધબેસતી આવે એવી નાની-નાની વિગતો શોધવા માટે એમાં પૂરતો અવકાશ છે. આ વળાંકપાત્રતા એક નક્કર હકીકત અને એક જરૂરી જોગવાઈ છે. કેમકે ઈસ્લામી ચિંતન એ અલ્લાહપાકનું કાર્ય છે, અને બીજા બધા ખુદાઈ કાર્યોની જેમ એમાં પણ માનવબુધ્ધિ અને ઈન્સાની પ્રયોગને માટે બહોળો અવકાશ છે.

મતલબ કે ઈસ્લામે એક આદર્શ રાજકીય વ્યવસ્થા વિશ્વ સમક્ષ રજુ કરી છે. પરંતુ આપણા મુસ્લિમ વિદ્યાર્થીઓ અને શિક્ષકો પણ આ રાજકીય વ્યવસ્થાથી માહિતગાર ન હોવાને લઈ અસંમજસમાં રહે છે. આક્ષેપોના જવાબો આપી શકતા નથી, બલ્કે વારંવાર વાંચવા-સાંભળવાને લઈ તે પણ આ બાબતે થતા આક્ષેપોને સાચા માની લે છે. તથા સામાન્ય મુસ્લિમો પણ રાજકીય પ્રશ્નોને સારી રીતે સમજતા નથી અને ઈસ્લામ વિરૂદ્ધ દષ્ટિકોણ અપનાવી પોતાને અલ્લાહપાકના ગુનેહગાર ઠરાવી રહ્યા છે.

આ પ્રમાણે ધાર્મિક, રાજકીય, સામાજીક, આર્થિક, ઐતિહાસિક, વૈજ્ઞાનિક અને કાયદા કાનૂન બાબતે પણ અભ્યાસક્રમમાં ઘણી વખતે ઈસ્લામી શિક્ષા (તઅલીમ)ને ખોટી રીતે રજુ કરવામાં આવે છે અથવા વિવિધ ધર્મો અને દષ્ટિકોણો રજુ કરતી વખતે ઈસ્લામી દષ્ટિકોણ રજુ કરવામાં આવતો નથી. જેનાથી મુસ્લિમ વિદ્યાર્થી-શિક્ષકો એમ સમજે છે કે, આ બાબતે ઈસ્લામે માનવસમાજને કોઈ માર્ગદર્શન આપ્યું જ નથી. હાલાંકે આ બાબતે મુસ્લિમ વિદ્વાનોએ આધુનિક સમાજને અનુરૂપ ઈસ્લામી દષ્ટિકોણ રજુ કરતા દળદાર પુસ્તકો લખ્યા હોય છે. પરંતુ આપણા વિદ્યાર્થીઓને તેની માહિતી હોતી નથી. આ બાબતોને ધ્યાનમાં રાખી વિજ્ઞાન, ઈતિહાસ, સમાજશાસ્ત્ર, અર્થતંત્ર, રાજકારણ અને કાયદાશાસ્ત્ર વગેરે મહત્વના વિષયોને લગતા પુસ્તકો આપણા વિદ્યાર્થીઓ સમક્ષ રજુ કરવાની તમન્ના જાહેર કરૂં છું. અલ્લાહપાક આ બધા વિષયો ઉપર સહીહ વાત પેશ કરવાની તૌફીક આપે, આમીન.

- આ વિષયો પૈકી **"રાજકીય વ્યવસ્થા"** સબંધે આ પુસ્તક આપની સેવામાં રજુ કરી રહ્યો છું.
- ઈતિહાસના વિષયે **"ભારતના નિર્માણ, વિકાસ, વફાદારી અને બલિદાનોમાં મુસ્લિમોનો મહત્વનો ફાળો"**
- કાનૂન બાબતે **"ઈસ્લામી કાયદા-કાનૂન વ્યવસ્થા"**
- સામાજિક બાબતે **"ઈસ્લામની કૌટુંબિક તથા સામાજિક વ્યવસ્થા"**
- વિજ્ઞાન બાબતે **"યુરોપ તથા મુસ્લિમોનો વિજ્ઞાન સાથેનો વર્તાવ અને**

**ભૌતિકશાસ્ત્ર (ફિઝિક્સ)ના આક્ષેપોના જવાબો"** નામી પુસ્તક તથા

- અર્થતંત્રના વિષય ઉપર પણ એક પુસ્તક **"ઈસ્લામી મૂડી રોકાણ અને બેંકીંગ વ્યવસ્થા"** લખી ચૂક્યો છું.

**આભાર :**

પુસ્તકના અર્ધા ભાગનું ભાષાંતર **જનાબ માસ્તર અહમદહુસૈન ગાઝી (ગોધરાવાલા) સા.**ની ઘડાયેલ કલમે થયું છે. મોહતરમ જનાબ ગાઝી સા. ગુજરાતી ઈસ્લામી સાહિત્યક્ષેત્રે ઘણું જ ઉમદા કામ કરી રહ્યા છે. ઘણા ઉર્દૂ પુસ્તકોનો આપે અનુવાદ કર્યો છે. મોહતરમ ગાઝી સાહબે આ વિષયનો હક્ક અદા કર્યો છે. તે બદલ આપનો દિલની ગેહરાઈઓથી શુક્રિયહ અદા કરૂં છું. અલ્લાહ તઆલા આપને તેનો પોતાની શાન પ્રમાણે બેહતરીન બદલો અતા ફરમાવે, આમીન.

આ મુબારક અવસરે કિતાબના અતિ મહત્વ અને બોજદાયક કામ પ્રૂફ રીડીંગ માટે હંમેશની જેમ પરિશ્રમ કરનાર અઝીઝમ **મવલાના રશીદઅહમદ મનુબરી સાહબ**નો અંતઃકરણથી આભાર વ્યક્ત કરૂં છું. અને દુઆ ગુઝારૂં છું કે, અલ્લાહપાક એમની દીની-દુન્યવી બધી જ જરૂરતો પૂર્ણ ફરમાવે, આમીન. સાથે કોમ્પ્યુટર વિભાગના સહાયક **ઐયુબભાઈ ભાડભૂતવાળા**ને પણ ભૂલી શકતો નથી કે, પ્રૂફ અને પુસ્તકના સંપાદનમાં નવો ઉમેરો તથા ક્રમમાં થતા ફેરફારને તેમણે વ્યવસ્થિત રીતે ગોઠવી કિતાબની સુંદરતામાં વધારો કર્યો. અલ્લાહ તઆલા દારૈનમાં એમને બેહતરીન બદલો આપે, આમીન. બિહુરમતિ સય્યિદિલ મુરસલીન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ.





# વિભિન્ન શાસન પ્રણાલીઓ

હુકૂમત રાજાશાહી હોવી જોઈએ કે લોકશાહી ? તેને માટે કેવી વિશેષતાઓ જરૂરી છે ? તેને કેવી રીતે અમલી બનાવવામાં આવે ? તેની પદ્ધતિ કેવી હોવી જોઈએ ? આ કાર્યની બુનિયાદો જે હુકૂમતમાં નક્કી કરવામાં આવે છે, તેને શાસનપ્રણાલી **(Political System)** કહે છે. આજે વિશ્વમાં જે શાસન પદ્ધતિઓ અસ્તિત્વમાં છે, તેને ત્રણ વિભાગમાં વહેંચી શકાય : (૧) રાજાશાહી (૨) અમીર-ઉમરાવોની હુકૂમત (૩) લોકશાહી. આ ત્રણ હુકૂમતોની વિભિન્ન શાખાઓ ફેલાયેલી છે.

### (૧) રાજાશાહી :

ઈતિહાસમાં સૌથી વધુ પ્રચલિત શાસન પદ્ધતિ જે વિભિન્ન પદ્ધતિઓમાં પ્રારંભથી આજ સુધી જોવા મળે છે. કહેવામાં માત્ર રાજાશાહી એક શબ્દ છે. તેનો અર્થ એ છે કે, હુકૂમતનો વડો રાજા કહેવાય છે. તે વ્યક્તિગત રીતે હુકૂમત કરે છે, પરંતુ તેની પદ્ધતિઓ અલગ-અલગ યુગોમાં અને અલગ-અલગ દેશોમાં ભિન્ન રહી છે. બીજા શબ્દોમાં રાજાશાહીના પણ અનેક પ્રકાર છે.

**પહેલો પ્રકાર સરમુખ્ત્યારશાહી** : તેમાં પાયાનો સિદ્ધાંત એ છે કે, રાજા કોઈ કાનૂન અથવા નિયમનો પાબંદ નથી હોતો, બલ્કે તેનું કથન નિયમ હોય છે. તે જે કહે તે કાનૂન બની જાય છે અને તે હુકમ જારી કરવામાં કોઈની સલાહનો પાબંદ નથી. જો તે કોઈની સલાહ લે, તો તે તેની વિવેકબુધ્ધિ છે. પરંતુ જો તે કોઈની સલાહ ન લે, તો કોઈ તેને પૂછનાર નથી. તે જાતે જ

કાયદા ઘડે છે, જાતે જ શાસન ચલાવે છે અને જાતે જ ઝઘડાઓનું નિવારણ લાવે છે. એટલે ન્યાય કરવાનું કામ પણ તેના જ શિરે હોય છે. અને તેનો નિર્ણય આખરી નિર્ણય હોય છે. ભલે તે દીવાની ચૂકાદો હોય કે ફોજદારી. અંતિમ ફેંસલો તેનો જ હોય છે. દા.ત. આજે ફોજદારી કાનૂનમાં એ નક્કી કરવામાં આવે છે કે, ક્યા ગુનાહની કઈ સજા થશે ? અને કેટલી મુદત માટે થશે ? પરંતુ સરમુખ્ત્યારશાહીમાં રાજા કોઈ કાયદાનો પાબંદ નથી. કોઈનાથી નારાજ થઈ ગયો તો હુકમ આપ્યો કે તેને એક ગધેડાની ખાલમાં સીવી દો અથવા તેને કોઈ દીવાલમાં ચણી દેવામાં આવે. તો તેના માટે એ કાનૂન થઈ ગયો. આ સરમુખ્ત્યારશાહી કહેવાય છે. અને આવી શાસન પદ્ધતિઓમાં ફિરઔન અને નમરુદ જેવા બાદશાહો પેદા થયા, જેમણે ખુદા સુધીના દાવાઓ પણ કર્યા હતા.

**બીજો પ્રકાર કાઉન્સિલિંગ સામ્રાજ્ય :** રાજાશાહીનો બીજો પ્રકાર તે છે, જેને કાઉન્સિલિંગ સામ્રાજ્ય કહે છે. તેનો હેતુ એ છે કે, બાદશાહ ભલે જાતે કાયદો બનાવે છે અને ફેંસલાઓ કરે છે, પરંતુ તે પોતાની સાથે એક કમિટી પણ રાખે છે. અને કાયદા ઘડવામાં અને હુકમ જારી કરવામાં અને વ્યવસ્થા ચલાવવામાં પણ બાદશાહ તેમનાથી સલાહ લે છે. હવે આ કાઉન્સિલિંગ પણ અલગ-અલગ પદ્ધતિની હોય છે. કોઈનું નામ પરિષદ **(Council)** રાખી દીધું, કોઈનું નામ સેનેટ રાખી દીધું તો કોઈનું બીજુ નામ રાખી દીધું. એવી રીતે સલાહ-મશ્વેરાની પદ્ધતિ પણ અલગ-અલગ રહી છે. કેટલીક જગ્યાએ એવું હતું કે બાદશાહ કમિટીથી સલાહ તો માંગતા હતા, પરંતુ તેમની સુચનાઓ પર અમલ કરવાના પાબંદ ન હતા. જો બાદશાહ તેની વિરૂદ્ધ પણ કોઈ અમલ કરવા માંગે તો તેને કોઈ રોકી શકતું ન હતું. અને કેટલીક વખતે એવું થતું કે બાદશાહ પોતાની કમિટીના મશ્વેરાનો પાબંદ રહેતો કે કમિટીએ જે મશ્વેરો આપ્યો છે અથવા જે કરાર પાસ કર્યા છે, હવે બાદશાહ તે પ્રમાણે ચાલવા પર મજબુર છે.

પ્રાચીન સમયમાં યુનાન (ગ્રીસ)નું સામ્રાજ્ય સૌથી સભ્ય ગણાતું હતું. તે સમયે ત્યાં શહેરી સામ્રાજ્યની વ્યવસ્થા હતી. એટલે કે દરેક શહેરમાં

એક અલગ હુકૂમત હતી. તે સમયે શહેરની ફરતે કિલ્લાઓ હતા કે દરેક શહેર એક કિલ્લામાં બંધ હતું અને તે કિલ્લામાં રહેનારા એક રિયાસતના નાગરિકો સમજવામાં આવતા હતા. દરેક શહેરનો વડો અલગ હતો અને દરેકની વ્યવસ્થા અલગ હતી. આ શહેરી સામ્રાજ્ય ગ્રીસમાં વર્ષો સુધી ચાલતું રહ્યું. આખા ગ્રીસમાં એક જ હુકૂમત ન હતી, બલ્કે દરેક શહેર એક હુકૂમત હતી. તેમાં બાદશાહ હતા. આ બાદશાહો શરૂઆતમાં સરમુખ્ત્યાર હતા. પાછળથી તેમણે કાઉન્સિલિંગ સામ્રાજ્ય અપનાવ્યું અને તેમણે એવી કમિટીઓ બનાવી, જે અલગ-અલગ ક્ષેત્રોમાં તેમને માર્ગદર્શન આપતી હતી. અને એવું પણ બન્યું કે બાદશાહ તેમની સલાહના પાબંદ હતા. પરંતુ કેટલીક રિયાસતોમાં બાદશાહ પર એ પાબંદી ન હતી કે, તે કમિટીના મશ્વેરા પર અમલ કરે અને કેટલીક હુકૂમતોમાં એ નક્કી કરવામાં આવ્યું કે, ક્યા ક્ષેત્રોમાં બાદશાહ જાતે નિર્ણય લઈ શકે છે અને ક્યા ક્ષેત્રોમાં કમિટી નિર્ણય લઈ શકે છે. આ હઝરત ઈસા (અલૈ.)થી લગભગ ૩૦૦-૪૦૦ વર્ષ પહેલાંની વાત છે.

**ત્રીજો પ્રકાર ધાર્મિક રાજાશાહી** : સામ્રાજ્યનો ત્રીજો પ્રકાર ધાર્મિક રાજાશાહી **(Religious Monarchy)** એટલે એવી હુકૂમત જેમાં બાદશાહનો મૂળ હેતુ ધર્મ હતો. એટલે ધાર્મિક દ્દષ્ટિએ તેને નિમવામાં આવતો હતો, પરંતુ આ બાદશાહ પોતાની શાસન વ્યવસ્થામાં એ ધાર્મિક વડાઓના અંકુશ હેઠળ કામ કરતો હતો. આ ધાર્મિક રાજાશાહી ખ્રિસ્તીઓમાં લાંબા સમય સુધી રહી અને તેની શરૂઆત હઝરત ઈસા (અલૈ.)ના આકાશમાં તશરીફ લઈ જવાના લગભગ ૩૦૦ વર્ષ પછી થઈ. હઝ. ઈસા (અલૈ.)ના અનુયાયીઓ પર ૩૦૦ વર્ષ એવા પસાર થયા કે તેઓના વિરોધીઓ તેમની ઉપર અત્યાચાર કરતા રહ્યા. એ ૩૦૦ વર્ષ દરમિયાન હઝરત ઈસા (અલૈ.)નો અસલ ધર્મ બદલાઈ જઈને આજનો નવો ધર્મ અસ્તિત્વમાં આવ્યો. નહીં તો હઝરત ઈસા (અલૈ.)ના અનુયાયીઓ તો એકેશ્વરવાદી હતા અને હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહ તઆલાના પયગમ્બર માનતા હતા. તે દરમિયાન યહૂદીઓ તેમાં દાખલ થયા અને સેન્ટ પોલ **(Saint Paul)**એ તેમાં દાખલ થઈને ઈસ્વી ધર્મમાં ફેરફારો કર્યા અને ત્રણ ખુદાઓની માન્યતા અને બિનમુસ્લિમોના

અકીદાને તેમાં ભેરવી દીધા. અહીંયાં સુધી કે અસલ ધર્મના લોકો દબાય ગયા અથવા ઘણા ઓછા થઈ ગયા અને આ નવો ધર્મ જે સેન્ટ પોલએ બદલ્યો હતો, તે ખ્રિસ્તી ધર્મ તરીકે ઓળખાવવા લાગ્યો. હઝરત ઈસા (અલૈ.)ના આસમાનમાં જવાના ૩૦૦ વર્ષ પછી રોમનો બાદશાહ કોન્સ્ટેન્ટાઈન ખ્રિસ્તી બની ગયો. તે પહેલાં રોમના લોકો મૂર્તિ પૂજા કરતા હતા. પરંતુ ત્રીજી સદીની શરૂઆતમાં આ કોન્સ્ટેન્ટાઈન ખ્રિસ્તી બની ગયો અને ખ્રિસ્તી પણ સેન્ટ પોલના ધર્મવાળો ખ્રિસ્તી અને આ તે જ કોન્સ્ટેન્ટાઈન છે, જેના નામ પરથી કુસ્તુન્તુનિયા બન્યું છે. જે આજે ઈસ્તંબુલ કહેવાય છે. અને પછી આ ખ્રિસ્તીઓનું કેન્દ્ર બની ગયું. એવી રીતે કોન્સ્ટેન્ટાઈન (પહેલા)ના ખ્રિસ્તી બની ગયા પછી રોમમાં ખ્રિસ્તી ધર્મની હુકૂમતની શરૂઆત થઈ. એ સમયે સેન્ટ પોલના ખ્રિસ્તી ધર્મના પેશવા અન્નાશિયસ **(Athanasius)** હતો. તેને કોન્સ્ટેન્ટાઈન (પહેલા)ને ધાર્મિક રીતે પ્રમાણભૂત બાદશાહ સ્વીકાર્યો અને તેનાથી રોમમાં ધાર્મિક રાજાશાહીની શરૂઆત થઈ. એ ધાર્મિક રાજાશાહીની વિશેષતા એ હતી કે ચર્ચના વડા જેને પોપ કહેવામાં આવતો હતો, ધાર્મિક મામલાઓમાં તેનો નિર્ણય અંતિમ ગણાતો હતો અને માત્ર રાજકીય બાબતોમાં રાજા નિર્ણય કરતો હતો. પરંતુ એ અધિકાર પણ પોપને જ હતો કે તે એ નક્કી કરે કે ક્યો મામલો ધાર્મિક છે. એટલા માટે બાદશાહ પોતાના નિર્ણયમાં ચર્ચના પોપનો પાબંદ હતો. જો પોપ તેને કોઈ હુકમ કરે તો તે માનવા પર મજબુર હતો. જો કે બે તલવારો એક મિયાનમાં નથી રહેતી. એટલા માટે પોપ અને બાદશાહ વચ્ચેનો નિર્ણય એક મુસીબત હતો. તેમાં અનેક ઝઘડાઓ પેદા થયા છે. અધિકારોનો આ મામલો ત્યાં સુધી એક કાયમી પ્રશ્ન બની રહ્યો, જ્યાં સુધી બિનસાંપ્રદાયિક શાસન હેઠળ વેટિકનમાં પોપની અલગ હુકૂમત ન સ્થપાઈ ગઈ.

**ચોથો પ્રકાર બંધારણીય રાજાશાહી :** બંધારણી રાજાશાહી (Constitutional Manarchy)નો અર્થ એ થાય છે કે, એવી હુકૂમત જેમાં બાદશાહ કોઈ બંધારણનો પાબંદ હોય છે. એવું નહીં કે જે બોલ્યા તે કાનૂન બની ગયો અને જે ચાહે તે હુકમ જારી કરે, જે ઈચ્છે તેવા પગલાં ભરે. બલ્કે તેમના

કાર્યો કોઈ બંધારણને પાબંદ હોય છે. બાદશાહ એ દસ્તુરના ડાયરામાં રહીને જ કાર્ય કરી શકે છે અને આ બંધારણીય રાજાશાહી પણ અલગ-અલગ સમયમાં રહી છે. યુનાન (ગ્રીસ)માં પણ હતી. રોમમાં પણ કેટલોક સમય એવો આવ્યો, જેમાં બાદશાહ પણ દસ્તુરના પાબંદ રહ્યા. ખાસ કરીને મધ્યયુગ પછી તો હુકૂમત વધારે બંધારણીય જ રહી. એ બંધારણીય હુકૂમતનો એક પ્રકાર તે છે, જે આજે પાર્લામેન્ટનો એક ભાગ હોય છે, જેમકે બ્રિટનમાં છે. રાણી એલિઝાબેથ છે અને ત્યાં દસ્તુરી હુકૂમત છે. પરંતુ તે હુકૂમત નામની છે. સંપૂર્ણ અધિકાર પાર્લામેન્ટ પાસે છે. માત્ર નામનો એક બાદશાહ હોય છે.

આપણે જોયું કે રાજાશાહી એક એવી શંકાસ્પદ વ્યાખ્યા છે, જેનો પ્રકાર સરમુખ્ત્યારશાહીથી લઈને માત્ર નામની જ રાજાશાહી સુધી છે. એટલે બાદશાહ એવા પણ થયા કે તેમના હુકમો કાનૂન હતા અને એવા પણ થયા કે તેમનું કંઈ ચાલતું નહીં. આ પણ રાજાશાહી છે અને તે પણ રાજાશાહી છે. ટૂંકમાં હુકૂમતના આ ચાર-પાંચ પ્રકાર છે. તેનાથી એ વાત સ્પષ્ટ થઈ છે કે, જ્યારથી બિનસાંપ્રદાયિક્તાનું વર્ચસ્વ વિશ્વમાં વધ્યું છે, તે સમયથી બાદશાહતનો શબ્દ અથવા બાદશાહનું નામ બદનામ થયું છે. અને તેના બદનામ થવાના કારણો એ છે કે, તેને સંપૂર્ણ ખરાબ સમજવામાં આવે છે કે બાદશાહત હંમેશા ખોટી જ હશે. તેના કારણે કેટલાક લોકો એવું કહેતા જોવા મળે છે કે, ઈસ્લામમાં મુલુકિયત (રાજાશાહી) નથી વગેરે વગેરે. તો એ હકીકતમાં પ્રોપેગન્ડાનો અસર છે, જે લોકશાહીએ પેદા કર્યો છે. નહીં તો મુલુકિયત તો એક શિર્ષક છે અને એ શિર્ષક હેઠળ અર્થ સારો પણ હોઈ શકે છે અને ખરાબ પણ. એ શિર્ષક હેઠળ હુકૂમત લાભકારક અને યોગ્ય પણ હોઈ શકે છે અને ખરાબ પણ હોઈ શકે છે.

જો આપણે કુરૂઆને કરીમમાં જોઈએ તો અલ્લાહ તઆલાએ તાલુતને હુકૂમત એટલે બાદશાહ બનાવીને મોકલ્યા અને તેને ઉપકાર કરતાં ફરમાવ્યું કે, અમે તમારી ઉપર એ એહસાન કર્યું કે અમે તેને બાદશાહ બનાવીને મોકલ્યા. એવી રીતે બની ઈસ્રાઈલ પર ઉપકારોનું વર્ણન કરતાં ફરમાવ્યું કે, ''એટલે અલ્લાહપાકે તમને બાદશાહ બનાવ્યા.'' *(સૂ.માઈદહ : ૨૦)* એવી

રીતે હઝરત સુલયમાન (અલૈ.) અને હઝરત દાવૂદ (અલૈ.)ને બાદશાહ બનાવ્યા. હવે જે લોકો લોકશાહીના ચાહક છે, જ્યારે આ આયત આવે છે, તો તેઓ જાતજાતના બહાના કરે છે કે, અહીંયા તો હુકૂમતનો અર્થ બીજો છે, ઈસ્લામમાં હુકૂમત નથી. પરંતુ હકીકત એ છે કે, હુકૂમત, સામ્રાજ્ય, મુલુકિયત વગેરે કોઈ પણ નામ રાખી લો, અસલ વાત એ છે કે તેને અધિકાર કેટલો છે અને તે ક્યા સિદ્ધાંતો પ્રમાણે કાર્ય કરે છે. જો તે વાત યોગ્ય છે તો તેનું નામ ભલે કોઈ રાખી લો, તેનાથી કોઈ ફર્ક પડવાનો નથી અને ન તેને ખરાબ સમજવામાં આવશે. એટલા માટે એ વાત મગજમાં બેસાડવી જોઈએ કે, આપણે ત્યાં જે ખ્યાલ આવી ગયો છે કે, હુકૂમત અથવા બાદશાહત સંપૂર્ણ ખરાબ છે. એ વાસ્તવિક રીતે આધુનિક વિચારકોએ ફેલાવેલો પ્રોપેગન્ડા છે, જે આપણા સમયમાં ફેલાયો છે.

નહીંતર બાદશાહત શબ્દમાં કંઈ નથી. તે સારી પણ હોઈ શકે છે અને ખરાબ પણ હોઈ શકે છે. ઈસ્લામ તેમાં વચ્ચે પડતો નથી કે તેનું નામ બાદશાહ રાખો, ખલીફા રાખો, સુલતાન રાખો અથવા પ્રધાન રાખો. નામથી કોઈ ફર્ક પડતો નથી. અસલ વાત એ છે કે, તે ક્યા સિદ્ધાંતો પ્રમાણે, ક્યા કાયદા પ્રમાણે, ક્યા આયોજન પ્રમાણે હુકૂમત કરે છે, તેની વિસ્તૃત માહિતી ઈન્શા-અલ્લાહ આગળ આવશે.

## (૨) અમીર-ઉમરાવોની હુકૂમત :

બીજી શાસન પદ્ધતિ અમીર-ઉમરાવોની હુકૂમત છે. તેને અંગ્રેજીમાં “Aristocracy” કહે છે.

અમીર-ઉમરાવોની હુકૂમત એક ઘડેલ શબ્દ છે. તેનો અર્થ ઉચ્ચતમ કુળ (શિષ્ટ)નું શાસન. આનો હેતુ એ છે કે, હુકૂમત કરવી દરેક વ્યક્તિનું કાર્ય નથી અને ન તેનો હક દરેકને પહોંચે છે. બલ્કે હુકૂમત કરવાનો અધિકાર કેટલાક અગત્યના લોકોને પહોંચે છે. જે ખાસ કુળના હોય અથવા ખાસ ગુણો ધરાવતા હોય.

હવે તે ક્યો સમૂહ છે, જેને હુકૂમતનો અધિકાર છે ? તે અલગ-અલગ

લોકોએ અલગ-અલગ રીતે વર્ણન કર્યા છે. કેટલાક લોકોએ કહ્યું કે, જે લોકો ધાર્મિ દૃષ્ટિએ શ્રેષ્ઠ હોય તે હકદાર છે. કેટલાકે કહ્યું કે, જે લોકો કોઈ ખાસ વિશેષતાઓ ધરાવતા હોય, વધારે બહાદુર હોય, વધારે બુધ્ધિશાળી હોય તે હકદાર છે અને તેમની હુકૂમત સ્થપાવવી જોઈએ. એ રીતે લોકોએ અલગ-અલગ વ્યાખ્યાઓ કરી છે. આ સમજૂતીને આધારે તેમની અંદર અલગ-અલગ વિભાગો પડી ગયા. પરંતુ બધાનો ખ્યાલ એ છે કે, હુકૂમત દરેક વ્યક્તિનું કામ નથી, બલ્કે ખાસ જુથ છે, જે બાદશાહ બની શકે છે અને બધા લોકોએ તેની આજ્ઞા પૂરી કરવી જોઈએ.

આ વિચારની શરૂઆત એરિસ્ટોટલ અને પ્લેટોથી જ થયો છે અને આ વ્યાખ્યા પણ તેમની જ બનાવેલી છે. તેમણે એ વિચાર રજૂ કર્યો કે બાદશાહીનો અધિકાર એવા લોકોને પ્રાપ્ત થવો જોઈએ, જે જ્ઞાની હોય અને તેમાં નિષ્ણાંત હોય. પરંતુ આ વિચાર અમલમાં ન આવ્યો એ તેમનો એક વિચાર હતો, તેમની આશા હતી, પરંતુ એવી શાસન વ્યવસ્થા ન બની, જે માત્ર જ્ઞાન આધારિત હોય.

અહીંયાં એ પણ સ્પષ્ટ કરવું જરૂરી છે કે, અસલમાં અમીર-ઉમરાવોની હુકૂમતનો અર્થ એ હતો કે, કોઈ ખાસ વિશેષતાઓ ધરાવતા લોકોને જ હાકિમ બનાવવામાં આવે. પરંતુ આ વ્યાખ્યા એ સમયે પણ વપરાય છે, જ્યારે એવા લોકો તો પ્રત્યક્ષ રીતે હાકિમ ન બને, પરંતુ હુકૂમત પર તેમનું એવું વર્ચસ્વ હોય કે તેમને જ હાકિમ સમજવામાં આવતા હોય. એટલે કે પાછળથી હાકિમોને ચલાવતા હોય એવા સમયે પણ એવું કહેવામાં આવે છે કે, અમીર-ઉમરાવોની હુકૂમત કાયમ થઈ ગઈ છે. માટે એ સમજૂતીને કારણે આજે અમલદારશાહીનો શબ્દ વપરાય છે. એનો અર્થ એ છે કે, જાહેરમાં બાદશાહ ભલે કોઈ હોય, પરંતુ સરકારી કર્મચારીઓએ એટલું પ્રભુત્વ જમાવી લીધું હોય કે અગત્યના મામલાઓમાં અને પોલિસીઓના નિર્ણયો તેમની મરજી પ્રમાણે થતા હોય. હાકિમોને કાબૂમાં કરીને પોતાની મરજીના નિર્ણયો કરાવે છે. હવે આ અમીર-ઉમરાવોની હુકૂમતના પણ અનેક પ્રકાર છે.

**પહેલો પ્રકાર જ્ઞાની અમીર-ઉમરાવોનો :** જેનો વિચાર એરિસ્ટોટલ અને પ્લેટોએ રજૂ કર્યો હતો. પરંતુ જેમકે ઉપર રજૂ કર્યું કે, એ માત્ર એક ઈચ્છા હતી, જે ક્યારેય પૂર્ણ ન થઈ.

**બીજો પ્રકાર વંશીય અમીરશાહી (Racial Aristocracy) :** તેનો અર્થ એ છે કે, કોઈ એક વંશની પસંદગી કરી લેવામાં આવે કે માત્ર આ વંશ અથવા જાતિના લોકો બાદશાહીના ગુણો ધરાવે છે. હવે જે પણ બાદશાહ બનશે, તે એ જ જાતિનો હશે. તેની ઉપર ઘણી જાતિઓ અમલ કરતી રહી. ખાસ કરીને બિનમુસ્લિમ સંસ્કૃતિમાં તેનો ખાસ ખ્યાલ હતો કે, હુકૂમત કરવી બ્રાહ્મણ અથવા રાજપૂત અથવા ક્ષત્રિય લોકોનો હક સમજવામાં આવતો હતો.

**ત્રીજો પ્રકાર ધાર્મિક અમીરશાહી અથવા દેવશાહી :** જેને દેવશાહી (Theocracy) પણ કહે છે. આ શબ્દ પણ યુનાની છે. યુનાની ભાષામાં "Theo" ખુદાને કહે છે. (અને તેનાથી થિયોલોજી બન્યો છે. લોજી જ્ઞાનને કહે છે, તો થિયોલોજીનો અર્થ ધર્મશાસ્ત્ર છે.) "Cracy"નો અર્થ છે હુકૂમત. એવી રીતે "Theocracy"નો અર્થ ખુદાની હુકૂમત.

આ વ્યવસ્થાનો વિચાર તો ખૂબ જ શ્રેષ્ઠ છે અને તે એ કે હકીકતમાં વિશ્વમાં અલ્લાહપાકની હુકૂમત છે. અને અહીંયા જે પણ હુકૂમત કાયમ થશે તેને અલ્લાહ તઆલાના હુકમોની પાબંદી કરવી પડશે. પરંતુ પ્રશ્ન એ થાય છે કે, અલ્લાહપાકના હુકમોની નિયુક્તિ કોણ કરશે? ખ્રિસ્તીઓમાં એવું હતું કે ચર્ચના વડા પોપને એ સત્તા હતી કે તે અલ્લાહપાકના હુકમો નક્કી કરીને બાદશાહને બતાવે. માટે જે વાતને પોપ અલ્લાહ તઆલાનો હુકમ નક્કી કરે, હુકૂમતનો વડો તેની ઉપર અમલ કરવા પર મજબુર છે. તેનું પરિણામ એ આવ્યું કે દેવશાહીનો મતલબ ધાર્મિક આગેવાનોની હુકૂમત થયો. હવે દેવશાહીનો જે અર્થ કરવામાં આવે છે, તે 'ખુદાની હુકૂમત'ને બદલે 'ધાર્મિક વડાઓની હુકૂમત'' કરવામાં આવે છે.

રોમની ખ્રિસ્તી હુકૂમતોમાં એ એક મુશ્કેલ પ્રશ્ન રહ્યો છે કે, ત્યાંનો વડો

તો બાદશાહ હતો, પરંતુ તે પોપની ધાર્મિક આજ્ઞાઓનો પાબંદ હતો. તેના કારણે પોપ અને બાદશાહ વચ્ચે અનેક વખતે સંઘર્ષ થતો. બીજી બાજુ પોપને ધર્મની આજ્ઞાઓ નક્કી કરવાનો સંપૂર્ણ અધિકાર હતો અને તેની ઉપર કોઈ પાબંદી ન હતી. તેથી પોપે આ અધિકારને કેટલીય વખતે ખોટી રીતે ઉપયોગમાં લીધો. અને ખાસ કરીને જ્યારે એવા લોકો પોપ બન્યા, જેમણે પોતાના સ્વાર્થ ખાતર એવી પોલિસીઓ બનાવી, જેમાં સમગ્ર કૌમ સદીઓ સુધી અત્યાચારનો ભોગ બનેલી રહી. એ પરિસ્થિતિને કારણે સામાન્ય પ્રજામાં ધર્મની વિરૂદ્ધ ષડયંત્ર પેદા થયું અને અંતે જ્યારે તેમણે હુકૂમતથી ધર્મને અલગ કરીને લોકશાહી વ્યવસ્થા કાયમ કરી તો દેવશાહી શબ્દ એક ગાળ બની ગયો. કારણ કે આ શબ્દ સાંભળતાં જ તેમના મગજમાં તે બધી બદીઓ ઉભરે છે, જે પોપે ચર્ચમાં પેદા કરી હતી.

જો કે દેવશાહી શબ્દ ખૂબ જ બદનામ થઈ ગયો છે. એટલા માટે મુસ્લિમ સમાજમાં પણ લોકો મોટેભાગે એવું કહેવા લાગ્યા છે કે, ઈસ્લામ દેવશાહીનો સમર્થક નથી અને દેવશાહી ઈસ્લામની વિરૂદ્ધ છે. લોકો એ કહેતી વખતે દેવશાહીનો હેતુ અને ખ્રિસ્તી જગતમાં તેના અમલના પરિણામો વિશે કોઈ ભેદ કરતા નથી. માટે જ્યારે ઈસ્લામી હુકૂમતની સ્થાપનાની વાત થાય છે અથવા તો આલિમો તરફથી એ માંગ કરવામાં આવે છે કે ઈસ્લામી હુકૂમત કાયમ થવી જોઈએ. અથવા આલિમો રાજકારણમાં હિસ્સો લે છે, તો આધુનિક લોકો એ આક્ષેપ કરે છે કે, આ લોકો દેશમાં દેવશાહી (Theocracy) સ્થાપવા માંગે છે. અને અમે દેવશાહી નહીં સ્થાપવા દઈએ. પરંતુ Theocracyનો અર્થ કોઈ સમજતું નથી, ન આક્ષેપ કરનારા અને ન જવાબ આપનારા. તેનું પરિણામ એ છે કે, તેની ખૂબી અને ખરાબીની જાણકારી વગર એક નારા તરીકે આ શબ્દ વાપરવામાં આવે છે કે, ઈસ્લામમમાં Theocracy (દેવશાહી) નથી અને આ કહેતી વખતે Theocracyના અસલ ખ્યાલ અને ખ્રિસ્તીઓમાં તેનો અમલ એ બંને વચ્ચે કોઈ ફર્ક કરવામાં આવતો નથી. હકીકતમાં Theocracyનો અર્થ છે 'ખુદાપાકની હુકૂમત.' જેમકે કુર્આને કરીમમાં ફરમાવ્યું કે, **"ઈનિલ હુક્મુ ઈલ્લા લિલ્લાહ."** હવે અંદાજો લગાવો

કે જ્યારે એ કહેવામાં આવે છે કે, ઈસ્લામમાં દેવશાહી નથી, તો તેનો મતલબ એ થયો કે ઈસ્લામમાં ખુદા તઆલાની હુકૂમત નથી. માટે જે લોકો સમજ્યા વગર એ શબ્દ વાપરે છે, તેઓ કેટલી ખતરનાક વાત કહે છે.

હકીકતમાં Theocracy પોતાના શાબ્દિક અર્થમાં બિલ્કુલ બરાબર છે કે, વિશ્વમાં સત્તાનો અધિકાર માત્ર અલ્લાહ તઆલાને પ્રાપ્ત છે અને વ્યક્તિ જે કોઈ હુકૂમત સ્થાપે તે અલ્લાહ તઆલાના હુકમોને તાબે હોય. પરંતુ Theocracy જ્યારે અસ્તિત્વમાં આવી, તો વિવિધ ધર્મો તરફથી તેમાં અનેક ખરાબીઓ પેદા થઈ ગઈ. તેને કારણે આ શબ્દ બદનામ થઈ ગયો.

## યહૂદી અને હિંદુ દેવશાહી :

સૌપ્રથમ જે દેવશાહી અસ્તિત્વમાં આવી, તે યહૂદીઓની દેવશાહી હતી. તેની હકીકત એ હતી કે, હઝરત ઈસા (અલૈ.)થી પહેલાં બધા બની ઈસ્રાઈલ (યહુદીઓ) હઝરત મૂસા (અલૈ.)ની શરીઅત (હુકમો)ના પાબંદ હતા, જે તવરાતમાં લખેલા હતા. અને તવરાતના હુકમોને યહૂદીઓની વ્યાખ્યા પ્રમાણે કાનૂન કહેવામાં આવતા હતા. પરંતુ તવરાતમાં જે હુકમો છે, તે ઈબાદત, પાકી વગેરેને લગતા વધારે છે. અને સભ્ય જીવન વિશેના હુકમો બહુ થોડા છે. એટલા માટે યહૂદી ધર્મની બુનિયાદ પર જે હુકૂમત સ્થપાઈ, તેમાં તેમનું એવું કહેવું હતું કે અમે એ હુકૂમત તવરાતના કાનૂન પ્રમાણે ચલાવીશું, પરંતુ તવરાતના કાનૂનમાં બધી બાબતો તો નોંધાયેલી નથી. માટે જો કોઈ એવી પરિસ્થિતિ સામે આવતી, જેનો સ્પષ્ટ હુકમ તવરાતમાં મૌજુદ નથી, તો એવી સ્થિતિમાં આ હક ધાર્મિક વડાઓને આપવામાં આવતો હતો કે તેઓ અલ્લાહ તઆલાના હુકમોને જાણે અને તે પ્રમાણે કાનૂન બનાવે અને અલ્લાહપાકની મરજી જાણવા માટે તેમને ત્યાં એવી પદ્ધતિ હતી કે એક તંબુ બનાવતા હતા, તેને 'ઈબાદતનો તંબુ' કહેતા હતા. આ તંબુમાં એક તાબુત (તાજિયો) મૂકવામાં આવતો હતો અને તાબુતની ઉપર સોનાનું કવર ચઢાવવામાં આવતું હતું. જે ધાર્મિક વડો હતો, તે આ તાબુત પાસે આવીને બેસી જતો અને મોટેભાગે એવો સમય પસંદ કરતો કે જ્યારે આકાશમાં વાદળાં હોય અને વિજળી ચમકવાની

આશા હોય, ત્યાં બેસીને તે ધ્યાનમગ્ન થતો અને કેટલીક દુઆઓ માંગતો. તેના કારણે આકાશમાં વિજળીના ચમકારા થતા. આકાશમાં વિજળી ચમક્યા પછી તે કહેતો કે, મને અલ્લાહ તઆલાએ આ હુકમ આપ્યો છે. તેમનું એવું કહેવું હતું કે, ખુદા કોઈ ધાર્મિક વડાથી પ્રત્યક્ષ રીતે વાતચીત કરીને તેની કોઈ નવી સ્થિતિ વિશે કોઈ કાનૂન આપે છે. જ્યારે પણ આવી પરિસ્થિતિ સર્જાય તો તે ત્યાં જતા, જો વિજળી ચમકી ગઈ તો ઠીક, ન ચમકી તો પણ તે ધ્યાન-મગ્ન બની રહેતો હતો અને એ દાવો કરતો કે મને આ દિવ્યવાણી મળી છે અથવા મારી ઉપર આ વાત ખુલી છે કે, આ પરિસ્થિતિનો આ હુકમ છે. આ યહૂદીઓની દેવશાહી હતી.

સ્પષ્ટ છે કે, કોઈ ધાર્મિક વડાને અલ્લાહપાક તરફથી પ્રત્યક્ષ દિવ્યવાણી થાય અથવા કોઈ વાત તેની ઉપર ખુલતી હોય, એ માત્ર વહેમ છે અને એ માત્ર પોતાની નેતાગીરી લોકો પર બાકી રાખવા માટે મનઘડત વાત છે. માટે વાસ્તવિક રીતે તે જે કાનૂન ઘડતો હતો, તે કાનૂન ખુદાઈ કાનૂન ન હતો, બલ્કે પોતાની મરજી, પોતાની અભિલાષા અને પોતાના વિચારોને ખુદા સાથે જોડીને લોકો ઉપર કાયદો નાખતો.

એ પ્રકારની દેવશાહી હિંદુઓમાં પણ ચાલી કે ત્યાં બ્રાહ્મણ પુરોહિતને એ અધિકાર હતો કે, તે પ્રત્યક્ષ ખુદાથી કોન્ટેક કરીને કોઈ કાનૂન લાગુ કરી દે. એ બંને પ્રકારના ધાર્મિક વડાઓના નિર્ણયને કોઈ વ્યક્તિ ભલે તે યહૂદી હોય અથવા હિંદુ, પડકારી શકતો નહીં કે તમે જે હુકમને ખુદા સાથે જોડ્યો છે, તે હુકમ વાસ્તવિક રીતે ખુદાનો નથી. તે પડકારવાની કોઈની હિંમત ન હતી, બલ્કે તેને માની લેવો જરૂરી હતો. એ બંને ધર્મોમાં અને કેટલીક જગ્યાએ બૌદ્ધ ધર્મમાં પણ ધાર્મિક વડાઓને ડાયરેક્ટ ખુદાથી વાત કરીને કાનૂન બનાવવાનો અધિકાર પ્રાપ્ત હતો. તિબ્બત અને જાપાનમાં લામા નામના જુથોમાં આજે પણ આ પ્રચલિત છે.

ટૂંકમાં જ્યારે ધાર્મિક વડો પોતાની મનઘડત વાતને ખુદાની દિવ્યવાણી કહીને કોઈ વાતને ખુદાનો હુકમ કહેતો, તો બાદશાહ તે માનવાનો પાબંદ

હતો. ધીરે ધીરે બાદશાહોએ એ વિચાર્યું કે, આ તો મુસીબત ઉભી થઈ ગઈ કે ધાર્મિક વડો જે ઈચ્છે છે, તે ખુદા તરફથી છે એવું કહીને અમારી ઉપર લાગુ પાડે છે. માટે કેમ એવું ન કરવામાં આવે કે આ પાવર પણ સ્વયં ભોગવવામાં આવે. જો તે ધ્યાનમગ્ન થઈને ખુદાની મરજી જાણી શકે છે. તો હમો પણ જાણી શકીએ છીએ. તેથી બાદશાહોએ ધીરે ધીરે કેટલાક ધાર્મિક વડાઓને પોતાના મિત્ર બનાવીને આ અધિકાર પોતાની તરફ વાળી દીધો. અર્થાત્ એ દાવો કરવામાં આવ્યો કે, કોઈ ધાર્મિક વડાને એ દિવ્યવાણી થઈ છે કે, હવે આ અધિકાર બાદશાહ પાસે જતો રહ્યો છે. તેના પરિણામે હવે એ વાત નક્કી થઈ કે બાદશાહ જે કહે તે ખુદાનો કાનૂન છે અને તેના પરિણામે એ વિચાર મૂકવામાં આવ્યો કે, બાદશાહ હકીકતમાં જન્નતમાં બને છે. અને એ જન્નતી મખ્લૂક છે. અલ્લાહ તઆલા તેને બાદશાહ બનાવે છે, તે ખુદાથી પોતાનો અધિકાર લઈને દુનિયામાં આવે છે. માટે તે ખુદાઈ મખ્લૂક છે. તે જે પણ કાનૂન બનાવે, તે જે પણ હુકમ જારી કરે, બધા લોકો માટે તે માન્ય ગણાય છે. અને જો માની લો કે તે અત્યાચાર કરે છે તો પણ બધા લોકોની ફરજ છે કે, તે અત્યાચારને વેઠી લે. કારણ કે તે અલ્લાહ તઆલાની મરજી પ્રમાણે કરી રહ્યો છે. એટલે તેને પદભ્રષ્ટ કરવાના પ્રયત્નો પણ ન થતા. એવી રીતે દેવશાહી ધાર્મિક વડાઓ પાસેથી બાદશાહો પાસે આવી ગઈ.

### ખ્રિસ્તી દેવશાહી :

ત્યાર પછી ખ્રિસ્તી ધર્મ આવ્યો. ખ્રિસ્તી ધર્મ વિશે પહેલાં એ સમજી લઈએ કે હકીકતમાં હઝરત ઈસા (અલૈ.)નું આગમન માત્ર બની ઈસ્રાઈલ તરફ હતું, અને આપનો હેતુ શિર્ક અને બીજી બદીઓથી દૂર રાખવાનો હતો. એટલા માટે ખાસ કરીને આપની શરીઅત કેટલાક ખાસ હુકમો સિવાય તવરાત પ્રમાણે હતી. કેટલાક ખાસ હુકમો પણ હું ઈસ્લામની દૃષ્ટિએ કહું છું. બાકી તો વાસ્તવિક રીતે તો હઝરત ઈસા (અલૈ.) બાઈબલને અમલી બનાવવા માટે આવ્યા હતા, તેમાં કોઈ ફેરફાર કરવા માટે આવ્યા ન હતા. બાઈબલમાં હઝરત ઈસા (અલૈ.)ના ઘણા કથનો છે કે, હું તવરાતને રદ કરવા નથી આવ્યો, બલ્કે તવરાતને અમલી બનાવવા આવ્યો છું. માટે ખ્રિસ્તીઓના અસલ

ધર્મમાં હઝરત ઈસા (અલૈ.)ની શરીઅત હઝરત મૂસા (અલૈ.)ની તવરાતથી અલગ ન હતી, પરંતુ (પોલોસ) સેન્ટ પોલએ જેવી રીતે ખ્રિસ્તી ધર્મમાં બગાડ પેદા કર્યો, તેમાં એ દાવો પણ કર્યો કે હઝરત ઈસા (અલૈ.)ના આવવા પર તવરાતના બધા હુકમ અમાન્ય થઈ ગયા.

સેન્ટ પોલનું વર્ણન હું પહેલાં પણ કરી ગયો છું. એ હઝરત ઈસા (અલૈ.)ના જમાનામાં હતો અને યહૂદી હતો, અને તેનું નામ પણ સાઉલ હતું. હઝરત ઈસા (અલૈ.)ના આસમાન પર જવા પછી જ્યારે હવારીઓ (અનુયાયીઓ)એ પ્રચાર શરૂ કર્યો, તો એ વ્યક્તિ હવારીઓને તકલીફ પહોંચાડવામાં અને અત્યાચાર કરવામાં આગળ હતો. પરંતુ તેણે એક લાંબી મુદત (ખ્રિસ્તી અનુયાયીઓ પર અત્યાચાર કર્યા) પછી અચાનક એ દાવો કર્યો કે, હું એક વખતે દમાસ્કસથી આવી રહ્યો હતો, તો રસ્તામાં મારી ઉપર એક પ્રકાશ થયો. અને એ પ્રકાશમાંથી અવાજ આવ્યો કે, ''હે પોલોસ ! તું મને કેમ સતાવે છે ?'' એ અવાજ હઝરત ઈસા (અલૈ.)નો હતો. એટલે કે મારા અનુયાયીઓને કેમ સતાવે છે ? તે કહે છે કે, આ ઘટના પછી મેં મારી પાછલી ઝિંદગીથી તૌબા કરી દીધી, યહૂદી ધર્મને છોડી દીધો અને હઝરત ઈસા (અલૈ.) પર ઈમાન લઈ આવ્યો અને હું ખ્રિસ્તી બની ગયો. પરંતુ ખ્રિસ્તી બનીને સેન્ટ પોલે ખ્રિસ્તી ધર્મને વિકૃત કરીને એક બિલ્કુલ નવો ધર્મ બનાવી દીધો. જેનો ઈન્જીલથી કોઈ સબંધ ન હતો. ત્રણ ખુદા, કફ્ફારો વગેરે તેની શોધ હતી. આજે પણ ઈન્જીલ (બાઈબલ)માં ત્રણ ખુદાઓનો શબ્દ નથી. ચારેવમાંથી કોઈ બાઈબલનો કોઈ એક ફકરો પણ એવો નથી, જેમાં કહેવામાં આવ્યું હોય કે ખુદા ત્રણ છે. એટલે કે આ સુધારા-વધારા સાથેના બાઈબલમાં પણ ત્રણ ખુદાનો અકીદો નથી. જે વાતો પર આધુનિક ખ્રિસ્તી ધર્મનો પાયો છે, તેમાંથી એક પણ અકીદો બાઈબલમાં નથી. તે બધા અકીદા સેન્ટ પોલના ઘડેલા છે.

સેન્ટ પોલે જ્યાં બીજી ઘણી બાબતોમાં ફેરફારો કર્યા, તેમાં એક મોટો ફેરફાર એ પણ કર્યો કે, તેને તવરાતના કાનૂનોને ધૃણાપાત્ર કહ્યા અને કહ્યું કે, હું આ લાનત-ધૃણાથી લોકોને છોડાવવા આવ્યો છું. આ એક લાંબી કથા છે

કે, તેને કેવી રીતે હવારીઓ-અનુયાયીઓના અસરને ખતમ કરીને પોતાનું પ્રભુત્વ જમાવ્યું. હઝ. મૌલાના મુહમ્મદ તકી સા.નું પુસ્તક ‘ઈસાઈયત ક્યા હૈ ?’ તેમાં તેની વિસ્તૃત માહિતી છે.

ટૂંકમાં તેણે તવરાતના હુકમો બાબતે કહી દીધું કે, એ રદ થઈ ગયા છે અને હવે માત્ર એ વાતો જ ખ્રિસ્તીઓમાં અમલપાત્ર છે, જે ઈન્જીલમાં છે. હવે જો તમે ચારેય ઈન્જીલોનો અભ્યાસ કરશો તો તેમાં ભાગ્યે જ કોઈ રાજકીય અથવા સભ્યતાને લગતો હુકમ મળશે. સિવાય કે જો કોઈ તમને એક થપ્પડ મારે તો તમે બીજો ગાલ પણ આગળ કરો. કોઈ તમારો જભ્ભો લૂટે તો તમે તેને કુર્તો પણ આપી દો. મતલબ એ કે, ઉદારતા, સહનશીલતા અને સદ્વર્તનના પાઠો જરૂર છે, પરંતુ હુકમો અને કાનૂનને લગતી કોઈ વસ્તુ જ નથી. તો જો આધુનિક ખ્રિસ્તી ધર્મના આધારે કોઈ હુકૂમત સ્થાપવામાં આવે તો તેનો સબંધ તે બાઈબલથી તો થઈ શકે નહીં, કારણ કે બાઈબલમાં તો હુકૂમત વિશે કોઈ સ્પષ્ટ હુકમ જ નથી. માટે ચોથી સદીમાં જ્યારે કોન્સટેન્ટિએ ખ્રિસ્તી ધર્મ સ્વીકારીને ખ્રિસ્તી ધર્મને રાજ્યધર્મ બનાવી દીધો તો પ્રશ્ન એ થયો કે ધર્મને આધારે કાનૂન કેવી રીતે બનાવવામાં આવે, જ્યારે કે બાઈબલમાં કાનૂનનું તો કોઈ વર્ણન જ નથી. અર્થાત્ એટલું પણ વર્ણન નથી, જેટલું તવરાતમાં છે. તવરાતમાં કેટલીક સજાઓનો ઉલ્લેખ છે, કેટલાક દીવાની કાનૂનો છે, તેમ છતાં હુકૂમત ચલાવવા માટે ધાર્મિક વડાઓને ધ્યાનમગ્ન થવાની જરૂર પડતી, પરંતુ બાઈબલમાં તો આટલા કાનૂનો પણ ઉપલબ્ધ ન હતા, માટે એક બીજો તરીકો અપનાવવામાં આવ્યો અને તે એ કે કાનૂન બનાવવાનો સંપૂર્ણ અધિકાર ચર્ચને છે.

અહીંયા એ સમજવું જરૂરી છે કે, ચર્ચ કેથોલિક ખ્રિસ્તી ધર્મમાં માત્ર એક પ્રાર્થનાખંડ (ઈબાદતખાનુ) નથી, બલ્કે તે એક સંસ્થા છે. આપણે ત્યાં મસ્જિદ એક ઈબાદતખાનુ છે અને બીજુ કંઈ નહીં. ચર્ચ વિશે એ ખ્યાલ રજૂ કરવામાં આવ્યો કે, તે હઝરત ઈસા (અલૈ.)ના સૌથી નિકટના હવારી (અનુયાયી) પીટરનો નાયબ છે. હઝરત ઈસા (અલૈ.)ના બાર હવારી હતા, તેમાં ખ્રિસ્તી ધર્મ પ્રમાણે સૌથી શ્રેષ્ઠ હવારી જેની પાસે હઝ. ઈસા (અલૈ.)નું

જ્ઞાન આવ્યું, તે પીટર હતા. અને ખ્રિસ્તી ધર્મનો દાવો છે કે, ચર્ચ પીટરનું નાયબ છે. તેમનું કહેવું હતું કે, પીટરે પોતાના પછી કામ કરવા માટે ધાર્મિક વડાઓને સંદેશો આપ્યો હતો અને આ ચર્ચ તે ધાર્મિક વડાઓ દ્વારા સ્થપાયું. માટે ચર્ચ પીટરનું નાયબ છે. આ સંસ્થાને હુકમો અને કાનૂન ઘડવાનો અધિકાર છે. ચર્ચના વડાને પોપ કહેવામાં આવે છે અને પોપના તાબા હેઠળ અન્ય ધાર્મિક વડાઓનો એક મજબૂત સબંધ હોય છે અને તેમના વિભિન્ન દરજ્જા હોય છે. અને દરેકની ફરજો અને અધિકારો નક્કી કરેલા હોય છે. સૌથી નીચેના દરજ્જામાં ડેકોન (પાદરીના હાથ નીચેનો ગૌણ પાદરી) હોય છે, પછી આર્ક ડેકોન હોય છે. પછી બિશપ (ખ્રિસ્તી ધર્માધ્યક્ષ) પછી આર્ક બિશપ (મુખ્ય ધર્માધ્યક્ષ) પછી રોમન કેથલિક સંપ્રદાયનો હોદ્દેદાર (Cardinal) હોય છે. પછી સિત્તેર કાર્ડિનલ (Cardinal) મળીને પોપની પસંદગી કરે છે. પાદરી (Preist) તો એક એવો શબ્દ છે, જેમકે ઈબાદત કરનારી અથવા જ્ઞાન આપનારો. તેના વિભિન્ન દરજ્જાઓ છે, જે મેં ઉપર વર્ણન કર્યા અને એ પણ હોઈ શકે કે પાદરી હોય, પરંતુ ઉપર વર્ણન કરેલ કોઈ હોદ્દો ન પ્રાપ્ત થયો હોય.

ચર્ચનો આ વહીવટ કરવા માટે તેમાં પ્રવેશ માત્ર તેના જ્ઞાનના આધારે નહીં, પરંતુ કૌટુંબિક વગને કારણે થાય છે. તેમાં પ્રાદેશિકતાને પણ ધ્યાનમાં રાખવામાં આવે છે. તેમાં ચૂંટણી પણ થાય છે. એટલે એક કાઉન્સિલ હોય છે, જે વિભિન્ન હોદ્દાઓ પર તેમની પસંદગી કરે છે. અને આ પસંદગીમાં તે બધા પ્રોપેગન્ડા ચાલે છે, જે રાજકારણમાં ચાલે છે. અને કેટલીક વખતે વંશીય પાબંદીઓ પણ હોય છે. દા.ત. જો એક વિસ્તારમાં કાળા અને ગોરા બન્નેવ છે. અને બધા ખ્રિસ્તી છે, તો એવું થાય છે કે બિશપ હંમેશા ગોરા જ બને છે. ભલે કાળો ગમે તેટલો હોશિયાર હોય. એક વાત નક્કી છે કે, પોપ ચર્ચનો પ્રતિનિધિ છે અને ચર્ચ હઝરત પીટરનો ખલીફા છે. માટે પોપને નિર્દોષ ઠેરવવામાં આવ્યો છે. રોમન કેથોલિક ધર્મનો એ અકીદો છે કે, પોપ નિર્દોષ અને ધાર્મિક મામલામાં ભૂલોથી પાક છે. એટલે અંગ્રેજી શબ્દ Infallible વપરાય છે. એટલે એ વ્યક્તિ જે ક્યારેય ભટકી ન શકે, પરંતુ તેનું

નિર્દોષપણું ધાર્મિક બાબતો સુધી સિમિત છે. એટલે જે વખતે તે કોઈ ધાર્મિક હુકમ જારી કરે અથવા કોઈ કાનૂન લાગુ પાડે તો તે નિર્દોષ છે અને ભૂલ ન કરી શકે. અહીંયા એ વાત પણ યાદ રહે કે પોપ માત્ર કાનૂન ઘડનાર ન હતો, બલ્કે તે કાનૂનને અમલી બનાવી પણ શકતો હતો અને તે આ બાબતમાં પાક સમજવામાં આવતો હતો. જો કે બીજા મામલામાં તેનાથી ભૂલ થઈ શકે છે. જ્યાં સુધી કોઈ વ્યક્તિ પોપ ન બન્યો, ત્યાં સુધી તે નિર્દોષ નથી. પરંતુ જ્યારથી તેને પોપ બનાવી દીધો, તે નિર્દોષ બની ગયો.

હવે એક બાજુ ઈન્જીલમાં હુકૂમત અને રાજનીતિને લગતા સ્પષ્ટ હુકમો નથી. બીજી બાજુ પોપ આટલા બધા અધિકારો ધરાવે છે કે, તેને નિર્દોષ જાહેર કરી દેવામાં આવ્યો. હવે સંપૂર્ણ સત્તા પોપની થઈ કે તે જે ઈચ્છે તે હુકમ જારી કરી શકે છે, જે ઈચ્છે તે કાનૂન લાવી શકે છે. કોઈ તેને પડકારી શકતું ન હતું.

એક બાજુ આટલો બધો અધિકાર, બીજી બાજુ પોપની નિયુક્તિમાં કૌમ અને જાતિને જોવામાં આવતી હતી. તેને કારણે આ ઉચ્ચ હોદ્દા ઉપર અયોગ્ય લોકો પણ નિયુક્ત થયા. પરિસ્થિતિ અહીંયા સુધી આવી કે એક વખતે ખૂબ જ વિરોધ પેદા થયો કે કોને પોપ બનાવવામાં આવે, તો ચિઠ્ઠી ઉછાળવામાં આવી તો તેમાં એક સમુદ્રી ડાકુનું નામ આવ્યું. તેનું નામ ઝોન હતું અને તે તેવીસમાં જ્હોન તરીકે ઓળખાય છે. અને પોપ જો કે ધાર્મિક બાબતોમાં નિર્દોષ ગણાય છે, એટલે એ બધા અધિકારો તેને પણ મળ્યા. એવી રીતે આ હોદ્દામાં બધા તો નહીં, પરંતુ ઘણા લોકોએ ભ્રષ્ટાચાર કરવામાં કોઈ કસર બાકી ન રાખી. અહીંયા સુધી કે પરિસ્થિતિ એટલી ગંભીર બની કે પોપે એક વખતે એવો હુકમ કર્યો કે, જેને જન્નતમાં જવું હોય તે મારાથી માફીપત્ર લખાવી લે, અને તે માફીપત્રની મોટી રકમ ચર્ચમાં વસૂલ કરવામાં આવતી હતી. અહીંયા સુધી કે જે લોકોનું મૃત્યુ થતાં વર્ષો વિતી ગયા છે, તેમના હાડકાં પણ માટી બની ગયા હોય, તેમ છતાં જો કોઈ વારસદારને વિચાર આવે કે તેને જન્નતમાં પહોંચાડવો છે, તો તે પોપ પાસે પહોંચી જતો અને તેને કહેતો કે, મારો ફલાણો વારસદાર મૃત્યુ પામી ગયો હતો, તમે તેના માટે માફીનો

કોઈ પ્રબંધ કરો. જવાબમાં ચર્ચ દ્વારા રૂપિયા લઈને માફીપત્ર બની જતું હતું.

બીજી બાજુ એ પોપોએ બાદશાહોનું જીવન તંગ કરી દીધું હતું. એટલા માટે કે બાદશાહ તેમના હુકમના પાબંદ હતા. કોઈ કામ તેમની મરજી વિરૂદ્ધ ન કરી શકતા હતા. એટલા માટે બંને વચ્ચે ઘણી વખતે દુશ્મનીઓ પણ થઈ. કોઈ વખતે બાદશાહ તંગ આવીને કહી દેતો કે, હું નથી માનતો. તો પોપ તેની ઉપર ધર્મભ્રષ્ટ હોવાનો હુકમ જારી કરતો અને તેને કારણે બાદશાહને પદભ્રષ્ટ થવું પડતું.

ત્રીજુ એ કે, પોતાના વિરોધીઓને દબાવવા માટે તેમણે એક એવું તંત્ર ગોઠવ્યું હતું, જે અદાલતી તપાસ Inquisition તરીકે ઓળખાતુ હતું. આ ખાતુ તેનું સુક્ષ્મ નિરીક્ષણ કરતું કે તેનો અકીદો કેવો છે ? તે એકાંતમાં કેવી વાતો કરે છે ? ક્યા પુસ્તકોનું વાંચન કરે છે ? ક્યા લોકોથી તેનો સબંધ છે ? અને પરદેશમાં જાય છે તો ત્યાં ક્યા લોકોથી મળે છે. અને આ એવું તંત્ર હતું કે, જો કોઈ તેમાં ફસાય ગયો તો પછી તેમાંથી નીકળવું અશક્ય હતું. દરેક મહોલ્લામાં જાસૂસ લોકો ગોઠવેલા હતા. અને તેઓ શિકાયતો પોપ પાસે લાવતા હતા. જે લોકો આ તંત્રનો શિકાર બન્યા, તેમના ચામડાં અલગ કરવામાં આવ્યા, નખ ઉખેડી નાંખવામાં આવ્યા, જીવતા સળગાવવામાં આવ્યા અને અત્યાચારનું એવું કોઈ ક્ષેત્ર બાકી ન રાખ્યું જેમાં કોઈ કસર રાખી હોય.

આપણે જાણીએ છીએ કે, સ્પેનમાં મુસલમાનોએ ૭૦૦ વર્ષ સુધી શાસન કર્યું અને ગરનાતા (ગ્રેનેડા)ના છેલ્લા શાસક અબૂ અબ્દુલ્લાહે ખ્રિસ્તી લશ્કર સામે પોતાના હથિયારો નાંખી દીધા અને સ્પેનમાંથી મુસલમાનોની હુકૂમત ખતમ થઈ ગઈ. તે વખતે અબૂ અબ્દુલ્લાહ અને ખ્રિસ્તી બાદશાહ ફર્ડિનાન્ડ વચ્ચે એક સમજૂતિ પર હસ્તાક્ષર થયા. આ સમજૂતિમાં એ વાત હતી કે મુસલમાન પોતાની ઈબાદત માટે આઝાદ હશે અને મુસલમાનોના ઈબાદત -ખાના બાકી રાખવામાં આવશે. મુસલમાનો સાથે ઈબાદત અને તાલીમમાં કોઈ ઝઘડો કરવામાં આવશે નહીં. પરંતુ ફર્ડિનાન્ડનું લશ્કર જેવું ગરનાતામાં દાખલ થયું કે તે સમજૂતિ પર અમલ ન થયો. બધી મસ્જિદો ચર્ચમાં બદલી

નાંખી. બધા વાંચનાલયો ગરનાતા (ગ્રેનેડા) અને કુર્તબા (કોર્ડોવા)ના ચાર રસ્તાઓ પર પુસ્તકોના ઢગલા કરીને સળગાવવામાં આવ્યા કે, મહિનાઓ સુધી તે આગ સળગતી રહી. ત્યાર પછી મુસલમાનો વિરૂદ્ધ કાર્યવાહી શરૂ કરી કે કોણ મુસલમાન છે, જે ખ્રિસ્તી ધર્મ વિરૂદ્ધ કોઈ શબ્દ બોલે છે ? અને તેને કારણે ખૂબ જ તકલીફ મુસલમાનોને પહોંચાડવામાં આવી. તેના પરિણામે મુસલમાનોને ત્યાંથી સ્થળાંતર કરવું પડ્યું અને ત્યાંથી અલ્જીરયા અને મોરક્કોમાં પનાહ લીધી.

આ તંત્રનો એક કાનૂન એવો હતો કે, જો પોપે કોઈ હુકમ કર્યો અને કોઈ વ્યક્તિએ વિરોધ કર્યો. દા.ત. આ હુકમ બાઈબલની વિરૂદ્ધ છે અથવા ખ્રિસ્તી ધર્મની વિરૂદ્ધ છે, તો જો તેને ઉભા થઈને આવી વાત કહી દીધી તો ચર્ચ એવા વ્યક્તિને નાસ્તિક જાહેર કરતી અને નાસ્તિકનો અર્થ તેમને ત્યાં એવો હતો કે હવે આ વ્યક્તિ આપણા સમાજમાં રહેવા લાયક નથી. તેને મૃત્યુની સજા થવી જોઈએ. અહીંયા સુધી કે તમને કદાચ આશ્ચર્ય થશે કે ૧૪મી અને ૧૫મી સદી સુધી બાઈબલનું ભાષાંતર કરવું પાપ હતું. જો કોઈ બાઈબલનું ભાષાંતર કરતો, તો તેને રોકવામાં આવતો. ભાષાંતર એટલા માટે ન કરવામાં આવતું કે તે પોતાની અંદર જ સિમિત રહે અને બહારનો કોઈ વ્યક્તિ આવીને તે વાંચીને એવું ન કહી દે કે ફલાણો હુકમ બાઈબલની વિરૂદ્ધ છે. એટલે ભાષાંતર કરવું પાપ હતું. એ સમયમાં એક વ્યક્તિ પેદા થયો, તેનું નામ જ્હોનહુસ (John Huss) હતું. તેણે સૌપ્રથમ છૂપી રીતે બાઈબલનું ભાષાંતર કર્યું, તો ભાષાંતર કરવાના કારણે તેને જીવતો સળગાવવામાં આવ્યો. આ હતી પોપ અને ખ્રિસ્તી ધર્મની દેવશાહી.

તેનાથી અંદાજો લગાવી શકાય છે કે, નામ તો ખુદાની હુકૂમતનું હતું, પરંતુ હકીકતમાં અમુક લોકોનું જ રાજ હતું તેમણે ખુદાના નામ ઉપર અને ધર્મના નામ ઉપર એક તોફાન મચાવી રાખ્યું હતું.

જો કે ઉપરોક્ત બાબતોને પ્રોટેસ્ટંટ પંથના લોકોએ વધારે વિપરિત રીતે રજુ કરી છે. એવું પણ નથી કે આ તંત્ર માત્ર ખરાબીઓ પર આધારિત હતું,

તેમાં સારા યુગો પણ આવ્યા. તેમાં કેટલીક બાબતો એવી હતી કે તેની ઉપર આક્ષેપ ન કરી શકાય. તેમ છતાં એ વાતમાં તો લગભગ બધા સંમત છે કે, પોપને નિર્દોષ સમજવામાં આવતો હતો. માફી પત્ર લખીને પુષ્કળ રૂપિયા લેવામાં આવતા હતા, પોપ કાનૂન ઘડતો હતો, જાસૂસતંત્ર દ્વારા અત્યાચાર કરવામાં આવતો હતો અને બાદશાહ પરેશાન હતા અને ખ્રિસ્તી દેવશાહી આ બુનિયાદ ઉપર રચાઈ હતી.

ઉપરની ચર્ચાને આધારે એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે, ઈસ્લામી હુકૂમતમાં અથવા ઉલમાએ કિરામના રાજકારણમાં પ્રવેશવાથી જે દેવશાહીનું નામ આપીને રદ કરવામાં આવે છે, તેનો આ દેવશાહીથી કોઈ સબંધ નથી. ધ્યાનથી વિચારવામાં આવે તો ઈસ્લામી હુકૂમતના શાસન અને ખ્રિસ્તી દેવશાહી વચ્ચે નીચેની બાબતોમાં તફાવત છે.

(૧) ઈન્જીલોમાં હુકૂમત અને રાજકારણ વિશેના હુકમોનું વર્ણન જ નથી. એટલા માટે તે કાનૂન ઘડવાનો સંપૂર્ણ અધિકાર ધાર્મિક વડાઓને પ્રાપ્ત છે. તેની વિરૂદ્ધ ઈસ્લામી હુકમોનો પાયો કુર્આન શરીફ અને હદીસ શરીફ પર છે. અને એ બંને વિશે સ્પષ્ટ હુકમોની એક વિસ્તૃત હારમાળા મૌજુદ છે. અને જ્યાં સ્પષ્ટ હુકમ મૌજુદ હોય ત્યાં કોઈ વ્યક્તિની વ્યક્તિગત સમજૂતી માન્ય નથી.

(૨) ખ્રિસ્તીઓને ત્યાં ચર્ચ એક સ્થાયી સંસ્થા છે. તેના સભ્યો માનવી જ નક્કી કરે છે. અને આ સંસ્થા કોઈ કાનૂન બનાવી દે તો તેની વિરૂદ્ધ બોલવાનો કોઈને અધિકાર નથી. તેની વિરૂદ્ધ ઈસ્લામમાં આ પ્રકારની કોઈ સંસ્થા નથી. અલબત્ત કુર્આન અને હદીસની સમજૂતી માટે કેટલીક શરતો જરૂરી છે. પરંતુ તે માટે કોઈ સંસ્થા ખાસ નથી. બલ્કે જો બે પ્રમાણભૂત વિશ્વાસુ વિદ્વાનોમાં મતભેદ હોય તો બાદશાહ તેમાંથી એકની રાયને પસંદ કરીને તે અમલી બનાવી શકે છે. પછી તેને કાનૂન પ્રમાણે માનવાનો હક છે, ભલે કોઈનો વ્યક્તિગત મત તેની વિરૂદ્ધ હોય. અહીંયા સુધી કે તમે એ પ્રખ્યાત ઘટના સાંભળી હશે જે તબકાતે ઈબ્ને સઅદમાં છે કે, અબૂ જઅફર મન્સુરે હઝરત ઈમામ માલિક (રહ.)થી વિનંતી કરી કે, હું તમારા પુસ્તક

મોઅત્તા ઈમામ માલિકને અને આપના પંથના હુકમોને દેશમાં કાનૂનની હેસિયતથી ચલાવવા માંગુ છું. હઝરત ઈમામ માલિક (રહ.)એ મનાઈ કરી દીધી અને ફરમાવ્યું કે, હું મારા મંતવ્યને પૂરી ઉમ્મત પર લાગુ પાડવા માંગતો નથી. એટલા માટે કે દરેક વ્યક્તિ જે કુર્આન અને હદીસની સમજ રાખે છે તેને સમજૂતીનો અધિકાર છે. અને એ સમજૂતીની કારણે તે મારા મંતવ્યનો વિરોધ કરી શકે છે. માટે હું બધાને તેનો પાબંદ બનાવતો નથી.

(૩) ખ્રિસ્તીઓમાં પોપને ધાર્મિક બાબતોમાં નિર્દોષ સમજવામાં આવતો હતો. તેની વિરૂદ્ધ ઈસ્લામી અકીદા પ્રમાણે નિર્દોષ માત્ર અંબિયા (અલૈ.) જ છે. અને નુબૂવ્વતના સિલસિલાના ખતમ થયા પછી ન કોઈ નિર્દોષ હોવાનો દાવો કરી શકે છે, અને આજ સુધી ન કોઈ મોટા આલિમે આ દાવો કર્યો છે.

ઈસ્લામમાં એક સંસ્થા અથવા એક વ્યવસ્થાને નિર્દોષ ગણી નથી. અલબત્ત એ જરૂર ફરમાવ્યું કે, સમગ્ર ઉમ્મત કોઈ ગુમરાહી પર એકત્રિત થશે નહીં. માટે જો કોઈ મસ્અલા પર સમગ્ર ઉમ્મત એકમત થઈ જાય તો તે સત્ય હશે. ઉપરાંત કુર્આન અને હદીસની સમજૂતીનું કાર્ય ન કોઈ જાતિનું ખાસ છે, ન કોઈ વ્યવસાય સાથે છે, બલ્કે તે કેટલીક ઈલ્મી કાબેલિયત ઉપર આધારિત છે. જે વ્યક્તિ પણ આ ગુણો ધરાવતો હોય તે કુર્આન અને હદીસની સમજૂતીનો અધિકાર ધરાવે છે. પછી ઉમ્મતના વિદ્વાનોની સમજૂતીઓ લોકો સમક્ષ રજૂ થાય છે. તેઓ તેની ઉપર ટીકા-ટિપ્પણીનો અધિકાર ધરાવે છે. તેઓ તેમની સાથે ચર્ચા-વિચારણાનો અધિકાર ધરાવે છે અને તેના પરિણામે ઉમ્મતના લોકો કોઈ એક મત તરફ આવે છે.

માટે ખ્રિસ્તી ઈતિહાસમાં જે દેવશાહી રહી છે, તેને ઈસ્લામી હુકૂમત સાથે સરખાવવી બિલ્કુલ જુલ્મ છે. આજે જ્યારે ઈસ્લામી હુકૂમતની વાત કરવામાં આવે છે, તો કેટલાક પશ્ચિમી સંસ્કૃતિ તરફ વળેલા લોકો એવું કહે છે કે, આલિમો પોપ જેવું શાસન સ્થાપવા માંગે છે. આ વાત વાસ્તવિક રીતે પોપની હકીકત અને ઈસ્લામમાં આલિમોનું સ્થાન ન સમજવાને કારણે છે. જો આપણી સામે એ હકીકત હોય કે પોપવાદ શું હતું અને ઈસ્લામે

આલિમોનું સ્થાન શું નક્કી કર્યું છે ? તો પછી આ શંકા કોઈને ન આવી શકે. હા, એ જરૂર છે કે, ઈસ્લામમાં કુર્આન અને હદીસની સમજૂતિ માટે કેટલાક ગુણો જરૂરી છે. જો એ ગુણો છે તો વ્યક્તિને કુર્આન અને હદીસની સમજૂતિનો અધિકાર છે. અને જો એ ગુણો નથી તો પછી તેનો અધિકાર પણ નથી. દરેક વ્યક્તિ ઉભો થાય અને કહે કે ઈસ્લામમાં દેવશાહી નથી, માટે ભલે મેં આખુ જીવન કુર્આન શરીફ ન પઢ્યું હોય અને ન હદીસ શરીફનું જ્ઞાન મેળવ્યું હોય, પરંતુ હું પણ કોઈ મત આપવાનો અધિકાર ધરાવું છું તો તેની મૂર્ખતાનો કોઈ ઈલાજ નથી. દરેક જ્ઞાન હુન્નરમાં કેટલાક ગુણો જરૂરી છે, તે ગુણો પેદા કરી લો તો તમને વાત કરવાનો હક છે. પરંતુ જો તે ગુણો નથી, તો પછી તેને આલિમો રદ કરે છે તો તેના ઉપર પોપવાદ અને દેવશાહીનો આક્ષેપ ન લગાવો.

ટૂંકમાં દેવશાહી પોતાના અસલ અર્થમાં કોઈ ખોટી નથી, કારણ કે દેવશાહીનો અર્થ છે અલ્લાહ તઆલાની હુકૂમત. પરંતુ આ દેવશાહીને યહૂદી, ખ્રિસ્તી ધર્મ અને બીજા ધર્મોએ જે રીતે અમલી બનાવી, તેનાથી સત્યાનાશ થયું છે. પરંતુ જો ઈસ્લામના ઉસૂલો પ્રમાણે હુકૂમત સ્થપાય તો તેમાં તે ખરાબીઓ આવી ન શકે.

## જાગીરદારી વ્યવસ્થા

સિયાસતના સિલસિલામાં બીજી પ્રણાલી એટલે કે અમીર-ઉમરાવો **(Aristoracy)**ની હુકૂમતનું વર્ણન ચાલી રહ્યું હતું. વચ્ચે ખ્રિસ્તીઓની વિચારસરણીનું વર્ણન આવી ગયું હતું. ફરી પાછા અમીર-ઉમરાવોની માહિતી તરફ જઈ રહ્યા છે. તેના છ પ્રકારમાંથી ત્રણનું વર્ણન આગળ થઈ ગયું. શૈક્ષણિક, વંશીય અને ધાર્મિક. ચોથો પ્રકાર જાગીરદારી વ્યવસ્થા છે અને અહીંયા હું એ સ્પષ્ટ કરી દઉં કે, રાજનીતિના જે લેખકો છે, તે જાગીરદારી વ્યવસ્થાને અમીર-ઉમરાવોની હુકૂમતનો એક પ્રકાર ગણતા નથી. એટલે કે જાગીરદારી વ્યવસ્થાને અમીર ઉમરાવોની હુકૂમતમાં લાવતા નથી. પરંતુ મેં તેનું વર્ણન કરવું એટલા માટે યોગ્ય ગણ્યું કે, એક તો હું એ વ્યવસ્થાનો

પરિચય કરાવવા માંગુ છું અને બીજું એટલા માટે કે અમીર ઉમરાવોની હુકૂમતનો અર્થ વિશાળ હતો. જેમાં કોઈ ખાસ જુથની ભલે તેની પ્રત્યક્ષ હુકૂમત ન હોય, પરંતુ એટલો અસર રાખે છે કે તે જ હાકિમ હોય. તો એ અર્થમાં આ વ્યવસ્થા પણ તેમાં આવી જાય છે અને તેનું જાણવું જરૂરી છે. એટલા માટે ટૂંકમાં જાગીરદારી વ્યવસ્થાનું વર્ણન યોગ્ય સમજું છું.

જાગીરદારી વ્યવસ્થાને અંગ્રેજીમાં **Feudalism** (સામંતવાદ) કહે છે. તેનો પરિચય એટલા માટે જરૂરી છે કે, જેવી રીતે આપણા દેશમાં દેવશાહી (થ્યુકેસી)નો ખ્રિસ્તીઓ ભાવાર્થ બયાન કરીને ઈસ્લામી હુકૂમત વિશે લોકોને ગુમરાહ કરવાના પ્રયત્નો કરે છે. એવી રીતે જાગીરદારી વ્યવસ્થાનો શબ્દ પણ આપણે ત્યાં ઘણી જગ્યાએ વપરાય છે. અને કેટલીક વખતે તેને ખેતીની તે વ્યવસ્થા સાથે સાંકળવાના પ્રયત્નો થાય છે. જેની ઈસ્લામમાં પરવાનગી છે. જ્યારે કોઈ સમયમાં સમાજવાદનું ઘણું જોર હતું તો તે વખતે એ આક્ષેપ કરવામાં આવતો હતો કે આલિમો જાગીરદારી વ્યવસ્થાના સમર્થક છે અને જાગીરદારી વ્યવસ્થાને બળ પુરૂ પાડનાર છે. એટલા માટે એ સમજવું પણ જરૂરી છે કે, યુરોપમાં જાગીરદારી વ્યવસ્થાનો અર્થ શો છે ?

હકીકતમાં આ યુરોપના મધ્યયુગની એક શાસન વ્યવસ્થા હતી. તેમાં એક એવો સમય પણ આવ્યો, જેમાં યુરોપના મોટાભાગના દેશોને અનેક યુદ્ધો કરવા પડ્યા હતા. યુરોપના કેટલાક દેશો તો અંદરોઅંદર લડતા હતા. દા.ત. ઈંગ્લેન્ડ અને ફ્રાન્સ વચ્ચે હંમેશા ઝઘડો રહ્યો. આ સતત ઝઘડાઓના કારણે એ દેશો આર્થિક દૃષ્ટિએ પાયમાલ બન્યા હતા. તે દેશો યુદ્ધખર્ચને પહોંચી વળવા અસમર્થ હતા. બીજી બાજુ જેમ જેમ હથિયારોમાં પ્રગતિ થઈ, તેમ તેમ યુદ્ધ ખર્ચ વધતો ગયો. તમે સાંભળ્યું હશે કે ધર્મયુદ્ધોમાં ફોજી સરદારોના નામ આવે છે. જે **Knights** (નાઈટ્સ) કહેવાતા હતા. એ પહેલવાન અને યોદ્ધાઓ હતા, અને તે સમય પ્રમાણે જે યુદ્ધના હથિયારો હતા તેની તેમને જરૂરત હતી. તેમની મોટી મોટી માંગણીઓ અને વેતન-ભથ્થા પણ ખૂબ ઉંચા હતા. એટલા માટે યુદ્ધના ખર્ચને પહોંચી વળવું કોઈ સહેલું કામ ન હતું. આ પરિસ્થિતિને સામે રાખીને જાગીરદારી પ્રથા અમલમાં આવી.

તે સમયે એક વિચાર એવો હતો કે, રાજા અને પ્રજાનો સબંધ જમીનથી છે. જે વ્યક્તિ જમીનનો માલિક છે, તે હાકેમ છે. અને જે આ જમીનનો ઉપયોગ કરે છે, તે પ્રજા છે. માટે તે પાયાનો વિચાર એ હતો કે સમગ્ર જમીન અલ્લાહ તઆલાની છે અને અલ્લાહ તઆલા તેનો માલિક છે. અને જ્યારે અલ્લાહ તઆલા માલિક છે, તો જો કોઈ બાદશાહને જમીન આપવામાં આવી છે, તો તે બાદશાહ અલ્લાહ તઆલાનો તાબેદાર છે. પછી બાદશાહ જેને જાગીર તરીકે કોઈ જમીન આપી દે તો તે જાગીરદાર બાદશાહનો તાબેદાર છે, પછી તે જાગીરદાર પોતાના ખેડૂતને તે જમીન આપી દે તો તે ખેડૂત તેનો તાબેદાર છે. પછી મોટો ખેડૂત કોઈ નાના ખેડૂતને આપી દે તો તે નાનો ખેડૂત તેનો તાબેદાર છે. ટૂંકમાં હુકૂમત, બાદશાહત અને તાબેદારી એ બધું જમીન માલિકથી સબંધ ધરાવે છે. માટે તેમનું કહેવું હતું કે, જ્યારે અલ્લાહપાકે જમીન બાદશાહને આપી દીધી છે, તો તે બાદશાહ અલ્લાહ તઆલાનો તાબેદાર હોવાને કારણે જવાબદાર છે. પરંતુ હવે આ જમીન પર સંપૂર્ણ અધિકાર બાદશાહને પ્રાપ્ત છે. પછી બાદશાહ જો કોઈને જમીન આપી દે તો જે ભાગની જમીન આપી દે તે ભાગનો તે જાગીરદાર છે. હવે એ જાગીરદારને તે ભાગ પર સંપૂર્ણ અધિકાર છે. દા.ત. બાદશાહે કોઈને દસ હજાર એકર જમીન આપી દીધી, હવે તે દસ હજાર એકરનો હાકિમ છે. હવે તે દસ હજાર એકર જમીનનો માલિક છે. અને તે દસ હજાર એકર જમીનની અંદર તેને નાના-નાના ટુકડા કરી દીધા છે. એ બધા નાના-નાના ટુકડા કેટલા લોકોને સોંપી દીધા, તે બધા જમીનદાર તેના તાબેદાર છે. પછી તે નાના જમીનદારોએ બીજા જમીનદારોને આપી દીધી, તો તે તેના તાબેદાર છે. આવી રીતે આગળ વધતા વધતા એક સામાન્ય વ્યક્તિ સુધી આ જમીન પહોંચતી હતી. જ્યારે બાદશાહે કોઈ જમીન જાગીરદારને આપી તો તે મફતમાં તો આપી નથી, પરંતુ જમીનના બદલામાં કેટલીક શરતો મૂકી હતી. દા.ત. જો દસ હજાર એકર જમીન આપી છે તો તે જાગીરદાર પાસેથી જમીન મહેસુલ વસૂલ કરશે અને એ કરાર કર્યો કે, જ્યારે યુદ્ધ થાય તો પોતાના વિસ્તારમાંથી આટલા સિપાહી આપશે. કોઈના ભાગે દસ હજાર સિપાહી, તો કોઈના ભાગે બે

હજાર સિપાહી. બાદશાહ સાથે તેમનો સબંધ માત્ર એટલો છે કે, બાદશાહે તેમને જમીન આપી છે.

હવે એ જાગીરમાં જે રહેનારા છે, તે તેના તાબેદાર છે. માટે એ તેમની ઉપર હાકિમ છે. અર્થાત્ જે ચાહે તે ટેક્ષ લગાવી દે, જે ચાહે તેમનાથી જમીનનું ભાડુ વસૂલ કરે, જે ચાહે તેમની ઉપર શરતો લગાવે. બલ્કે તેનાથી આગળ વધીને કે જે હકો એક માલિકને પોતાના નોકર પર હોય છે, તે બધા હકો આ લોકો પોતાના ખેડૂતો પાસેથી ભોગવતા હતા. પછી જે નાનો જમીનદાર છે, તે બીજા નાના સાથે આવો વર્તાવ કરતો હતો. તો દરેક તે મોટો જમીનદાર **Fendal Lord** (સામંત ભગવાન) કહેવાતો હતો, અને જે નાનો તેના હાથ નીચેનો છે, તે **Vocal** (ગાયક) કહેવાતો હતો. જેને આપણે નાનો જાગીરદાર કહીએ છીએ. દરેક તાબેદાર જમીનદાર અથવા ખેડૂતની જવાબદારી હતી કે જ્યારે પણ સામંત કોઈ યુદ્ધમાં ભાગ લેવાનું કહે તો તેના તાબેદાર, તેના હુકમનું પાલન કરે. દરેક નાનો પોતાના મોટાને પોતાની સેવા પૂરી પાડે. અંતે બાદશાહ સુધી આ વાત પહોંચશે. માટે યુદ્ધોના પ્રશ્નો તેમણે આ રીતે હલ કર્યા હતા. તેમની સેવાનો પણ ક્રમ હતો. દા.ત. વર્ષમાં ચાલીસ દિવસ ફલાણાં ફલાણાં વ્યક્તિઓ સેવા પૂરી પાડશે. એવી રીતે દિવસ અને વર્ષની વહેંચણી કરી હતી.

નાના લોકોની એ જવાબદારી હતી કે, તેઓ તે જમીનનું મહેસુલ અથવા ભાડુ સામંતને પહોંચાડે.

ત્રીજું એ કે, સામંતો કેટલીક જમીનો પોતે ખેતી કરવા માટે પણ રાખતા હતા કે તેમની જમીન પર લોકો મજુરીથી કામ કરશે. તે માટે પણ વર્ષના કેટલાક દિવસો નક્કી હતા કે, આટલા દિવસ આ લોકો કામ કરશે અને આટલા દિવસ બીજા લોકો.

ચોથું એ કે, જ્યારે સામંતનો પુત્ર યુવાન થતો, તો તેને નાઈટ બનાવ-વામાં આવતો. આ નાઈટ બનાવવાના પ્રોગ્રામમાં એ લોકો જાગીરદારની સેવામાં કેટલીક ભેટો રજૂ કરશે અને નાઈટ બનાવવામાં જે ખર્ચ આવતો

હતો, તેમાં એ લોકો પણ હિસ્સેદાર બનશે.

પાંચમું એ કે, જ્યારે સામંતની પુત્રીના લગ્ન હોય તો એ લગ્નના ખર્ચમાં પણ એ લોકો કંઈને કંઈ પોતાનો હિસ્સો આપશે.

છઠ્ઠું એ કે, જો સામંત કોઈ યુદ્ધમાં કેદી બની જાય તો ત્યાંની પ્રજાની જવાબદારી છે કે તેની રકમ ભરપાઈ કરીને તેને છોડાવે, અને જો વ્યક્તિના બદલામાં વ્યક્તિ માંગે (એટલે કે અમે તમારા સામંતને કેદ કર્યો છે, તેને છોડાવવા માટે અમારે દસ માણસો જોઈએ) તો પ્રજામાંથી દસ વ્યક્તિઓ આપીને સામંતને છોડાવવો પડશે.

સાતમું એ કે, સામંત જ્યારે પણ સફર કરશે અથવા શિકાર પર જશે, તો શિકાર દરમિયાન તેના ખેડૂતો તેને મદદ કરશે, તેની મહેમાની કરશે, તેને ખાવાનું ખવડાવશે અને તેના માટે શિકારનો યોગ્ય બંદોબસ્ત કરશે. એ પણ કાયદેસર રીતે કરારમાં નક્કી થતું હતું. એ વાત પણ નક્કી હતી કે, જો કોઈ ખેડૂત વારસદાર વગર મૃત્યુ પામે તો સામંત તેનો વારસદાર બનશે. અને જો કોઈ ખેડૂત સામંતના હુકમની વિરૂદ્ધ કરશે, તો તેવી સ્થિતિમાં તેની જમીન જપ્ત કરી લેવામાં આવશે.

આ પ્રકારની શરતો હતી જે જાગીરદારો તરફથી ખેડૂતો પર નાંખવામાં આવતી હતી. નાના જમીનદારો અને ખેડૂતો પર સંપૂર્ણ પ્રભુત્વને કારણે એ જાગીરદારો જ પોતાના વિસ્તારના હાકિમ બની ગયા. અને ધીરે ધીરે એક સમાંતર સરકારની રચના કરી દીધી. અને એવી રીતે આખો દેશ તેમના પ્રભાવ હેઠળ આવી ગયો. બાદશાહ એક વખત તેમને જમીન આપીને નવરો થઈ ગયો. જ્યારે બાદશાહને લશ્કરની જરૂરત પડતી તો તે તેમનાથી લશ્કર લઈને પોતાના શત્રુ સામે મુકાબલો કરતો. ધીરે ધીરે એ જાગીરદારો એટલા સ્વાવલંબી બની ગયા કે, પોતાની પ્રજા પર જે કાનૂન ચાહે નાંખી શકે છે. અને જે ચાહે શરતો લગાવી શકે. ઉપર જે શરતો વર્ણવી છે, તે તો પુસ્તકોમાં આવે છે, પરંતુ તેમને સંપૂર્ણ અધિકાર હતો કે જે ચાહે તે શરતો લગાવતા હતા. અને જો કે બાદશાહ તેમનો મોહતાજ હતો કે યુદ્ધ માટે લશ્કર તેમની પાસેથી જ

મળતું હતું, એટલા માટે બાદશાહ તેમની યોગ્ય અને અયોગ્ય માંગણીઓ સ્વીકારવા પર મજબૂર હતો. માટે તેઓ હુકૂમત પર પણ પ્રભાવ ધરાવતા હતા અને તેમનો પ્રભાવ એટલો બધો હતો કે, તેઓ બાદશાહ પાસે જે ઈચ્છે તે કાનૂન મંજુર કરાવી શકતા હતા. કેટલીક મુદ્દત સુધી તો બાદશાહ અને જાગીરદારના ગઠબંધનથી હુકૂમત ચાલતી રહી, પરંતુ અંતે બંને વચ્ચે જ્યારે પોતાના લાભો ટકરાવા લાગ્યા, તો બંને વચ્ચે ઝઘડા ઉભા થયા. ઈતિહાસમાં તેમના અથડામણના ઘણા બનાવો મૌજુદ છે.

આ હતો યુરોપના મધ્યયુગનો જાગીરદારી વહીવટ. આ વહીવટની ખામીઓ સ્પષ્ટ હતી કે આ જાગીરદારો એક બાજુ પોતાની નીચેના લોકો સાથે ગુલામો જેવું વર્તન કરતા હતા અને બીજી બાજુ તેમનો બાદશાહ પરનો પ્રભાવ. અંતે સામંતોએ હુકૂમત પર એટલો બધો કબજો જમાવ્યો કે તેમની મરજી વિરૂદ્ધ કોઈ કાર્ય થતું ન હતું. આ સિસ્ટમ હતી જાગીરદારી વ્યવસ્થાની, જે વર્ષો સુધી ચાલી અને તેની ખરાબીઓથી આખો યુરોપ ભોગવતો રહ્યો. આ યુરોપીયન વ્યવસ્થાની કેટલી અસરો ઈસ્લામી દેશોમાં પણ આવી છે. જેમકે ખિલાફતે ઉસ્માનિયાના કેટલાક સમયમાં, મુઘલ બાદશાહોના અમુક સમયમાં આવી અસરો જોવા મળતી હતી. જો કે સંપૂર્ણ તેના જેવું ન હતું, પરંતુ તે શરતો પર લોકોને જાગીરો આપવામાં આવી કે તેઓ જરૂરતના સમયે બાદશાહને લશ્કર પુરૂ પાડશે. આપે સાંભળ્યું હશે કે મુઘલ યુગમાં પાંચ હજારી જાગીરદાર અને દસ હજારી જાગીરદાર હતા. તેનો અર્થ એ હતો કે પાંચ હજારી એટલે કે યુદ્ધ સમયે પાંચ હજાર સિપાહીઓ લઈને આવશે અને દસ હજારી એટલે કે યુદ્ધ સમયે દસ હજાર સિપાહીઓ લઈને આવશે. મુઘલોના સમયમાં પણ આવું હતું, પરંતુ એટલું સખત ન હતું અને એટલું વ્યવસ્થિત પણ ન હતું, જે યુરોપમાં હતું. જો કે અંગ્રેજો આ સામંતશાહીથી ટેવાયેલા હતા એટલા માટે જ્યારે હિંદુસ્તાન પર તેમની હુકૂમત આવી તો તેમને અહીંયા પણ કેટલાક વિસ્તારોમાં આ વ્યવસ્થા શરૂ કરી દીધી. જેમકે બલુચિસ્તાનમાં સરદારી વ્યવસ્થા છે. આ સરદાર હકીકતમાં અંગ્રેજોના બનાવેલા જાગીરદાર છે. અને તેમને પોતાની પ્રજા સાથે એવો વ્યવહાર કર્યો

છે, જે યુરોપના જાગીરદારો પોતાની પ્રજા સાથે કરતા હતા.

**ફાસીવાદ :**

અમીર-ઉમરાવોની હુકૂમતનો પાંચમો પ્રકાર ફાસીવાદ છે. તેનો સ્થાપક ઈટાલીનો મુસોલિની હતો. ફાસીવાદ (Fascism) શબ્દ ઈટાલીના 'ફાસેજ' શબ્દમાંથી બનેલો છે. તેનો અર્થ 'બધી વસ્તુઓ પર રાજ્યોનો અધિકાર' થાય છે. મુસોલિનીએ પોતાની હુકૂમતનું ચિહ્ન કુહાડી બનાવ્યું હતું. એટલે કુહાડીનું ચિહ્ન તેમની દરેક વસ્તુમાં હતું. તેનો ભાવાર્થ એ થાય છે કે કુહાડીની બાદશાહત.

તેની વાસ્તવિક્તા એ છે કે, પહેલા વિશ્વયુદ્ધમાં ઈટાલીને મોટું નુકસાન થયું હતું. જો કે તેમાં મિત્ર રાષ્ટ્રોનો વિજય થયો હતો અને જર્મનીની હાર થઈ હતી. ઈટાલી મિત્ર રાષ્ટ્રોના પક્ષે હતું, પરંતુ એ યુદ્ધમાં જંગી ખર્ચ થયો હતો. આર્થિક પરિસ્થિતિ ગંભીર બની હતી. લોકો ગરીબીને કારણે પરેશાન હતા અને હુકૂમત નામની હતી. એવું લાગતું હતું કે, દેશ બરબાદીને કિનારે પહોંચી ગયો છે. અને કોઈ વ્યક્તિ એવો ન હતો, જે દેશની સ્થિતિ સુધારી શકે. એવી સ્થિતિમાં મુસોલિનીએ ઈ.સ.૧૯૧૮માં ફાસીસ્ટ પક્ષની સ્થાપના કરી અને ખૂબ જ ઝડપી લોકોમાં નામના મેળવી લીધી. ઈ.સ. ૧૯૨૨માં પોતાના સમર્થકોનું એક લશ્કર તૈયાર કર્યું. તેઓ કાળા રંગનો ગણવેશ પહેરતા હતા અને રોમ તરફ રવાના થયા. અને હુકૂમતથી માંગણી કરી કે મુસોલિનીને વડાપ્રધાન બનાવવામાં આવે, નહીં તો તમારી હુકૂમતનો પાયો ઉલટાવી દઈશું. અંતે બાદશાહે મજબૂર બનીને મુસોલિનીને હુકૂમત બનાવવાનું આમંત્રણ આપ્યું અને તે ઈટાલીનો ડાયરેક્ટર બની ગયો.

મુસોલિનીના ફાર્સિસ્ટ પક્ષનો હેતુ એ હતો કે, વાસ્તવિક રીતે વ્યક્તિ કંઈ નથી, જે કંઈ છે તે કૌમ છે, તેનું નેતૃત્વ રાજ્ય કરે છે.

**ફર્દે કાઈમ રબ્તે મિલ્લતસે હે તન્હા કુછ નહીં**
**મોજ હે દરિયામેં ઔર બેરૂને દરિયા કુછ નહીં**

મુસોલિનીએ એ ખ્યાલ રજૂ કર્યો કે, વ્યક્તિ પોતાની જાતમાં કોઈ હેસિયત રાખતો નથી. અસલ એ છે કે, કૌમના લાભને સામે રાખવામાં આવે. અને

એ લાભોને સામે રાખવા માટે એવા પગલાં ભરવા જરૂરી છે, જેનાથી દેશની પ્રગતિ થાય. સમગ્ર જીવનનો ઉદ્દેશ્ય એ છે કે, આપણી કૌમ આગળ વધે અને અન્ય કૌમોમાં પોતાનું સ્થાન બનાવે. તે માટે જો બીજી કૌમોથી લડવું પડે તો લડે અને બીજા દેશોને જીતીને પોતાના તાબા હેઠળ લાવે. એટલા માટે હુકૂમત એવી હોવી જોઈએ કે બધા ક્ષેત્રો પર તેની પકડ હોવી જોઈએ. તાલીમ તેની, તરબિયત તેની, વર્તણૂંક તેની શિખવાડેલી, કાનૂન તેનો અને દરેક કાર્ય હુકૂમત જ કરશે. માટે હુકૂમત મજબૂત અને શક્તિશાળી હોય. લોકોના સલાહ-સૂચનોનો પાબંદ ન હોય, બલ્કે પોતાના મગજમાં દેશની અને કૌમની પ્રગતિ માટે જે વિચાર આવે તેને કોઈ પણ પ્રકારના વિલંબ વગર કરી લે. તેના માટે એ પણ જરૂરી છે કે, લોકો હુકૂમતને તાબે હોય, કોઈ વિરોધ ન હોય.

જો કે એમાં શંકા નથી કે, મુસોલિનીએ પોતાની કૌમને આગળ વધારવા ઘણા પ્રયત્નો કર્યા અને પ્રથમ વિશ્વયુદ્ધમાં જે હાડમારી સર્જાઈ હતી, તેને અમુક અંશે દૂર કરી દીધી અને લોકોમાં કોમી શરમ પેદા કરી દીધી. તે કહેતો હતો કે, અમે અહિંસાને માનતા નથી, તે નિર્બળ લોકોનો ગુણ છે. માટે અમે પોતાની કૌમની છાપ ઉપસાવવા યુદ્ધ પણ કરીશું. અને એ યુદ્ધ અમારી કૌમ માટે ઉદ્ધારનો પયગામ લાવશે. મુસોલિનીનું એક કથન પ્રખ્યાત છે કે, ''પુરૂષ માટે યુદ્ધ એવું છે, જેમકે સ્ત્રી માટે ગર્ભ.'' એટલે જેવી રીતે સ્ત્રી ગર્ભ વગર સર્જનાત્મક કાર્યો કરી શકતી નથી અને કૌમને જન્મ આપી શકતી નથી, એવી રીતે પુરૂષ જ્યાં સુધી યુદ્ધ ન કરે, ત્યાં સુધી તે કોઈ સર્જનાત્મક કાર્ય કરી શકતો નથી. માટે તેણે યુદ્ધ કરવું જોઈએ. અને યુદ્ધ વગર કૌમી વિશ્વાસ પેદા થઈ શકતો નથી, ન કૌમનું પ્રભુત્વ કાયમ થઈ શકે છે. સાથે તેનું એવું કહેવું છે કે, અમે લોકશાહીના વિરોધી છીએ, એટલા માટે કે લોકશાહીનો અર્થ છે બહુમતીના મતને માન્ય ગણવો. હાલાંકે એ જરૂરી નથી કે બહુમતી સાચો નિર્ણય કરે, તેઓ ખોટો નિર્ણય પણ કરી શકે છે. અને તે દેશ અને કૌમ માટે નુકસાનકારક પણ હોઈ શકે છે. માટે ફાસીવાદની થિયરી પ્રમાણે જે ફાસિસ્ટ નેતા છે, તે જે નિર્ણય કરે તે જ બધાએ માનવો પડશે.

ત્રીજુ તેનું એવું કહેવું હતું કે, અમે વ્યક્તિગત સ્વતંત્રતા અને આદરને

પણ માનતા નથી. વ્યક્તિ પોતે કંઈ નથી, તે કૌમનો એક ભાગ હોવાને કારણે આદરપાત્ર છે. માટે કૌમની ભલાઈ માટે કોઈ એવો કાયદો બનાવ-વામાં આવે અથવા એવો હુકમ જારી કરવામાં આવે, જે વ્યક્તિની આઝાદી પર પાબંદી મુકતો હોય, તો એ હુકૂમતના સિદ્ધાંત પ્રમાણે છે. અને પોતાની કૌમની પ્રગતિ માટે જરૂરી છે. તેનું પરિણામ એ છે કે, કોઈ રાજકીય સંસ્થા શરૂ થઈ શકતી નથી, હુકૂમતનો કોઈ વિરોધ કરી શકતું નથી. તેનું કહેવું હતું કે, જે કંઈ ટીકા ટિપ્પણી કરવી હોય તે ફાસિસ્ટ પક્ષમાં આવીને કરો અને બતાવો કે સુધારનો ક્યો માર્ગ હોઈ શકે ? પરંતુ પક્ષની બહાર રહીને કંઈ પણ કરી શકાતું નહીં. એવી રીતે વ્યક્તિની સ્વતંત્રતા ખતમ કરવામાં આવી અને પક્ષની હુકૂમતનો ખ્યાલ રજૂ કર્યો. જો કે ફાસિસ્ટ પક્ષના તાબા હેઠળ જે હુકૂમત હોય છે, જીવનના બધા ક્ષેત્રો પર પ્રભાવશાળી હોય છે. એટલે તેને **Totalitarian** (સર્વાધિકારી) હુકૂમત પણ કહે છે. એક બાજુ હુકૂમતના અધિકારો સંપૂર્ણ અને બીજી બાજુ વ્યક્તિગત સ્વતંત્રતાનો ઈન્કાર. જ્યારે આ બંને બાબતો એકત્ર થઈ જાય તો અત્યાચાર અનિવાર્ય બની જાય છે અને એવું જ ફાસીવાદમાં બન્યું.

**નાઝીવાદ :**

મુસોલિની પછી જર્મનીમાં હિટલરે એ જ વિચાર અપનાવ્યો. એનો સિદ્ધાંત મુસોલિની જેવો જ હતો અને તેનું પણ એ જ કહેવું હતું કે, હુકૂમત એટલે રાજ્ય બધુ જ છે, વ્યક્તિ કંઈ નથી. પરંતુ તેને ફાસીવાદમાં એક વધારાની વસ્તુ ઉમેરી. જેને આપણે વંશીય રાષ્ટ્રવાદ કહી શકીએ છીએ. હિટલરનો ખ્યાલ એ હતો કે, દુનિયામાં હુકૂમત કરવા માટે આર્યન જાતિ જ યોગ્ય છે. માત્ર એ જ દુનિયામાં હુકૂમત કરવાનો અધિકાર ધરાવે છે. માટે તેને એ નક્કી કર્યું હતું કે, સામી જાતિને નષ્ટ કરવાની છે અને જ્યાં સુધી સામી જાતીનું દુનિયાથી પ્રભુત્વ ખતમ નહીં થાય ત્યાં સુધી હું લડતો રહીશ. આ હિટલરનો જીવનધ્યેય હતો. તેનું કારણ પણ એવું બન્યું કે, પ્રથમ વિશ્વયુદ્ધમાં ઈટાલીને વિજય પ્રાપ્ત થયો હતો, પરંતુ વિજેતા છતાં પડી ભાંગ્યું હતું. હાલાંકે તેના બીજા મિત્ર રાષ્ટ્રો એટલે બરબાદ થયા ન હતા, એટલે કે

ઈંગ્લેન્ડ, ફ્રાંસ અને રશિયા એટલા પડી ભાંગ્યા ન હતા અને જર્મનીની હાર થઈ હતી, જ્યારે વિજેતા દેશોની આવી હાલત હતી તો પરાજિત દેશોની કેવી હાલત હશે તેનો અંદાજો જાતે લગાવી શકો છો. જર્મનીમાં ખૂબ જ અરાજકતા ફેલાઈ હતી અને જર્મનીના લોકો કોઈ એવા નેતાની શોધમાં હતા, જે તેમની આ સ્થિતિ દૂર કરે. તો હિટલરે નેતાગીરીનો ઝંડો ઉઠાવી લીધો અને ત્યાં નાઝીપક્ષની સ્થાપના કરી. કારણ કે તે સામી (જેમાં યહુદીઓ પણ આવે છે) જાતિના લોકોનો શત્રુ હતો. એટલા માટે તેણે યહૂદીઓ પર ખૂબ જ અત્યાચાર કર્યો અને તેમને જર્મની છોડવા પર મજબૂર કર્યા. જર્મનીથી તેમને કાઢવાને **Holo Caust** (મોટી કત્લેઆમ) કહે છે. **Holo Caust** પર ઘણાં પુસ્તકો પ્રકાશિત થઈ ગયા છે. જો આપ કોઈ પશ્ચિમના દેશના પુસ્તકાલયમાં જાઓ તો ત્યાં એક આખો વિભાગ કત્લેઆમ પર હશે, જેમાં તેમણે એવી દમનની કથાઓ લખી છે કે, વાંચનારાને હમદર્દી આવી જાય. આ સમગ્ર પ્રોપેગન્ડો એટલા માટે રચ્યો કે, પોતાની ઉપર થયેલા અત્યાચારની ચર્ચા કરીને ઈસ્રાઈલી હુકૂમત સ્થાપવાના માર્ગો તૈયાર થઈ જાય. આ હેતુ માટે અરબો ડૉલર ખર્ચીને ફિલ્મો બનાવવામાં આવી, જે વિશ્વમાં બતાવવામાં આવે છે.

ટૂંકમાં આ હિટલરનો નાઝીવાદ હતો. મુસોલિની અને હિટલરે ખૂબ જ પ્રતિષ્ઠા બતાવી, પરંતુ બાદમાં એ બંને ખતમ થઈ ગયા. તેમના અનુકરણમાં બીજા દેશોમાં પણ આવું બન્યું. માટે આ વ્યવસ્થા લાંબી મુદત સુધી જાપાનમાં પણ રહી. થોડા સમય બ્રાઝીલ, આર્જન્ટિના અને સ્પેનમાં પણ રહી. એ જાતિઓએ જોયું કે હિટલરે પોતાની કૌમને ક્યાંથી ક્યાં પહોંચાડી દીધી છે, માટે અમે પણ એ માર્ગે ચાલીશું. માટે તેમણે તેની નકલ કરવાનું શરૂ કર્યું, પરંતુ તેઓ ત્યાં સુધી ન પહોંચી શક્યા, જ્યાં સુધી મુસોલિની અને હિટલર પહોંચ્યા હતા. અંતે આ ખ્યાલ પણ નષ્ટ થઈ ગયો. આ ઉમરાવોનો પાંચમો પ્રકાર હતો.

### પ્રોલેટીયેટલ હુકૂમત :

છઠ્ઠો પ્રકાર પ્રોલેટીયેટ હુકૂમત છે. આ હકીકતમાં સામ્યવાદી હુકૂમતનું જ બીજુ નામ છે. અને તેનો ખ્યાલ કાર્લ માર્કસની વિચારસરણી પર આધારિત

છે. કાર્લ માર્કસની વિચારસરણીમાં સૌથી મહત્વની વિચારસરણી વિવાદાસ્પદ ભૌતિકતા **(Dialectical Materiallalism)** છે. તેનું કહેવું છે કે, પ્રારંભથી આજ સુધી દુનિયા બે વિભાગોમાં વહેંચાયેલી છે. એક વિભાગ અમીર-ઉમરાવો, ધનિકો, સરદારોનો અને હાકિમોનો હતો, અને બીજો વિભાગ મજુરવર્ગ. ભલે તે મજુર હોય કે ખેડુત. પહેલા વર્ગને બુર્જિયસ **(Bour-geois)** નામ આપે છે અને બીજા વર્ગને પ્રોલેટીયેટ **(Proltariat)** કહે છે. તેમનું કહેવું છે કે, આરંભથી આજ સુધી આ બે વર્ગો વચ્ચે યુદ્ધો અને ઝઘડા થતા રહ્યા છે. તેમનું કહેવું છે કે, વિશ્વમાં જેટલા યુદ્ધો થયા તેની પાછળ આ બે વર્ગો જ જવાબદાર છે. માલિક મજુર વર્ગને હંમેશા દબાવતો હતો. ખાસ કરીને ઔદ્યોગિક ક્રાંતિ પછી. કારણ કે જેટલી વસ્તુઓ તૈયાર થતી, તે મજુરોની મહેનતથી તૈયાર થતી, પરંતુ તેમને વેતન ઓછું મળતું. આ વાતને સાબિત કરવા માટે તેની બીજી વિચારસરણી એ છે જેને અધિશેષ મૂલ્ય **(Surplus Value)** કહે છે. તેનો મતલબ એ છે કે, કોઈ કારખાનામાં જે કોઈ વસ્તુ તૈયાર થાય છે, તેને બે વસ્તુઓ ભેગી થઈને બનાવે છે. એક કાચો માલ અને બીજો શ્રમ. કાચા માલ પર શ્રમ લાગ્યો તો વસ્તુ તૈયાર થઈ ગઈ. દા.ત. રૂ પર શ્રમ લાગ્યો તો દોરા તૈયાર થઈ ગયા, દોરા પર મહેનત લાગી તો કપડાં તૈયાર થઈ ગયા. એવી રીતે કાચો માલ કુદરતી સંસાધન છે અને શ્રમ-મહેનત એવી વસ્તુ છે, જે આ કાચા માલ પર લાગ્યા પછી જ ઉત્તમ રૂપ ધારણ કરે છે. અને તેને કારણે તેની કિંમત વધે છે. દા.ત. જ્યારે રૂ પર મહેનત કરવામાં આવી અને તેનાથી દોરા તૈયાર કરવામાં આવ્યા અને દોરાથી કપડાં તૈયાર કરવામાં આવ્યા, તો રૂ કરતાં કપડાંની કિંમત વધી ગઈ અને જે કપડાંની કિંમત વધી તેમાં અસલ મહેનત છે. જો તેની ઉપર મહેનત ન કરવામાં આવતી, તો તેની કિંમત ન વધતી. એટલા માટે આ વધારો શ્રમ-મહેનતને કારણે છે. એટલે તેમને વધારે મહેનતાણું મળતું, પરંતુ એ બધું તો આ માલિકો લઈ લેતા હતા. તેમનું કહેવું હતું કે, હવે સમય આવી ગયો છે કે, મજુર લાંબા સમય સુધી પીસાય નહીં અને તે આ શોષણ સામે અવાજ ઉઠાવશે. તેના પરિણામે તેની હુકૂમત કાયમ થશે. એટલા માટે તેનો કોમ્યુનિસ્ટ

નારો હતો કે,“વિશ્વના શ્રમિકો તમે એકત્રિત થઈ જાઓ.” તે સામ્યવાદી ઢંઢેરો કહેવાય છે. પછી એ થયું કે કાર્લ માર્કસના સમયમાં તો આ સરકાર ન બની, પરંતુ ત્યાર પછી લેનિને રશિયામાં ઝારશાહીનો તખ્તો ઉલ્ટાવીને ત્યાં પહેલી વખત માર્કસવાદી વિચારસરણીવાળી સરકારની સ્થાપના કરી અને ત્યાં પ્રોલેટારીટ હુકૂમતનું નામ આપવામાં આવ્યું.

પ્રોલેટારીટ હુકૂમતની વિચારસરણી એ હતી કે, આવકના સાધનો દા.ત. જમીનો અને કારખાના ઉપર કોઈ વ્યક્તિની માલિકી નહીં, આ બધી વસ્તુઓ પર રાજ્યની માલિકી. આ રાષ્ટ્રને ચલાવવાનો બધો હક મજુરવર્ગને પ્રાપ્ત થશે. તેના પ્રતિનિધિઓ બધી વસ્તુઓ પર કબ્જો કરીને એક આયોજિત અર્થતંત્રનો પાયો નાંખશે. એટલે કે એ નિર્ણય કોઈ વ્યક્તિને હવાલે નહીં કરાશે કે કઈ જમીનથી શું કામ લેવું અને ક્યા કારખાનામાં શેનું ઉત્પાદન કરવું ? બલ્કે સામ્યવાદી હુકૂમતમાં લોકોની જરૂરિયાતોને ધ્યાનમાં રાખીને એ નક્કી કરવામાં આવશે કે શું ઉત્પાદન કરવું છે ? કેટલું ઉત્પાદન કરવું છે ? કોને કેટલું વેતન આપવું છે ? અને કઈ વધારાની સહુલતો આપવી છે ? આ બધું હુકૂમત નક્કી કરશે અને અસલ હક્કો પ્રોલેટારીટને જ છે. એટલે પ્રોલેટીયેટો સિવાય દેશમાં કોઈ રાજકીય પક્ષ પણ નહીં હોય. કારણ કે પ્રોલેટારીટના હક્કોની રક્ષા માટે જરૂરી છે કે, તેમના વગર કોઈ પક્ષ ન હોય, કોઈ ટીકા-ટિપ્પણી ન કરે. કારણ કે પ્રોલેટારીટ પક્ષ સિવાય અન્ય પક્ષ હશે તો તે માલિકો માટે કામ કરશે. એટલે એ જે વ્યક્તિને જે કામે લગાવી દે, તેને તે કામ કંઈ પણ કહ્યા વગર કરવું પડશે અને તેનું વેતન જે નક્કી કરી દે તે સ્વીકારવું પડશે.

સ્પષ્ટ છે કે, જેમાં કોઈ વ્યક્તિની વ્યક્તિગત સ્વતંત્રતા ન હોય, તે હુકૂમત અત્યાચાર વગર ન ચાલી શકે. એટલા માટે ફાસીવાદમાં **(Totalitarianism)**ના જે સિદ્ધાંતો હતા, તે આ હુકૂમતે પણ અપનાવ્યા અને કહ્યું કે, અમારો હેતુ મજુરોનું જીવનધોરણ ઉંચું લાવવાનો છે. માટે ધનિકોના એજન્ટોને વચ્ચે બોલવાનું બંધ, પ્રેસ બંધ અને કોઈને ટીકા કરવાની પણ

પરવાનગી ન હતી. એ રીતે એ પણ ડિક્ટેટર શીપની એક ખરાબ પદ્ધતિ હતી, જે લેનિને અપનાવી હતી. ત્યાર પછી સ્ટાલિને તેને આગળ વધારી. હવે નાના-નાના ઉમરાવોને બદલે એક મોટો અમીર-ઉમરાવ સામ્યવાદની શકલમાં આવી ગયો. તેણે સમગ્ર રાષ્ટ્રની સંપત્તિ પર કબ્જો મેળવીને એવી હુકૂમત સ્થાપી, તેમાં મોઢું ખોલવું પણ મુશ્કેલ હતું.

**ઝમામે કાર ગર મઝદૂરકે હાથમેં હો ફિર ક્યા ?**
**તરીકે કોહકનમેં ભી વહી હીલે હે પરવેઝી.**

રશિયામાં લગભગ ૭૪ વર્ષ સુધી આ શાસનપદ્ધતિ ચાલી, પરંતુ ધીરે ધીરે તેની આર્થિક, સામાજિક, રાજકીય અને સાંસ્કૃતિક ખરાબીઓ એટલી વધી કે બધાએ શોર કરીને આ પદ્ધતિને ખતમ કરી દીધી.

## લોકશાહી અને બિનસાંપ્રદાયિક્તાની વ્યાખ્યાઓ

આ અર્થવ્યવસ્થાને વિસ્તારથી એટલા માટે સમજવી જરૂરી છે કે, આજના સમયમાં લોકશાહીને જ સૌથી શ્રેષ્ઠ વ્યવસ્થા સમજવામાં આવે છે. કોઈ વ્યક્તિ લોકશાહી પર આક્ષેપ કરે તો તે રાજકારણની દૃષ્ટિએ સૌથી મોટા ગુનાહનું કામ છે. એટલા માટે તેને વિસ્તારથી સમજીએ...

લોકશાહી (**Democracy**) શબ્દ મૂળ ગ્રીક શબ્દો **Demo** (લોકો) અને **Cracy** (સત્તા) પરથી બન્યો છે. લોકશાહીનો અર્થ એવી વ્યવસ્થા જેમાં લોકોનું પ્રતિનિધિત્વ હોય.

### લોકશાહીની ફિલોસોફી :

યુરોપમાં નવજાગૃતિ પછી એક વૈચારિક આઝાદીનો યુગ શરૂ થયો. તે પહેલાં ચર્ચોએ બધાને બાંધી રાખ્યા હતા. અને ચર્ચની થિયરીની વિરૂદ્ધ કરનારને ધર્મભ્રષ્ટ સમજીને તેની ઉપર અત્યાચાર કરવામાં આવતો હતો. બલ્કે ઘણી વખતે તો જીવતા સળગાવી દેવામાં આવતા હતા. પરંતુ નવજાગૃતિ પછી જ્યારે તેમની પાસે સ્પેન વગેરે (મુસ્લિમો તરફ)થી જ્ઞાન આવ્યું, તો લોકોએ જાતે વિચારવાનું શરૂ કર્યું. જો કે ચર્ચનો અંકુશ તે વખતે પણ રાજકારણ પર હતો. અને જે લોકોએ વિચારના નવા માર્ગો શોધવાના પ્રયત્નો કર્યા,

તેમણે ચર્ચના મુકાબલામાં આવવું પડ્યું. પરંતુ આ ચળવળ આઝાદ વિચારની હતી તેથી અત્યાચાર છતાં ચાલતી રહી. ધીરે ધીરે ચર્ચની વિરૂદ્ધ એક નફરતનું વાતાવરણ ઉભું થયું અને ચર્ચની પકડ પણ ઢીલી થઈ ગઈ. તેથી જીવનના જુદા જુદા ક્ષેત્રોમાં વિવિધ વિચારકો પેદા થયા. તેમણે ચર્ચોની બનેલી બિનકુદરતી વ્યવસ્થાથી બગાવત કરીને નવા વિચારો ફેલાવવાનું શરૂ કર્યું.

પશ્ચિમના દેશોમાં લોકશાહીના ત્રણ સ્થાપકો સમજવામાં આવે છે. તે ત્રણ તત્વચિંતકો હતા, જેમણે ઉદારવાદી લોકશાહી (**Liberal Democracy**)નો પાયો નાંખ્યો. એક વોલ્તેર **(Voltire)**, બીજા મોન્ટેસક્યુ **(Montesquiue)** અને ત્રીજા રોસો **(Rousseau)**. જેમણે પોતાની ફિલોસોફીના આધારે એવા વિચારો વિશ્વમાં ફેલાવ્યા, જેના પરિણામે લોકશાહી અસ્તિત્વમાં આવી. આ ત્રણે ફ્રાંસના હતા.

તેમાંની પહેલી વ્યક્તિ વોલ્તેર હતો. એ ૧૭મી સદીમાં જન્મ્યો હતો અને ૧૮મી સદીમાં તેનું મૃત્યુ થયું. તેણે ફિલોસોફી, વિજ્ઞાન અને આર્ટના દરેક ક્ષેત્રમાં ઘણાં પુસ્તકો લખ્યા છે. અને તેના સંપાદનો ૯૦ ભાગમાં પ્રકાશિત થયા છે. વોલ્તેરે એ દાવો કર્યો કે, જેટલા આકાશી ધર્મો છે, તે બધા વિકૃત થયેલ છે, બદલાયેલ છે. અને અસલમાં માનવીનો એક જ ધર્મ હોવો જોઈએ અને તે સ્વાભાવિક ધર્મ છે. તેને અંગ્રેજીમાં **“Natural Religion”** (કુદરતી ધર્મ) કહે છે. કેટલાક લોકોનું માનવું છે કે, વોલ્તેરે ખુદાપાકના અસ્તિત્વમાં શંકાના બીજ વાવ્યા હતા, પરંતુ એટલી વાત જરૂર છે કે તેણે એ કહ્યું હતું કે, માનવીનો એક કુદરતી ધર્મ હોવો જોઈએ.

વોલ્તેરની બીજી વાત જે સૌથી વધુ અસરકારક બની તે એ છે કે, ધર્મ માનવીનો અંગત મામલો છે. અને કોઈ ઓથોરિટી બીજાને કોઈ ધર્મના સત્ય કે અસત્ય હોવાની મંજુરી આપી શકતી નથી, બલ્કે તે માનવીનો અધિકાર છે. તે જો ઈચ્છે તો મૂર્તિપૂજા કરે અને જો ઈચ્છે તો આકાશી ધર્મ અપનાવે. અને ઈચ્છે તો યહૂદી બને અથવા ખ્રિસ્તી બને. એ તેનો વ્યક્તિગત અધિકાર છે. રાજ્ય તેમાં હસ્તક્ષેપ કરી શકે નહીં.

## ધર્મના સત્ય કે અસત્ય હોવાનો પ્રશ્ન પેદા થતો નથી :

આજે પશ્ચિમ દેશોમાં ધર્મ વિશે જે ખ્યાલ છે, તે એ છે કે ધર્મમાં સત્ય અને અસત્યનો કોઈ પ્રશ્ન નથી કે ક્યો ધર્મ સત્ય છે અને ક્યો ધર્મ અસત્ય છે ? બલ્કે ધર્મ માનવીના મનની શાંતિ માટે છે. જો તેને નમાઝ પઢવામાં શાંતિ મળે છે, તો તે તેના માટે સત્ય છે. અને કોઈને મૂર્તિ સામે હાથ જોડવામાં શાંતિ મળે છે, તો તે તેના માટે સત્ય છે. અને જો કોઈને ધ્યાનમગ્ન થવામાં શાંતિ મળે છે, તો તે તેના માટે સત્ય છે. તેને જેમાં શાંતિ મળે તે તેના માટે સત્ય છે. માટે ધર્મમાં સત્ય અને અસત્યનો સવાલ નથી. આ સિદ્ધાંત છે, જે આખા યુરોપમાં ફેલાયો છે. તેથી તેમનું કહેવું છે કે, ધર્મ એક વ્યક્તિગત મામલો છે અને દરેક વ્યક્તિને અધિકાર છે કે, પોતાની શાંતિ માટે જે ધર્મ પાળવા માંગે તે પાળે. એટલા માટે દરેક વ્યક્તિએ બીજાના ધર્મનો આદર કરવો જરૂરી છે અને ઉદારતાથી કામ લેવું જરૂરી છે, વાદ-વિવાદમાં પડવું બેકાર છે. બીજાના ધર્મનો આદર એટલા માટે નહીં કે ધર્મ કોઈ આદરપાત્ર છે, બલ્કે એટલા માટે કે એક વ્યક્તિએ પોતાની શાંતિ માટે તે માર્ગ અપનાવ્યો છે, માટે તમે તેનો આદર કરો. જેમકે કોઈ વ્યક્તિએ પોતાની શાંતિ માટે મકાન બનાવ્યું, તો આપના ઝિમ્મે એ ફરજ છે કે તેનો આદર કરે. તેના મકાનમાં પરવાનગી વગર દાખલ ન થાઓ. એવી રીતે કોઈ વ્યક્તિએ પોતાનો ધર્મ અપનાવ્યો છે, તે ધર્મ તેનો વ્યક્તિગત મામલો છે, એટલે કોઈ તેમાં હસ્તક્ષેપ કરે.

જ્યારે એ વાત નક્કી થઈ ગઈ કે, ધર્મ એક વ્યક્તિગત મામલો છે અને વ્યક્તિના સંતોષ માટે છે. એટલા માટે તેનો હુકૂમત કે રાજકારણથી કોઈ સબંધ નથી. એટલે રાજ્યનો કોઈ ધર્મ નથી. આ વિચારથી બિન-સાંપ્રદાયિકતાનો સિદ્ધાંત જન્મ્યો. રાજ્ય સબંધે બિનસાંપ્રદાયિકતાનો અર્થ એ છે કે, રાષ્ટ્રનો ધર્મથી કોઈ સબંધ ન હોવો જોઈએ. બલ્કે હુકૂમત માત્ર ભૌતિક નફા માટે ચાલવી જોઈએ. કારણ કે ધર્મ માનવીનો વ્યક્તિગત મામલો છે. આ આખી ફિલોસોફી વોલ્તેરના સિદ્ધાંત પર આધારિત છે. અને તેની પાછળ એક રહસ્ય છે, તે એ કે ચર્ચે દેવશાહીના સ્વરૂપે જે કંઈ કર્યું હતું તેનો પ્રત્યાઘાત હતો. ચર્ચે ધર્મના નામ ઉપર ઘણાં અત્યાચારો કર્યા હતા. તેથી

વિચારકો પર તેના પ્રત્યાઘાત સ્વરૂપે તેમના હ્રદયમાં એ વાત આવી કે, જ્યાં સુધી ધર્મને વચ્ચેથી હટાવી નહીં દઈએ, ત્યાં સુધી પ્રગતિ નહીં કરી શકીએ. આ કાંટાને હટાવવા બિનસાંપ્રદાયિક્તાનો સિદ્ધાંત રજૂ કરવામાં આવ્યો.

**બિનસાંપ્રદાયિક્તાનો અર્થ :**

ઈન્સાયક્લોપિડિયા ઑફ બ્રિટાનિકાએ બિનસાંપ્રદાયિક્તાનો અર્થ એ રજૂ કર્યો છે : ''બિનસાંપ્રદાયિક્તા એક એવી ચળવળનું નામ છે, જેમાં તેનો અસલ હેતુ લોકોનું ધ્યાન આખિરતથી હટાવીને માત્ર દુનિયા તરફ લઈ જવાનું હતું. કારણ કે મધ્યયુગમાં લોકો દુનિયાથી અલગ રહેતા હતા અને દુનિયાથી દૂર રહીને ખુદાતઆલા અને આખિરતની ચિંતામાં લાગેલા રહેતા હતા. આ ખ્યાલની વિરૂદ્ધ માનવીના સ્વભાવને હટાવવા બિનસાંપ્રદાયિક્તા અસ્તિત્વમાં આવી. અને નવજાગૃતિમાં લોકોએ ભૌતિક સુખ-સમૃદ્ધિ તરફ નજર કરી. બિનસાંપ્રદાયિક્તા તરફથી આ પહેલ આધુનિક ઈતિહાસમાં દીન (ખ્રિસ્તીયત) -ના વિરૂદ્ધમાં આગળ વધતી ગઈ.''

લોબસ્ટરની ડિક્ષનરી ઑફ મોર્ડન વર્લ્ડમાં બિનસાંપ્રદાયિક્તાની સમજૂતિ આ રીતે કરવામાં આવી છે :

- દુન્યવી ભાવના અથવા દુન્યવી વલણો વગેરે ખાસ કરીને અમલની એવી વ્યવસ્થા જેમાં ઈબાદત અને ઈમાનની દરેક સ્થિતિને રદ કરવામાં આવી હોય.
- એ અકીદો કે ધર્મ અને ચર્ચનો રાજકારણમાં કોઈ હસ્તક્ષેપ નથી.

ઑક્સફર્ડ ડિક્ષનરીમાં બિનસાંપ્રદાયિક્તાની આ રીતે સમજૂતિ કરવામાં આવી છે :

- ભૌતિક એટલે કે જે ધાર્મિક ન હોય. જેમકે બિનધાર્મિક કેળવણી, મ્યુઝિક, બિનધાર્મિક નેતૃત્વ જે ચર્ચની હુકૂમતની વિરૂદ્ધ હોય.
- એ સલાહ કે ધર્મ નૈતિકતા અને અખ્લાકના આધારે ન હોવા જોઈએ.

ન્યુથર્ડ વર્લ્ડ ડિક્ષનરીમાં બિનસાંપ્રદાયિક્તાનો અર્થ એ કરવામાં આવ્યો કે જીવનના ખાસ મામલામાં ધર્મ અથવા હુકૂમતનો હસ્તક્ષેપ ન હોવો જોઈએ

અથવા કારોબારીને ધર્મથી દૂર રાખવી જોઈએ. દા.ત. હુકૂમત ધર્મનિરપેક્ષ હોવી જોઈએ. તેમાં ધર્મનો કોઈ હસ્તક્ષેપ ન હોવો જોઈએ.

**બિનસાંપ્રદાયિક્તાની ભૂમિકા :**

પશ્ચિમ દેશોમાં બિનસાંપ્રદાયિક્તાના અસ્તિત્વ માટે ધાર્મિક, વૈચારિક, મનોવૈજ્ઞાનિક, ઐતિહાસિક અને અમલી કારણો હતા. પરંતુ આ બધા કારણો માત્ર પશ્ચિમના દેશો સાથે ખાસ હતા. તેમનો ઈસ્લામથી કોઈ સબંધ ન હતો. માટે ઈસ્લામી દેશોએ એ બાતે તેમનું અનુકરણ ન કરવું જોઈએ.

પશ્ચિમના દેશોમાં ધર્મનિરપેક્ષની રચના માટેના કારણો આ પ્રમાણે છે :

**જીવનની અલ્લાહપાક અને રાજા વચ્ચે વહેંચણી** : જો કે ખ્રિસ્તી-ઓમાં એવી ઘણી બાબતો છે, જે ધર્મનિરપેક્ષનું સમર્થન કરે છે. એટલે ધર્મ અને હુકૂમત અથવા આધ્યાત્મિક નેતૃત્વ અને દુન્યવી નેતૃત્વમાં તફાવતનું સમર્થન કરે છે. જો કે એક બાજુ દુન્યવી નેતૃત્વ રાજા માટે છે અને બીજુ આધ્યાત્મિક નેતૃત્વ અલ્લાહ તઆલા માટે છે. સ્વયં બાઈબલમાં હઝરત ઈસા (અલૈ.)નું કથન નકલ કરવામાં આવ્યું છે : "જે ભાગ કૈસર (રાજા)નો છે, કૈસર (રાજા)ને આપી દો અને જે અલ્લાહ તઆલાનો છે, તે અલ્લાહ તઆલાને આપી દો."

આ હુકમનું સમર્થન ઈતિહાસના અભ્યાસથી પણ જાણવા મળે છે કે, પશ્ચિમવાસીઓએ ક્યારેય અલ્લાહ તઆલાને એવી રીતે નથી ઓળખ્યો, જેવી રીતે આપણે મુસલમાન ઓળખીએ છીએ કે, અલ્લાહપાકની જાતે દરેક વસ્તુને ઘેરી છે. અને બ્રહ્માંડ (યુનિવર્સલ)નો કોઈ કણ તેનાથી છૂપાયેલો નથી. તેને દરેક વસ્તુની સંખ્યાની ખબર છે. તેણે માનવોને પ્રોત્સાહિત કરવા અને ડરાવવા રસૂલ તથા પયગમ્બર મોકલ્યા અને તેમની સાથે આકાશી કિતાબો મોકલી, જેથી તેઓ તેના દ્વારા લોકો વચ્ચે ફેંસલો કરે. પરંતુ પશ્ચિમના વિચારો તદ્દન જુદા છે. તે એરિસ્ટોટલ જેવા છે કે તે પોતાની જાત સિવાય કોઈ વસ્તુનું જ્ઞાન ધરાવતો નથી. તે સૃષ્ટિની કોઈ ચીજનો જાણકાર નથી અને કોઈ સ્થિર વસ્તુને ચેતન બનાવી શકે છે. જેમકે ફિલોસોફીનો ઈતિહાસકાર 'વિલ

ડ્યુરન્ટ' કહે છે : "આ નિઃસહાય ખુદા અંગ્રેજોના બાદશાહ જેવો છે, જે બાદશાહ તો છે, પરંતુ હુકૂમત કરતા નથી."

ઈસ્લામ એવા નિઃસહાય અને નિરંકુશ ખુદાપાકને ઓળખતો નથી. અને ન ઈસ્લામમાં જીવનનું તે વિભાજન છે, જેને પશ્ચિમના લોકો જાણે છે. જે માનવી અને તેના જીવનને અલ્લાહ તઆલા અને કૈસર વચ્ચે વહેંચતો હોય. ઈસ્લામમાં બાદશાહ અથવા રાજા અલ્લાહ તઆલાના બંદા છે. તેના હુકમના આજ્ઞાકારી હોય છે અને તેના બંદાઓની જેમ તે પણ તેના હુકમનો પાબંદ હોય છે.

ઈસ્લામના અકીદા તૌહીદ (એકેશ્વરવાદ)માં અલ્લાહપાકની બંદગી, તેની પેરવી અને તેની સર્જનહારીમાં કોઈની ભાગીદારીની કોઈ ગુંજાઈશ બાકી રહેતી નથી. માટે મુસલમાનો અલ્લાહ તઆલાને જ પાલનહાર માને છે. અને અલ્લાહ તઆલાને જ સર્જનહાર માને છે. જેમકે સૂરએ ઈખ્લાસ અને સૂરએ અન્‌આમમાં તેની સમજૂતિ આપવામાં આવી છે. એટલા માટે એ વાત જરૂરી છે કે, મુસલમાનોનું સમગ્ર અસ્તિત્વ અને તેમનું જીવન માત્ર અલ્લાહ તઆલાની પેરવીમાં હોય.

કુર્‌આને પાકમાં ફરમાવ્યું : "આપ (એ પણ) ફરમાવી દો કે, બેશક ! મારી નમાઝ તથા મારી કુરબાની અને મારૂં જીવવું તેમજ મારૂં મરવું એ બધું જગતના માલિક અલ્લાહ તઆલાને જ માટે છે." *(સૂ.અન્‌આમ : ૧૬૨)*

### બિનસાંપ્રદાયિક્તા અને અધર્મતા :

અધર્મતા એ છે કે, અલ્લાહ તઆલાના અસ્તિત્વનો ઈન્કાર કરવામાં આવે. જેમકે પહેલા કેટલાક લોકો નાસ્તિક હતા. પરંતુ જ્યાં સુધી ધર્મ-નિરપેક્ષતાનો સબંધ છે, તેમાં અલ્લાહ તઆલાનો ઈન્કાર જરૂરી નથી. જો કે કેટલાક લોકો અલ્લાહપાકના અસ્તિત્વ, રિસાલત, વહી અને આખિરતનો ઈન્કાર કરે છે, પરંતુ આ ઈન્કાર ધર્મનિરપેક્ષતા માટે જરૂરી નથી.

તેથી પશ્ચિમના ધર્મનિરપેક્ષ લોકો અલ્લાહ તઆલાને નકારતા ન હતા. બલ્કે તેઓ માત્ર વૈજ્ઞાનિક બાબતો અને જીવનમાં ચર્ચના હસ્તક્ષેપને રદ

કરતા હતા. તેમનો હેતુ માત્ર એટલો હતો કે ધર્મ, વ્યક્તિ પૂજા અથવા ચર્ચ સ્વરૂપે અસ્તિત્વમાં હતો. તેને હુકૂમત, રાજકારણ, આર્થિક બાબતો, સામાજિક બાબતો વગેરે જીવનના ક્ષેત્રોમાં હસ્તક્ષેપ કરવાની પરવાનગી ન મળવી જોઈએ. પરંતુ આ બાબતે ઈસ્લામ અને ખ્રિસ્તીઓ વચ્ચે મોટો તફાવત છે. કારણ કે એક ખ્રિસ્તી ભલે તે શાસક હોય અથવા સામાન્ય નાગરિક હોય તે બિનસાંપ્રદાયિક્તા અપનાવી શકે છે. તેનાથી તેના ધર્મ પર કોઈ અસર પડતો નથી. બિનસાંપ્રદાયિક્તા તેને દરેક અઠવાડિયે રવિવારે ચર્ચમાં જવાથી નથી રોકતી. તેને દર વર્ષે નાતાલ મનાવવાથી પણ નથી રોકતી. ખ્રિસ્તીઓમાં એવી કોઈ પાબંદી નથી, જેની ઉપર અમલ કરવો અને તેનું પાલન કરવું અને ન માનવા પર કાફિર, અધર્મી અને અત્યાચારનો હુકમ લાગતો હોય.

ખ્રિસ્તી ધર્મ જીવન માટે કોઈ સંપૂર્ણ કાનૂન આપતો નથી. તે જીવનમાં કોઈ એવી વ્યવસ્થા ઉભી કરતો નથી, જે સંપૂર્ણ રીતે સત્ય અને અસત્ય પર આધારિત હોય. જે વ્યક્તિ કુટુંબ, સમાજ અને હુકૂમત માટે માર્ગદર્શન પુરૂ પાડતો હોય અને પોતે રજૂ કરેલા રંગમાં રંગાઈ જવાને જરૂરી સમજતો હોય.

ખ્રિસ્તીયત તો બાઈબલ પ્રમાણે રાજકીય બાબતોને જાતે જ દુનિયાના શાસકોને સોંપી દે છે કે, તેઓ દીનના માર્ગદર્શન અને અલ્લાહ તઆલાની હિદાયત વગર જે રીતે ચાહે તે કરે. પરંતુ ઈસ્લામનો મામલો બિલ્કુલ અલગ છે. ઈસ્લામે જીવનનો એક શ્રેષ્ઠ અને સંપૂર્ણ કાનૂન આપ્યો છે. ઈસ્લામે સિદ્ધાંતો પણ નક્કી કરી દીધા છે અને માર્ગ પણ બતાવી દીધો છે. અને એ પણ સ્પષ્ટ કરી દીધું કે, આ સિદ્ધાંત પર ચાલનારો સવાબનો હકદાર અને તેની વિરૂદ્ધ કરનારો સજાને પાત્ર ઠરે છે.

ઈસ્લામ અકીદા અને શરીઅત બંને પર આધારિત છે. અકીદો બુનિયાદી છે અને શરીઅત માર્ગ છે. અકીદાથી શરીઅત જાહેર થાય છે અને શરીઅત પર સમાજ વ્યવસ્થા સ્થપાય છે. ઈસ્લામી શરીઅત રબ્બાની શરીઅત છે. તેની ઉપર અમલ કરવો અને જીવનમાં તેને ઉતારવા માટે ઈમાન જરૂરી અને ઈસ્લામ પર અમલની દલીલ છે.

## અધિકારોની વહેંચણી :

બીજી વ્યક્તિ જેનો લોકશાહીમાં મોટો ફાળો છે, મોન્ટેસક્યુ છે. તેનું માત્ર એક પુસ્તક પ્રખ્યાત છે. તેનું નામ "કાયદાની ભાવના (આત્મા)" (Spirit of Low) છે. આ એક જ પુસ્તક છે અને તેના લગભગ ચારસો પાના છે. પરંતુ એ કહે છે કે, હું આ પુસ્તકને લખીને એટલો થાકી ગયો છું કે, હવે જીવનભર આરામ કરવા માંગું છું. તેનું આ પુસ્તક કાનૂન અને ફિલોસોફી પર છે, પરંતુ લોકશાહી બાબતે તેનો એક સિદ્ધાંત Separation of Power છે. તેનું કહેવું એ છે કે, જેટલી નિરંકુશ હુકૂમતો થઈ છે અને તેના નિરંકુશથી લોકોને જેટલું નુકસાન પહોંચ્યું છે, તેનું મૂળ કારણ એ હતું કે હુકૂમતની બધી સત્તા કોઈ એક વ્યક્તિ અથવા કોઈ એક સંસ્થા પાસે કેન્દ્રિત હતી. તેના કારણે લોકો પર અત્યાચાર થતો હતો, અને હુકૂમતના કાર્યોમાં ગૂંચવણ પણ પેદા થઈ હતી. માટે ત્યાં સુધી સારા પરિણામો પ્રાપ્ત કરી શકાતા નથી, જ્યાં સુધી સત્તાનું વિકેન્દ્રિકરણ ન થઈ જાય. તેથી મોન્ટેસ્કે પહેલી વખત એ વાત કહી કે, હુકૂમતને ત્રણ પ્રકારની સત્તાઓ છે : (૧) કાયદો ઘડવાની સત્તા (૨) દેશની વ્યવસ્થા તે કાનૂન પ્રમાણે ચલાવવાનો અધિકાર (૩) જો કોઈ વ્યક્તિ કાનૂન વિરૂદ્ધ કાર્ય કરે અથવા કોઈ મતભેદ ઉભો થાય કે આ કામ કાયદામાં આવે છે કે નહીં, તેનો ફેંસલો લેવાનો અધિકાર.

મોન્ટેસક્યુના સિદ્ધાંતનો અર્થ એ છે કે, આ ત્રણે પ્રકારની સત્તાઓ કોઈ એક વ્યક્તિ અથવા એક સંસ્થાને સોંપવામાં ન આવે, બલ્કે ત્રણે સંસ્થાઓ એકબીજાથી સ્વતંત્ર હોવી જોઈએ અને એક સંસ્થાએ બીજી સંસ્થાના કાર્યમાં હસ્તક્ષેપ ન કરવો જોઈએ.

કાયદો ઘડવાનો અધિકાર જે સંસ્થાને સોંપવામાં આવે, તેનું નામ Legislature છે. અને લોકશાહીમાં આ સત્તા પાર્લામેન્ટ અથવા એસેમ્બલીને સોંપવામાં આવી છે. કાનૂન પ્રમાણે દેશની વ્યવસ્થા ચલાવવા માટે જે સંસ્થાને સત્તાઓ સોંપવામાં આવી છે, તેને કારોબારી (Executive) કહે છે. આ કારોબારીના વડા પ્રમુખશાહીમાં પ્રમુખ અને પાર્લામેન્ટી વ્યવસ્થામાં દેશના વડાપ્રધાન હોય છે. ત્રીજી સત્તા એટલે કાનૂની સત્તા જે સત્તાને આપવામાં

આવી છે, તેને ન્યાયતંત્ર અથવા Judiciary કહે છે. એ દેશની અદાલતોના રૂપમાં કાર્ય કરે છે. મોન્ટેસક્યુનું કહેવું હતું કે, ભૂતકાળમાં આ ત્રણે પ્રકારની સત્તાઓ એક જ વ્યક્તિ અથવા એક સંસ્થાને સોંપવામાં આવતી હતી. તેનું પરિણામ એ આવતું કે જો શાસનમાં કોઈ ગરબડી કરે તો તેની વિરૂદ્ધ ફરિયાદ પણ તેની પાસે લઈ જવી પડતી હતી.

શાયરે આ પ્રકારની વ્યવસ્થા વિશે કહ્યું હતું :

**વહી કાતિલ, વહી શાહિદ, વહી મુનસિફ ઠેહરે**
**અક્રબા મેરે કરે ખૂનકા દાવા કિસ પર ?**

જો કે રાજાશાહીમાં પણ અદાલતો હતી, પરંતુ અંતિમ નિર્ણય તો રાજાનો જ ગણાતો હતો. બીજુ અદાલતમાં ફેંસલો કરનારા જજ પણ બાદશાહ જ નક્કી કરતા હતા. અને તેને પદભ્રષ્ટ કરવાનો અધિકાર પણ રાજાને જ હતો. એટલા માટે જજ હંમેશા રાજાની ઈચ્છાને જોતો હતો. જો કોઈ ફેંસલો રાજાની વિરૂદ્ધ કરી દીધો, તો જજને પદભ્રષ્ટ થવું પડતું હતું. એ રીતે બધા અધિકારો એક જ જગ્યાએ કેન્દ્રિત થઈ ગયા હતા. જો રાજા કોઈ અત્યાચાર કરે તો દાવો કોની પાસે લઈ જવામાં આવે ? તે જ રાજા પાસે, કારણ કે તે રાજા જાતે જ ન્યાયાધિશ પણ છે, ફેંસલો કરનાર પણ છે. જો તેણે કોઈ કાનૂન બનાવ્યો છે અને તે કાનૂન સારો લાગતો નથી, તો એ કાનૂન વિરૂદ્ધ ક્યાં ફરિયાદ લઈને જઈએ ? તેની જ પાસે. આનાથી તેની સરમુખત્યારી વધે છે. સત્તાના વિકેન્દ્રિકરણના સિદ્ધાંતનું એ કહેવું છે કે, આ ત્રણે કાર્યો હુકૂમતના અલગ-અલગ વિભાગો પાસે હોવા જોઈએ. અને તે બધા સંપૂર્ણ રીતે સ્વતંત્ર હોવા જોઈએ. કોઈ સંસ્થા બીજી સંસ્થાના દબાવ હેઠળ કાર્ય ન કરે. ધારાસભ્યો કાનૂન બનાવે, કારોબારી તેનો અમલ કરાવે અને અદાલતો ન્યાય આપે.

આ સિદ્ધાંતને બધા લોકશાહી દેશોએ સ્વીકાર્યો. અને હવે કોઈ દેશના જેટલા નિયમો બને છે તે આ જ પાયા પર રચાય છે કે, ધારાસભાની અલગ સત્તા છે, કારોબારી અને ન્યાયતંત્રની અલગ-અલગ સત્તાઓ છે. અહીં સુધી કે જ્યારે ધારાસભાએ એક વખત કોઈ કાનૂન બનાવ્યો અને પસાર કરી દીધો તો આ સિદ્ધાંત પ્રમાણે હવે ધારાસભાને કાનૂન બનાવ્યા પછી તેની સમજૂતિનો

અધિકાર નથી. કાનૂન બનાવતી વખતે જે શબ્દો તેણે કહ્યા હતા, હવે તે જ રહેશે. જેમકે તીર કમાનમાંથી નીકળી ગયું. હવે એ શબ્દોની સમજૂતિ અદાલત કરશે કે આ કાનૂનનો અર્થ કયો છે. જે વ્યક્તિએ જાતે કાનૂન લખ્યો હતો, તે ધારાસભાથી કાનૂન પાસ કરાવ્યા પછી એ કહે કે મારા ફલાણાં શબ્દથી આ મુરાદ હતી, તો તેની એ વાત માન્ય ગણાય નહીં. હવે એ કાર્ય અદાલતનું છે કે, તેમાં જે શબ્દો વપરાયા છે તેનો અર્થ શું છે ? પાર્લામેન્ટ એ તો કરી શકે છે કે, તે એ કાયદાને રદ કરી શકે અથવા નવો કાનૂન બનાવી દે અથવા તેમાં ફેરફાર કરી દે. પરંતુ જ્યાં સુધી તે કાનૂન એ જ સ્વરૂપમાં બાકી રહેશે ત્યાં સુધી તેના અર્થઘટનની સત્તા માત્ર અદાલતની છે.

ત્રીજી વ્યક્તિ જેણે લોકશાહીમાં મહત્વનો ભાગ ભજવ્યો તે રોસો (Rosseau) છે. અને આ તે વ્યક્તિ છે, જેણે સામાજિક કરારની થિયરીમાં સુધારો કર્યો. તેનું પુસ્તક એટલા માટે પ્રખ્યાત છે અને તેનું નામ પણ ''સામાજિક કરાર'' છે.

રોસોની થિયરી તો જુની છે, પરંતુ તેના પરિણામો બે વિવિધ દિશાઓમાં પડ્યા છે. એક એ કે, સામાજિક કરારના પરિણામે નિરંકુશ હુકૂમત કાયમ થવી જોઈએ. રોસો પહેલો વ્યક્તિ છે, જેણે આવીને એવું કહ્યું કે સામાજિક કરારનું પરિણામ એ નથી કે નિરંકુશ હુકૂમત કાયમ થાય, બલ્કે સામાજિક કરારનું પરિણામ એ છે કે એવી સત્તા સ્થપાય, જેમાં વ્યક્તિઓને સ્વતંત્રતાઓ હોય અને હુકૂમત લોકશાહી હોય. કારણ કે તેમને હુકૂમતના હકમાં પોતાના અધિકારોથી જે ત્યાગનો વિકલ્પ અપનાવ્યો છે, તે એટલા માટે કે આ હુકૂમત આપણાં લાભ માટે છે, અને આપણી સ્વતંત્રતાઓની રક્ષા કરશે. માટે સામાજિક કરારનો તકાદો એ છે કે, પ્રજા પોતાની પસંદગીની સરકારો સ્થાપે અને વ્યક્તિઓના લાભોની સુરક્ષા કરે. એવી રીતે રોસોની થિયરીમાં બે બાબતો છે : એક વ્યક્તિ સ્વાતંત્ર્ય ઉપર ભાર મૂકવો અને બીજું લોકોના પ્રતિનિધિત્વવાળી સરકાર. અર્થાત્ પ્રજાને એ અધિકાર હતો કે તેઓ કોઈ હુકૂમત બનાવે અને જ્યારે ઈચ્છે ખતમ કરી દે.

આ ત્રણ બુનિયાદી થિયરીઓ છે. જેમણે નિરંકુશ વિચાર અને લોકશાહીમાં મહત્વનો ભાગ ભજવ્યો છે. હુકૂમતને ધર્મથી અલગ કરી દેવા, સત્તાનું વિભાજન અને વ્યક્તિ સ્વાતંત્ર્યના પરિણામે લોકોનું શાસન.

## લોકશાહીની સ્થાપનામાં ઐતિહાસિક પરિબળો :

બીજો વિષય એ છે કે, દુનિયામાં લોકશાહીની સ્થાપનામાં ક્યા પરિબળોએ ભાગ ભજવ્યો ? એ વિશે બે બાબતો છે. જેમણે વિશ્વમાં લોકશાહી સ્થાપવા માટે મહત્વનો ભાગ ભજવ્યો : (૧) અમેરિકાની સ્વતંત્રતા (૨) ફ્રાંસની લોકશાહી ક્રાંતિ. અમેરિકાની સ્વતંત્રતા અને ફ્રાંસની લોકશાહી ક્રાંતિ વચ્ચે લગભગ ૧૨ વર્ષનો ગાળો છે.

## લોકશાહી પર વિવરણ :

બીજા રાજકીય શાસનો હવે લુપ્ત થઈ ગયા છે, અને આજનો સૌથી ફેશનેબલ રાજકીય દૃષ્ટિકોણ ધર્મનિરપેક્ષ લોકશાહી છે. માટે હવે તેની ઉપર વિવરણ કરવાનું છે. કારણ કે આજે દુનિયામાં એવું કહેવામાં અને સમજવામાં આવી રહ્યું છે કે, દુનિયાના વિવિધ રાજકારણોમાં અનુભવો પછી અંતે ધર્મનિરપેક્ષ લોકશાહી જ સૌથી શ્રેષ્ઠ શાસન પધ્ધતિ છે. અહીં સુધી કહેવામાં આવે છે કે, હવે આ શાસન પધ્ધતિથી શ્રેષ્ઠ શાસન પધ્ધતિ અમલમાં આવી શકે નહીં. હમણાં જ અમેરિકાના એક વિદેશમંત્રી દ્વારા એક પુસ્તક પ્રકાશિત થયું છે, જેનું નામ છે : “The end of the History and the last Man” (ઈતિહાસનો અંત અને અંતિમ માનવી) તેનો ભાવાર્થ એ છે કે, ઈતિહાસમાં જે પ્રગતિ થઈ રહી હતી, હવે ઈતિહાસ પોતાના અંત સુધી પહોંચી ગયો છે. ધર્મનિરપેક્ષ લોકશાહીની સ્થાપના પછી હવે કોઈ શ્રેષ્ઠ શાસન વ્યવસ્થા અમલમાં નથી આવી શકતી. આ એવી ભવિષ્યવાણી છે, જેને કોઈ જમાનામાં કાર્લ માર્ક્સ કહ્યા કરતો હતો કે, સામ્યવાદી શાસન પદ્ધતિ વિશ્વની અંતિમ શાસન પદ્ધતિ છે. અને ત્યાર પછી બીજી કોઈ શ્રેષ્ઠ શાસન પદ્ધતિ અમલમાં નહીં આવે. એવી રીતે ધર્મનિરપેક્ષ લોકશાહી અને મૂડીવાદી અર્થવ્યવસ્થા વિશે પણ એ જ વાત કહેવામાં આવી રહી છે. ખાસ કરીને રશિયાના વિઘટન

પછી એ દાવો કરવામાં આવી રહ્યો છે કે, શાસનમાં ધર્મનિરપેક્ષ અને અર્થતંત્રમાં મૂડીવાદને એવો વિજય પ્રાપ્ત થયો છે કે હવે કોઈ બીજી શાસન વ્યવસ્થા તેની બરાબરી કરી શકતી નથી. પરંતુ હવે જોવાનું એ છે કે, આ લોકશાહી કેટલી મજબૂત અને ઉચિત છે ?

એમાં શંકા નથી કે લોકશાહી દ્વારા ઘણા એવા કાનૂનો બન્યા, જેમાં વ્યક્તિને સ્વતંત્રતા મળી. તેના પહેલાં નિરંકુશ રાજાશાહી હુકૂમતો હતી, તેમાં જે અત્યાચાર થતા અથવા વ્યક્તિ ઉપર જે પાબંદીઓ હતી, તે શાસન પદ્ધતિમાં મોટું પરિવર્તન આવ્યું અને એ પણ ઉચિત છે કે, લોકોના વિચારો પર જે પાબંદીઓ હતી તે લોકશાહીએ દૂર કરી. રાજાશાહીમાં જે અત્યાચારો થતા તે લોકશાહીએ દૂર કર્યા. પરંતુ જો તેના મૂળમાં જઈએ તો આ લોકશાહી શાસન પદ્ધતિ કોઈ ગંભીરતા પર આધારિત ન હતી, બલ્કે એ બધી શાસન પદ્ધતિઓની નિષ્ફળતાનું કારણ હતું.

યુરોપના ઈતિહાસમાં અનેક હુકૂમતો નિરંકુશ હતી. ક્યાં ધર્મ વચ્ચે આવ્યો અથવા ધર્મને બુનિયાદ બનાવવામાં આવ્યો, તો પણ દેવશાહીની બુરાઈઓ સાથે. દેવશાહીમાં હકીકતમાં કોઈ રૂહાની વાસ્તવિક્તા ન હતી. માત્ર પોપના વિચારોને નિર્દોષ સમજીને તેને ધર્મના હુકમો તરીકે માનવામાં આવતા હતા અને તેનાથી લોકોના અધિકારો પાયમાલ થતા હતા. તેના વિરોધમાં લોકશાહીએ ધર્મને પણ છોડી દીધો. અને એવો મત રજૂ કરવામાં આવ્યો કે, લોકોનું શાસન છે અને લોકોને ધાર્મિક સ્વતંત્રતા છે. રાજ્ય ધર્મની બાબતમાં હસ્તક્ષેપ ન કરી શકે. ધર્મ માત્ર વ્યક્તિનો અંગત પ્રશ્ન છે. પરંતુ સરકારના વ્યવહારોમાં તેની કોઈ જરૂરત નથી. તેનો ભાવાર્થ એ થયો કે હુકૂમતની વ્યવસ્થામાં કોઈ ઈલાહી કાનૂનોની જરૂરત નથી, બલ્કે તેઓ જાતે નિર્ણય કરશે કે કઈ વસ્તુ સારી છે અને કઈ વસ્તુ ખરાબ છે ? તેથી સ્વતંત્ર લોકશાહી અથવા ઉદારમતવાદી પદ્ધતિ ધર્મનિરપેક્ષ વગર ચાલી શકતી નથી.

આ થિયરીની હકીકત જાણવા માટે સૌપ્રથમ એ જોવાનું છે કે, જો બધી પ્રજા રાજા છે, તો પ્રજા કોણ છે ? શું જમીન પ્રજા છે અથવા દેશની

ઈમારતો ? વનસ્પતિ અથવા પ્રાણીઓ ? જો આ ચીજો પ્રજા બની શકતી નથી, તો અંતે પ્રજા કોણ છે ? આ પ્રજા જે શાસક છે, તે કોની ઉપર હુકૂમત કરશે ? હાકિમ હોવા માટે કોઈ પ્રજાનું હોવું જરૂરી છે. અને જ્યારે પ્રજાને હાકિમ સમજી લીધી તો પ્રજાનું કોઈ અસ્તિત્વ જ ન રહ્યું. બધા જ હાકિમ છે, અને જ્યારે બધા હાકિમ હોય તો એ અરાજકતા છે. લોકશાહીમાં એ શબ્દો પ્રચલિત છે : "Democracy is of the People, for the People and by the People." (લોકશાહી એટલે લોકોનું, લોકો માટે અને લોકો વડે ચાલતું શાસન) તેનો અર્થ એ થયો કે, પ્રજા જાતે જ શાસક છે અને જાતે પ્રજા પણ છે. આ વાત કોઈ તર્કની દૃષ્ટિએ યોગ્ય નથી કે એક જ વ્યક્તિને શાસક પણ કહેવો અને તેને પ્રજા પણ કહેવી. માટે પ્રજાસત્તાકનો જે ખ્યાલ છે તે ખતમ થઈ ગયો.

આ આક્ષેપના જવાબમાં એ કહેવામાં આવે છે કે, પ્રજાની સત્તાનો અર્થ એ છે કે તે પોતાની મરજીનો પ્રતિનિધિ નક્કી કરે છે. પછી એ પ્રતિનિધિ શાસક બની જાય છે અને બાકીની પ્રજા થઈ જાય છે. પરંતુ પ્રથમ તો આ પ્રતિનિધિની હકીકત આપણે ઈન્શાઅલ્લાહ ટૂંકમાં બયાન કરીશું. બીજો તેનો અર્થ એ થયો કે પ્રજા પોતાનો પ્રતિનિધિ નક્કી કર્યા પછી નિરાધાર બની ગઈ, પછી બધી સત્તા એ અમુક લોકો પાસે જતી રહી.

શાસકનો અર્થ રાજનીતિશાસ્ત્રના નિષ્ણાંતોના મત પ્રમાણે કોઈ વ્યક્તિનું બીજાના પાબંદ થયા વગર જાતે પોતાની મરજીથી પોતાના અધિકારો વાપરવા અથવા બીજા પર હુકમો કરવા. માટે જ્યારે એ કહેવામાં આવે કે પ્રજા શાસક છે, તો તેનો અર્થ એ છે કે, તે કોઈ બીજી ઓથોરીટીની પાબંદ નથી. જો કે પ્રજાનો મોટો ભાગ પોતાના બનાવેલા પ્રતિનિધિની ઓથોરીટીની પાબંદ હોય છે. પછી પ્રજાની સત્તા ક્યાં રહી ?

બીજું કે પ્રજાજનોને હાકિમ માનવા પછી પ્રશ્ન એ થાય છે કે, આ લોકશાહી હુકૂમતનો હેતું શું છે ? એ ક્યા હેતુથી અમલમાં લાવવામાં આવશે? એ પ્રશ્ન પર રાજનીતિશાસ્ત્રના નિષ્ણાંતોએ ચર્ચા કરી છે કે, લોકશાહીનો હેતુ

શું છે ? જ્યારે કોઈ હેતુ સમજમાં ન આવ્યો તો કોઈએ વિવશ-મજબૂર થઈને કહી દીધું કે, શાસન જાતે જ તેનો હેતુ છે. આ એક થિયરી છે અને કેટલાક લોકોએ કહ્યું કે, લોકશાહીનો હેતુ વધારે લોકોને રાજી રાખવા છે. તેમાં પણ એક કામમાં એક વ્યક્તિને ખૂશી થાય છે અને બીજાને બીજા કામમાં ખૂશી થાય છે. તેનો કોઈ સંતોષકારક જવાબ નથી કે જે કામમાં વધારે લોકોને ખૂશી પહોંચે. પરંતુ બધા લોકોને તો ખૂશી પ્રાપ્ત ન થઈ. જો પ્રજાના મોટાભાગને અનૈતિકતામાં ખૂશી પહોંચે છે, તો આનું પરિણામ એ છે કે આ અનૈતિકતાનો રિવાજ પણ લોકશાહીમાં સમાયેલો છે.

અંતિમ થિયરી જે સૌથી વધારે લોકપ્રિય સમજવામાં આવે છે, તે એ છે કે લોકશાહીનો હેતુ પ્રજાના હકોની સુરક્ષા.

હવે પ્રશ્ન એ છે કે, પ્રજાના જે હકોની સુરક્ષાનું ધ્યેય છે, તે હકો કોણ નક્કી કરશે ? આનો જવાબ એ આપવામાં આવે છે કે, તેનો નિર્ણય પણ જાતે પ્રજા જ કરશે. પરંતુ પ્રજાની સ્થિતિ એ છે કે, આજે એક વસ્તુને હક સમજે છે અને કાલે તે હકનો ઈન્કાર કરે છે. એટલે હકોનો કોઈ સંપૂર્ણ અથવા કાયમી ખ્યાલ નથી, બલ્કે હકો બધા જ બિનવાસ્તવિક અને વધારાના છે.

ટૂંકમાં લોકશાહીના કથિત હેતુઓમાં આપણને એ નહીં જોવા મળે કે ભલાઈને ફેલાવવામાં આવે અને બૂરાઈને રોકવામાં આવે. એ એટલા માટે નથી કરતા કે તેમની પાસે પ્રથમ તો ભલાઈ અને બૂરાઈના કાયમી માપદંડ નથી, બલ્કે હવે આધુનિક ફિલોસોફી એ છે કે ભલાઈ અને બૂરાઈ કોઈ વસ્તુ નથી. વિશ્વમાં બધી વસ્તુઓ સાપેક્ષ (સબંધ ધરાવતી) છે. એક સમયે એક ચીજ સારી છે અને બીજા સમયમાં તે ખરાબ છે. એક યુગમાં એક ચીજ ખરાબ છે, તો બીજા યુગમાં તે સારી છે. એક દેશમાં સારી છે, તો બીજા દેશમાં ખરાબ છે. એક પરિસ્થિતિમાં સારી છે અને બીજી પરિસ્થિતિમાં ખરાબ છે. આ સબંધિત ચીજો છે, તેની કોઈ વાસ્તવિક્તા નથી. બલ્કે ભલાઈ અને બૂરાઈના માપદંડો પરિસ્થિતિ પ્રમાણે નક્કી થાય છે. તેનું પરિણામ એ

આવ્યું કે, જ્યારથી બિનસાંપ્રદાયિક લોકશાહી આવી છે, ત્યારથી પશ્ચિમમાં અનૈતિકતા અને જાતીય અનુચિતતાનું તોફાન ઉઠ્યું છે. જ્યારે લોકશાહી અસ્તિત્વમાં ન આવી હતી, બલ્કે રાજાશાહી હતી અથવા ખ્રિસ્તી દેવશાહી હતી, તો તે વખતે અનૈતિકતાનું તોફાન એટલું ન ઉઠ્યું હતું, જે લોકશાહી પછી યુરોપમાં ઉઠ્યું છે. પરિસ્થિતિ એવી છે કે, ખરાબમાં ખરાબ કાર્ય એવું નથી, જેને આજે સ્વતંત્રતાના નામ પર ફેલાવવામાં ન આવતું હોય અથવા ઓછામાં ઓછું એટલુ કે તેની માંગ ન કરવામાં આવતી હોય. કારણ કે લોકશાહી પર ન કોઈ નૈતિકતાની પાબંદી છે અને ન કોઈ આકાશી માર્ગદર્શન છે. બલ્કે પ્રજાની પોતાની મરજી અને ઈચ્છા પર જ બધું અવલંબે છે. તેનું પરિણામ એ આવ્યું કે બ્રિટિશ પાર્લામેન્ટે સજાતીયતાને માન્યતા આપી છે. અને એ કાનૂનને તાળીઓ સાથે વધાવવામાં આવ્યો અને યુરોપના કેટલાક દેશોમાં સજાતીય લગ્નોની મંજુરી આપવામાં આવી રહી છે. જે સમયે બ્રિટનની પાર્લામેન્ટમાં આ બિલ રજુ થયું, તે સમયે બધા તેના સમર્થક ન હતા, મતભેદો હતા. આ મતભેદને દૂર કરવા એક સમિતિ બનાવવામાં આવી. તે સમિતિને “Wolfendern Committee” (વલ્ફેન્ડન સમિતિ) કહે છે. તે સમિતિ એટલા માટે બનાવવામાં આવી હતી કે, તે આ મામલામાં અભિપ્રાય માંગે અને જે વિચારકો કે બુદ્ધિજીવીઓ છે તેમને સહમત કરે. અને અંતે એ રિપોર્ટ રજૂ કરે કે લોકોના અભિપ્રાયો લીધા પછી અને વાતચીત કર્યા પછી કોઈ નતીજા પર પહોંચે. આ સમિતિની રિપોર્ટ ખૂબ જ ઈબ્રતજનક છે. આ સમિતિએ જે રિપોર્ટ તૈયાર કરી તેનો ટૂંકસાર આ છે કે, સજાતીયતા એક બૂરાઈ છે, પરંતુ અમારી મજબૂરી એ છે કે અમે અમારા પ્રોગ્રામને સારા અને ખરાબ ઉપર નક્કી ન કર્યો હતો, બલ્કે એ સિદ્ધાંત પર નક્કી કર્યો કે લોકો પોતાના કાનૂન નક્કી કરવામાં સ્વતંત્ર છે. અને જ્યારે આપણે એ સિદ્ધાંત સ્વિકારી લીધો તો કાનૂન અને નૈતિકતાનો ડાયરો અલગ-અલગ થઈ ગયો. નૈતિકતા માનવીનો વ્યક્તિગત મામલો છે અને કાનૂન પ્રજાની સર્વસંમતિથી ઘડાય છે. માટે જ્યાં સુધી સમાજમાં કોઈ એવી કોશિશ ન થતી હોય કે જે અનૈતિકતા અથવા ગુનાહને સજા સમાન ગણવામાં આવે તો નૈતિકતા અને કાનૂનનો ડાયરો અલગ-

અલગ રહેશે, અને એ કાનૂનનું કામ નથી કે તે ભલાઈ અને બૂરાઈનો નિર્ણય કરે કે કઈ વસ્તુ સારી છે અને કઈ વસ્તુ ખરાબ છે. માટે આપણે કાનૂનના સમર્થનમાં મત આપવામાં મજબૂર છીએ. જ્યારે લોકોનો મત તેના જાઈઝ હોવા તરફ જઈ રહ્યો છે, તો આપણે એવું કહીશું કે આ કાનૂન બનાવી દેવામાં આવે. તેથી એ સમિતિના રિપોર્ટના આધારે બ્રિટને એ ફેંસલો કરી દીધો કે સજાતીયતા જાઈઝ છે. જ્યારે બ્રિટનમાં આ કાનૂન બન્યો તો અમેરિકામાં પણ આ કાનૂન ઘડાયો. હવે યુરોપ અને અમેરિકામાં તેની કાયદેસરની સંસ્થાઓ સ્થપાઈ છે. એ લોકો પોતાને “Gay” કહે છે. તેનો શાબ્દિક અર્થ છે ‘‘આનંદી’’. તેમની સંસ્થાઓ છે અને તેમના દ્વારા તેઓ તેનો પ્રચાર કરે છે. પુરૂષો Gay કહેવાય છે અને સ્ત્રીઓ Lesbian કહેવાય છે.

એક સમૂહ આગળ વધ્યો, જે Swap Union (અદલ-બદલ) કહેવાય છે. તેનો ભાવાર્થ છે : પત્નીઓ બદલી શકાય છે. અને તેના માટે ક્લબો સ્થપાઈ છે. જો કે હજુ સુધી આ કાનૂન છે કે, કુમારી સ્ત્રીને પરવાનગી છે કે તે જે ઈચ્છે તે કરે, પરંતુ એક પરણિત સ્ત્રી કોઈ બીજા પુરૂષ સાથે વ્યભિચાર નથી કરી શકતી. કારણ કે તેનાથી પતિનો હક છીનવાય છે. પરંતુ Swap Union (સ્વેપ યુનિયન) તરફથી હવે એ અવાજ ઉઠાવવામાં આવે છે કે, એ પાબંદી ખતમ થવી જોઈએ. હવે પરણિત સ્ત્રીને પણ પરવાનગી મળવી જોઈએ કે તે જે ઈચ્છે તે કરે અને તેના પરિણામે આજે યુરોપ અને અમેરિકાના ઘણા વિસ્તારોમાં લોકોનો મોટો ભાગ અસલી પિતાથી અજાણ છે. કેટલાક વિસ્તારોના આંકડા પણ પ્રકાશિત થઈ ગયા છે. થોડા સમય પહેલાં “Time” સામયિકમાં એક લેખ છપાયો હતો કે, અમેરિકામાં અસલી પિતાથી અજાણ લોકોની સંખ્યા વધી રહી છે. અફસોસ એ વાતનો નથી કે એ કઈ કૌમમાં જન્મી રહ્યા છે, અને તેઓ પિતાથી અજાણ છે. એ વાત પર અખ્લાકી કોઈ ચિંતા ન હતી, ચિંતા એ હતી કે જે બાળકો અનેક માતા-પિતાના છે, તેમનું ભરણપોષણ કરનારૂ કોઈ ન હતું અને તેમની રોજગારીનો પ્રશ્ન જન્મી રહ્યો છે. રોજગારીનો પ્રશ્ન તેમના માટે ચિંતાનો હતો, ન કે અખ્લાકનો. અને હવે સ્ત્રીઓએ એ માંગણી શરૂ કરી છે અને કેટલાક પ્રદેશોમાં પરવાનગી પણ આપવામાં આવી

છે કે, ગર્ભપાતને કાનૂની પરવાનગી હોવી જોઈએ અને તે વિશે વાતાવરણ ઉભું કરવામાં આવી રહ્યું છે. અને તેનાથી અંદાજો લગાવી શકાય છે કે, ગર્ભપાતની પરવાનગી મળી જશે.

એક સમય હતો કે નિર્લજ્જતાની કાનૂની દૃષ્ટિએ મનાઈ હતી, પરંતુ હવે ધીરે ધીરે બધી પાબંદીઓ ખતમ થઈ ગઈ છે. આજે નગ્ન ફિલ્મો અને નિર્લજ્જ ચિત્રો ત્યાંથી શરૂ થઈને આપણાં દેશોમાં આવે છે. તેની ઉપર કોઈ પાબંદી નથી. કારણ કે જ્યારે પ્રજાનું શાસન છે, અને તે એને પસંદ કરે છે, તો તેને નાજાઈઝ (નિષેધ) કહેવાની કોઈ દલીલ નથી. ટૂંકમાં કોઈ ખરાબથી ખરાબ કાર્ય એવું નથી, જે પ્રજાસત્તાકમાં જાઈઝ (યોગ્ય) ન સમજવામાં આવે. તેનું એ પરિણામ આવ્યું કે, કૌટુંબિક વ્યવસ્થા તૂટી ગઈ છે. એટલે કુટુંબના જે સબંધો હતા કે, આ પતિ છે, આ પત્ની છે, આ પિતા છે, આ સંતાનો છે. પરસ્પરના સબંધો ખત્મ થઈ ગયા છે. અલ્લાહ તઆલાએ તેની સજારૂપે એઈડ્સની બીમારી ઉતારી છે.

આ બીમારી કેવી રીતે જન્મી ? આ બીમારી બે બાબતોથી જન્મી છે. એક સજાતીયતા અને બીજું પરસ્ત્રી-પુરૂષો સાથે શારીરિક સબંધો બાંધવાથી. થવું તો એ જોઈતું હતું કે, બીમારીને કારણે નિર્લજ્જતામાં કમી આવતી અને પવિત્રતા અને ઈજ્જત તરફ લોકોનું ધ્યાન જતું, પરંતુ નિર્લજ્જતામાં વધારો થઈ ગયો. એટલા માટે કે એઈડ્સની બીમારીને રોકવા માટે એ તો નથી કહી શકતા કે, અનૈતિક શારીરિક સબંધો ન બાંધો, પરંતુ એ કહે છે કે સુરક્ષાની સાથે શારીરિક સબંધો સ્થાપો અને તેની યુક્તિઓ માટે કાયદેસરના કોર્સ ચલાવવામાં આવે છે. ટી.વી. ઉપર શિક્ષણ આપવામાં આવે છે. અને કોઈ શૈક્ષણિક સંસ્થા એવી નથી, જ્યાં શારીરિક સબંધોની શિક્ષા ન આપવામાં આવતી હોય. વાત કહેતાં પણ એક સંકોચ અનુભવાય છે, પરંતુ વાસ્તવિક્તા બતાવવા માટે કહી દઉં છું કે, યુનિવર્સિટીઓમાં અને કોલેજોમાં જ્યાં પુખ્ત-વયના અપરણિત છોકરા અને છોકરીઓ ભણે છે, ત્યાં એઈડ્સના કંટ્રોલ માટે એ વ્યવસ્થા કરવામાં આવી છે કે, દરેક યુનિવર્સિટીના બાથરૂમમાં એક મશીન લગાવવામાં આવી છે, તેમાં રૂપિયા નાંખવાથી કોન્ડોમ નીકળે છે.

જેથી જરૂરત વખતે દરેક વ્યક્તિ તે કોન્ડોમ વાપરી શકે. એ રીતે જે બીમારી હકીકતમાં આ શારીરિક સબંધોથી જન્મી હતી તેને રોકવાની જે યુક્તિ અપનાવવામાં આવી, તેનાથી શારીરિક સબંધોને વધારે છૂટ મળી. કમાલની વાત એ છે કે, જે સમાજમાં વ્યભિચાર આટલો સસ્તો અને આસાન છે, કોઈ પણ સ્ત્રી સાથે અનૈતિક સબંધ બાંધવામાં કોઈ રૂકાવટ નથી. વેશ્યાવૃત્તિનો ધંધો જાહેરમાં ચાલુ છે. કેટલાક દેશોમાં કાનૂની દૃષ્ટિએ દેહ વ્યાપાર જાઈઝ છે. દેહ વ્યાપારની કંપનીઓ બનેલી છે. તેમ છતાં અમેરિકામાં જબરદસ્તીના વ્યભિચારના જેટલા બનાવો બને છે, તેટલા દુનિયામાં ક્યાંય નથી બનતા. જ્યાં સંમતિથી આ કાર્ય કરવું આટલું સહેલું છે, ત્યાં જબરદસ્તીના વ્યભિચારના બનાવો સૌથી વધારે છે. બહુપત્નિત્વની મનાઈ છે. એકથી વધારે લગ્ન કરે તો કેદ કરવામાં આવે અને દસ વ્યભિચારી સ્ત્રીઓ સાથે અનૈતિક શારીરિક સબંધ બાંધે તો તેની છૂટ છે. તેની ઉપર કોઈ પાબંદી નથી. આ બધાનું પરિણામ પ્રજાનું બે લગામ પ્રજાસત્તાક છે. જેને ધર્મનિરપેક્ષ લોકશાહીએ જન્મ આપ્યો છે.

**પ્રજાની સત્તા :**

પ્રજાની સત્તાનો બીજો ભાગ એ છે કે, (આ શબ્દ પણ એક મોટો ધોકો છે, આ શબ્દ દ્વારા પ્રજાને ખુશ કરી દેવામાં આવી છે કે તમારૂં શાસન) પરંતુ હકીકતમાં એવું હોય છે કે શાસનમાં પ્રજાનું પ્રતિનિધિત્વ માત્ર એક કાલ્પનિક વિચાર છે. ઘણાં વિસ્તારોમાં પ્રજાને એ ખબર પણ હોતી નથી કે, હુકૂમત શું કરે છે ? એટલા માટે જે લોકો લોકશાહીના સમર્થક છે, તે બધા એ વાત પર એકમત થયા કે લોકશાહીની સફળતા ત્યારે થઈ શકે છે, જ્યારે પ્રજામાં શિક્ષણનું સ્તર ઉંચું આવે. તેમનામાં રાજકીય જાગૃતિ આવે અને તેઓ પોતાના માટે ઉત્તમ શાસક પસંદ કરવાની સમજ રાખતા થાય. પરંતુ જો શિક્ષણનું સ્તર નીચું હશે તો ત્યારે પ્રજાનું શાસન નહીં હોય અને શાસકો તેમને ગુમરાહ કરે છે. જે નારો લીડરોએ લગાવ્યો તેની ઉપર ચાલી પડ્યા. માટે જે દેશોમાં શિક્ષણનું સ્તર ઉંચું છે, ત્યાં લોકશાહી વધારે મજબૂત છે. અને જે દેશોમાં શિક્ષણનું સ્તર નીચું છે, ત્યાં લોકશાહી એક કલ્પના વગર કંઈ નથી. દા.ત.

આપણા દેશમાં પાર્લામેન્ટ છે અને પાર્લામેન્ટનો અસલ ખ્યાલ એ છે કે, પહેલા પાર્ટીઓ બને. એ પાર્ટીઓને લોકો મત આપે અને મત આપવાને કારણે જે પાર્ટી બહુમતિમાં આવી જાય તે સરકાર બનાવે. હવે આપણે ત્યાં સાક્ષરતાનું પ્રમાણ ૫૦ ટકા જેટલું છે અને વસ્તી વધવાને કારણે સાક્ષરતાનું પ્રમાણ હજુ ઘટી રહ્યું છે. હવે પાર્ટીઓ અનેક છે, કોંગ્રેસ, ભાજપા, કોમ્યુનિસ્ટ તથા પ્રાદેશિક પાર્ટીઓ વગેરે છે. હવે અભણ પ્રજા સામે પાર્ટીનો નેતા ભાષણ કરી દે, જેમાં અનેક ફરેબ હોય અને એ ભાષણ પ્રજામાં જુસ્સો પેદા કરીને તેમનાથી મત પ્રાપ્ત કરશે.

બીજું કે ઘણાં લોકો એવા હોય છે, જે રાજકીય શોખ ધરાવતા નથી. એટલે જ્યાં મતદાન થાય છે, ત્યાં સરેરાશ ૬૫ ટકાથી વધારે મતદાન થતું નથી. એક પુસ્તક છે, જેનું નામ “Introduction to Political Science” છે. જે ચાર અમેરિકન લેખકોએ લખી છે. જે ન્યૂજર્સીથી પ્રકાશિત થઈ છે. તેમાં એ બતાવવામાં આવ્યું છે કે, લોકોને રાજકારણ અને બીજા સામાજિક કાર્યોમાં ઉત્સાહ અને ભાગ લેવામાં કઈ વસ્તુ નડતરરૂપ છે ? અને ક્યા ક્યા કાર્યોમાં પ્રજાએ કેટલો ભાગ લીધો છે ? એ આંકડાઓ પ્રમાણે લોકોએ સૌથી વધારે ઉત્સાહ વડાપ્રધાનની ચૂંટણીમાં બતાવ્યો હતો. તેમાં ૭૨ ટકા મતદાન થયું હતું. સ્થાનિક ચૂંટણીમાં મતદાન કરનારાઓની સંખ્યા ૪૭ ટકા છે. કોઈ પણ સાર્વજનિક સંસ્થામાં ભલે તે રાજકીય હોય અથવા બીજી સામાજિક સંસ્થાઓમાં ભાગ લેનારાઓની સંખ્યા સમગ્ર દેશમાં ૩૨ ટકા છે. કોઈ પણ સામાજિક કાર્યોમાં ભાગ લેનારા, દા.ત. સમાજ સેવામાં ભાગ લેનારાઓની સંખ્યા ૩૦ ટકા છે, અને ચૂંટણીમાં પ્રોત્સાહન પુરૂ પાડનારા ૨૬ ટકા છે. ઉપરાંત જેમણે ક્યારેક કોઈ સમસ્યા માટે કોઈ સરકારી કચેરીનો સંપર્ક કર્યો હોય, દા.ત. અમારે ત્યાં સડક તૂટી ગઈ છે, તેનું સમારકામ કરાવી દો અથવા અમારી ગટર ભરાઈ ગઈ છે, તેની સફાઈ કરાવી દો. આ પ્રકારના કોઈ સામાજિક કાર્યો માટે ૨૦ ટકા લોકો છે. કોઈ રાજકીય સભામાં ત્રણ વર્ષમાં ઓછામાં ઓછા એક વખતે હાજરી આપનારાઓની સંખ્યા ૧૯ ટકા છે. કોઈ ચૂંટણીમાં રૂપિયા ખર્ચ કરનારાઓની સંખ્યા ૧૩ ટકા છે. કોઈ રાજકીય

સંસ્થામાં સભ્ય થનારાઓની સંખ્યા આખા દેશમાં ૮ ટકા છે. *(Introduction to Political Science : John K. Gambe etc. New Jersey 1987, p.102)*

હવે જુઓ કે, જ્યાં શિક્ષણનું પ્રમાણ લગભગ ૧૦૦ ટકા જેટલું છે, ત્યાં શોખની આ પરિસ્થિતિ છે. માટે વાસ્તવિક અર્થમાં પ્રજાની સત્તાનો દાવો એક ભ્રમ છે.

## ઈસ્લામ અને રાજકારણ વચ્ચે પરસ્પર સબંધ

પહેલી વાત એ છે કે, ઈસ્લામ અને રાજકારણના સબંધ વિશે આજે બે દ્દષ્ટિઓ (વિચારધારાઓ) ફેલાય ગઈ છે. એક દ્દષ્ટિ બિનસાંપ્રદાયિકોની છે, જેમાં ઈસ્લામ પણ બીજા ધર્મોની જેમ માનવીનો ખાનગી અને વ્યક્તિગત મામલો છે. તેનો સબંધ માત્ર તેના પોતાના જીવન સાથેનો છે. રાજકારણ અને હુકૂમતથી તેનો કોઈ સબંધ નથી. આ દ્દષ્ટિ વાસ્તવિક રીતે ખ્રિસ્તી દેવશાહીની ખામીઓ સામે આવ્યા પછી એક પ્રતિક્રિયારૂપે સ્વીકારવામાં આવી અને બિનસાંપ્રદાયિક લોકશાહી પછી આ વિશ્વમાં લોકપ્રિય બની. આ દ્દષ્ટિને વધારે મજબૂતી કેટલાક ધાર્મિક જુથોથી પણ મળી, જેમણે પોતાનું ક્ષેત્ર અકાઈદ, ઈબાદાત અને અખ્લાકની સુધારણાથી આગળ વધારીને રાજકીય બાબતોમાં પણ રસ લીધો. તેમની ઉપર આક્ષેપો પણ થયા કે એક ધાર્મિક માણસ રાજકારણમાં કેમ પડે ? આ દ્દષ્ટિ હકીકતમાં ઈસ્લામને બીજા ધર્મ સાથે સરખાવવાથી જન્મી. હાલાંકે આ વિચાર બિલ્કુલ ખોટો હતો. ઈસ્લામની શિક્ષા માત્ર અકાઈદ, ઈબાદાત અને અખ્લાક સુધી મર્યાદિત નથી, બલ્કે તે પરસ્પરના વ્યવહારો, હુકૂમત અને રાજકીય બાબતો સાથે પણ સંકળાયેલી છે. તેના વગર ઈસ્લામની કલ્પના અપૂર્ણ છે.

બીજી બાજુ કેટલાક એવા લોકો જન્મ્યા, જેમણે બિનસાંપ્રદાયિકતાને એટલી નકારી કે રાજકારણ જ ઈસ્લામનો વાસ્તવિક ધ્યેય કરાર દીધો. એટલે કે એવું કહ્યું કે ઈસ્લામનો વાસ્તવિક હેતુ જ એ છે કે, વિશ્વમાં ન્યાયી શાસન સ્થાપવામાં આવે અને ઈસ્લામના બીજા હુકમો આ વાસ્તવિક હેતુને તાબે છે. માટે જે વ્યક્તિ રાજકારણમાં દીનની પ્રગતિ માટે કામ કરી રહ્યો છે.

તેણે જીવન હેતુ પ્રાપ્ત કરી લીધો અને જે લોકો રાજકારણથી હટીને નફસની સુધારણા, તાલીમ, તબ્લીગ અથવા સમાજ સુધારણાના કામોમાં લાગેલા છે અને રાજકારણમાં તેમનો કોઈ હિસ્સો નથી. તેઓ સંકુચિત અથવા દીનના મુખ્ય હેતુથી બેદરકાર (ગાફેલ) છે.

આ બંને વિચારધારાઓ અતિશયોક્તિ પર આધારિત છે. જે ઈસ્લામના રાજકીય સ્થાનની અજાણતાને લઈ છે. હકીકત એ છે કે, ઈસ્લામના માર્ગદર્શનો, હુકમો અને તાલીમ જીવનના દરેક ક્ષેત્રને આવરી લે છે. તેમાં રાજકીય બાબતો પણ છે, પરંતુ રાજકીય બાબતોને મુખ્ય હેતુ કહીને બીજા હુકમોને તેના તાબે કહેવા પણ ખોટું છે. જો એ વાત મગજમાં બેસી જાય કે દીનનો અસલ હેતુ રાજકારણ અને હુકૂમત છે, તો આ વિચારથી અનેક ખરાબીઓ જન્મ લે છે.

પહેલી ખરાબી એ પેદા થાય છે કે, જ્યારે અસલ હેતુ રાજકારણને સમજી લીધો તો બાકીની બધી વસ્તુઓ તેના તાબે બની ગઈ. જેથી તે આમાલ જે પરોક્ષ રીતે અને ડાયરેક્ટ ઈબાદતો છે. તે અસલ મકસદ ન રહ્યો. માટે તેની અગત્યતા ઘટી ગઈ. હાલાંકે કુર્આને કરીમથી જાણવા મળે છે કે, રાજકીય સત્તા એક માધ્યમ છે અને પરોક્ષ રીતે ઈબાદતો તેનો અસલ મકસદ છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : "આ એવા લોકો છે કે, જો અમે તેમને દુનિયામાં સત્તા આપીએ તો તેઓ નમાઝની પાબંદી કરે તથા ઝકાત આપતા રહે અને (અન્યોને) પણ ભલાઈનો હુકમ કરે તેમજ બૂરાઈથી રોકતા રહે."

*(સૂ.હજ્જ : ૪૧)*

જુઓ ! અહીંયાં સત્તાનો મકસદ એ બતાવવામાં આવ્યો કે, તેઓ નમાઝ કાયમ કરે, ઝકાત અદા કરે વગેરે. તેનાથી સ્પષ્ટ થયું કે, અસલ મકસદ આ ઈબાદતો છે. અને સત્તા એટલા માટે છે કે તે આ મકસદની પ્રાપ્તિનું કારણ છે.

કદાચ કોઈને એ શંકા હોય કે બીજી આયતોમાં તો તેની વિરૂદ્ધ વિષય મૌજુદ છે, જેમાં ઈમાનદારીનો આધાર હોવો અને ધરતીની શક્તિ તેમજ

રાજનીતિનો મકસદ હોવો સમજમાં આવે છે. અને તે આ છે : "અલ્લાહ તઆલાએ તે લોકોથી વાયદો કર્યો છે કે, જેઓ તમારામાંથી ઈમાન લાવ્યા અને સારા કાર્યો કરતા રહ્યા, તેમને જરૂર દેશમાં રાજ્યસત્તા આપશે. જેવી રીતે કે તેમનાથી આગલાઓને સત્તા આપી હતી. અને (સત્તા આપવાનો હેતુ એ છે કે) જે દીનને (અલ્લાહપાકે) તેઓ માટે પસંદ કર્યો છે, તે (ઈસ્લામ)ને તેમના માટે મજબૂતી આપશે." *(સૂ.નૂર : ૫૫)*

અહીંયાં ઈમાન અને નેક અમલને ધરતી પર હુકૂમતની શરત ગણવામાં આવી. તેનો જવાબ એ છે કે, અહીંયાં ઈમાન અને નેક અમલ પર હુકૂમત અને પ્રતિષ્ઠાનો વાયદો કરવામાં આવ્યો છે. પરંતુ વાયદો મકસદ નથી. નહીં તો આયતે કરીમા : "વળી, જો તેઓ (ઈમાન અને તકવો અપનાવતે એટલે) તવરાત, ઈન્જીલ અને જે (કુર્આન) તેઓના તરફ તેઓના પરવરદિગાર તરફથી ઉતારવામાં આવ્યું છે, તેની પૂરેપૂરી પાબંદી કર્યા કરત તો (આખિરતની સફળતા ઉપરાંત દુનિયામાં પણ) અવશ્ય તેઓ પોતાના ઉપરથી અને પોતાના પગો નીચેથી ઘણી રાહત સાથે ખાયા કરત." *(સૂ.માઈદહ : ૬૬)*

જેમાં કુર્આન પર અમલ કરવાથી રોજીમાં વધારાનો વાયદો કરવામાં આવ્યો છે, પરંતુ શું કોઈ કહી શકે છે કે દીનનો આ મકસદ છે ? બલ્કે દીન પર આધારિત છે કે દીનદાર ભૂખ્યો-નગ્ન રહી શકતો નથી. માટે વાયદો મકસદ હોવો જરૂરી નથી. અહીંયાં પણ ઈમાન અને નેક અમલ પર હુકૂમત અને પ્રતિષ્ઠા અવલંબે છે, જે તેની ખાસિયત છે.

ટૂંકમાં યાદ રહે કે, હુકૂમત અને ઈમાનદારીમાં હુકૂમત સહારો છે અને ઈમાનદારી અસલ મકસદ છે. પરંતુ તેનો એ અર્થ નથી કે હુકૂમત કોઈ દરજ્જામાં પણ ઈચ્છીત નથી, બલ્કે તેનો દરજ્જો બતાવવાનો મકસદ છે કે તે સ્વયં અસલ મકસદ નથી અને ઈમાનદારી અસલ મકસદ છે.

*(અશ્રફુસ્સવાનેહ : ૪/૨૮,૨૯)*

ખુલાસો એ છે કે, હુકૂમતને દીનનો અસલ મકસદ સમજવો અને આ ઈબાદતોને તેના તાબા હેઠળ બનાવવાને કારણે એ ખ્યાલ પેદા થઈ જાય છે કે, આ બધી ઈબાદતો તે ઉચ્ચ મકસદ એટલે કે હુકૂમત પ્રાપ્ત કરવાના

સાધનો છે. નમાઝ જમાઅત સાથે પઢવાનો અસલ મકસદ એ છે કે, રાજકીય હેતુ માટે સામૂહિક ફિકર પેદા થાય. વ્યવસ્થાની આદત પડે, મુસલમાનોમાં મેળાપ વધે, તેઓ પરસ્પર સહાય કરવાની પદ્ધતિઓ વિચારે અને એક બનીને એ ઉચ્ચ હેતુની પ્રાપ્તિ માટે કામ કરે. ઝકાતનો અસલ મકસદ એ છે કે, એ ઉચ્ચ હેતુની પ્રાપ્તિ માટે માલની કુરબાની આપવાનો જઝબો પેદા થાય. રોઝા હકીકતમાં એ વાતની તાલીમ છે કે તે ઉચ્ચ મકસદની પ્રાપ્તિ માટે ભૂખ અને બીજી તકલીફો ઉઠાવવાની આદત પડે. હજ્જ એટલા માટે ફર્ઝ કરવામાં આવી કે તે બધા મુસલમાનોની વૈશ્વિક કોન્ફરન્સનો હેતુ પૂર્ણ કરે અને તેનાથી વિવિધ વિસ્તારોના લોકો વચ્ચે એકતા અને ભાઈચારો પેદા થાય. ટૂંકમાં બધી ઈબાદતોનો હેતુ તે દુનિયાના લાભોની પ્રાપ્તિ બતાવવામાં આવ્યો. તેમાં શંકા નથી કે તે ઈબાદતોથી એ લાભો પણ પ્રાપ્ત થાય છે, પરંતુ એ બીજા નંબરના લાભો છે, ઈબાદતોનો એ મુખ્ય હેતુ નથી. તેનો મુખ્ય હેતુ અલ્લાહ તઆલાથી તઅલ્લુક મજબૂત કરવો અને તેના તરફ લપકવું અને તેની ફરમાં-બરદારીમાં દરેક વસ્તુને અગ્રતા આપવી છે. હુકૂમતને અસલ મકસદ સમજવાથી ઈબાદતની આ રૂહ કમજોર પડી જાય છે.

ત્રીજી ખરાબી એ છે કે, જ્યારે એ બધી ઈબાદતો ઉચ્ચ મકસદની પ્રાપ્તિ માટેનું કારણ બની ગઈ તો કુદરતી રીતે તેનું પરિણામ એ આવવું જોઈએ કે, જો આ ઉચ્ચ મકસદ માટે કંઈક બલિદાન આપવું પડે તો તેમાં કોઈ વાંધો નથી એવું સમજવામાં આવે. માટે રાજકીય ખટપટો અથવા રાજકીય સંમેલનો માટે જો જમાઅતની નમાઝ છૂટી જાય અથવા મસ્જિદમાં હાજરી ન અપાય તો કંઈ વાંધો નથી. બલ્કે નમાઝ કઝા થઈ જાય તો કોઈ મોટી વાત નથી. થોડી મકરૂહ વસ્તુઓ અપનાવી લેવાય તો ઉચ્ચ હેતુ માટે તે વેઠી લેવી જોઈએ.

ચોથી ખરાબી એ જન્મે છે કે, જે લોકો પોતાની ઈબાદતોમાં વ્યસ્ત છે અને તેમની ઈબાદતોથી લોકોને સારા આમાલની તરગીબ (પ્રોત્સાહન) મળે છે, તેમને દીનના મુખ્ય હેતુથી બેભાન સમજવામાં આવે છે. બલ્કે કેટલીક વખતે તેમની ટીકા અને તેમનો મજાક ઉડાવવામાં આવે છે. જે કિતાબો

આમાલના ફઝાઈલ સબંધી છે, તેને કોઈ મહત્વ આપવામાં આવતું નથી અને ન તેને વાંચવાનું જરૂરી સમજવામાં આવે છે. બલ્કે કંઈક એવો અંદાજ અપનાવવામાં આવે છે, જે એ બિલ્કુલ બિનજરૂરી અથવા દીનના મુખ્ય હેતુથી ગાફેલ કરનારી છે. જે લોકો દીનની પ્રાપ્તિ માટે અને તેની ખિદમતમાં વ્યસ્ત છે, તેમને પણ દીનની અસલ ફિક્રથી વંચિત સમજવામાં આવે છે.

પાંચમી ખરાબી એ છે કે, એ વિચારથી આ પરિણામ આવ્યું કે, દુન્યામાં જેટલા પણ નબી (અલયહિમુસ્સલામ) આવ્યા, તેમાંથી મોટાભાગના દીનના અસલ હેતુને પૂર્ણ કરવામાં નિષ્ફળ રહ્યા. કારણ કે એક લાખ ચોવીસ હજાર અંબિયા (અલૈ.)માંથી માત્ર અમુક જ અંબિયા (અલૈ.)એ હુકૂમત સ્થાપી. હઝરત મુહમ્મદ (સલ.) સિવાય હઝરત યૂસુફ, હઝરત મૂસા, હઝરત યુશઅ્, હઝરત દાઉદ, હઝરત સુલયમાન (અલૈ.)એ બેશક હુકૂમતો સ્થાપી. તો શું તેનો અર્થ એ છે કે તે લોકો સિવાય બીજા નબી દીનના અસલ હેતુની પ્રાપ્તિમાં નિષ્ફળ રહ્યા ? જે લોકો રાજકીય વર્ચસ્વને દીનનો મુખ્ય હેતુ સમજે છે. તેમને એ કહેવામાં પણ સંકોચ નથી આવતો કે નબીઓ દીનના અસલ હેતુમાં સફળ ન થયા.

ટૂંકમાં દીનમાં હુકૂમતનું મહત્વ તેની જગ્યાએ છે, પરંતુ તેને દીનનો મુખ્ય હેતુ સમજી લેવાથી તેની અગ્રિમતાની વ્યવસ્થાને ખરાબ રીતે અસર પહોંચે છે.

બીજી બાજુ દીનને માત્ર નમાઝ-રોઝાની હદ સુધી સમજીને બીજા હુકમોથી ગફલત વર્તવી પણ મોટી ભૂલ છે. હકીકતમાં દીનના ઘણા વિભાગો છે, તેમાં રાજનીતિ પણ એક અગત્યનો વિભાગ છે. અને તેનાથી ગફલત વર્તવી અને તેને દીનથી અલગ સમજવું પણ મોટી ખરાબી છે. દીન પર અમલ માટે ઈસ્લામના બધા હુકમો પર અમલ કરવો જરૂરી છે. ભલે તે કોઈ વિભાગથી સબંધ રાખે. પરંતુ જ્યાં સુધી દીનમાં પ્રયત્નનો સબંધ છે, તો સામાન્ય રીતે કોઈ એક વ્યક્તિ દીનના બધા વિભાગોમાં પ્રયત્નો નથી કરી શકતો. એટલા માટે તેમાં વહેંચણી પર અમલ જરૂરી છે કે, કેટલાક આ વિભાગમાં પ્રયત્નો કરે અને કેટલાક બીજા વિભાગોમાં પ્રયત્નો કરે. કોઈએ

પોતાને માટે દીનના કોઈ એક વિભાગને પસંદ કરી લીધો અને તે તેમાં પોતાનો સમય અને મહેનત લગાવી રહ્યો છે. અને તેમાં વધારે લગનથી કામ કરી રહ્યો છે. કોઈએ બીજો વિભાગ અપનાવ્યો તે તેમાં પોતાનો વખત વધારે લગાવી રહ્યો છે અને તેની ઉપર વધારે ધ્યાન આપે છે, તેમાં કોઈ વાંધો નથી. પરંતુ વાંધો તેમાં છે કે કોઈ એ સમજે કે મેં જે વિભાગ અપનાવ્યો છે, તે જ દીનનો અસલ મકસદ છે. હાલાંકે જેવી રીતે દીનના ઘણાં કામો છે, એવી રીતે એ પણ એક કામ છે. દા.ત. એક વ્યક્તિએ રાજનીતિના વિભાગને અપનાવ્યો કે હું પોતાની પરિસ્થિતિ પ્રમાણે તે કામને વધારે ઉત્તમ રીતે કરી શકું અને પોતાને તે કામ માટે લગાઉં તો તે લગાવે, પરંતુ જો તે એ કહે કે રાજનીતિ સમગ્ર દીનની અસલ છે, તો એ ખોટું છે. હાં, કોઈ પોતાને માટે રાજનીતિ અપનાવે અને પ્રયત્નો કરે તો તે પણ દીનનો જ એક ભાગ છે.

## રાજનીતિ વિશે ઈસ્લામી હુકમોની વિશિષ્ટતા :

બીજી વાત એ છે કે, રાજનીતિ વિશે ઈસ્લામે ઘણા હુકમો આપ્યા છે, પરંતુ હુકૂમતનો કોઈ વિસ્તૃત નકશો ઈસ્લામે નક્કી કર્યો નથી. ઈસ્લામે તેના સિદ્ધાંતો અને નિયમો ઘડ્યા છે, પરંતુ એ સિદ્ધાંતો ઉપર કેવી રીતે અમલ કરવો તેની વિસ્તૃત સમજૂતિ ઈસ્લામે નક્કી કરી નથી. બલ્કે તે યુગ પ્રમાણે આલિમો અને બુદ્ધિજીવીઓના ફેંસલા પર છોડ્યું છે. જે સિદ્ધાંતો અલ્લાહ તઆલાએ શરીઅત દ્વારા આપણને આપ્યા છે, તેમાં કોઈ ફેરફાર થઈ શકતો નથી. પરંતુ તે નિયમોની રોશનીમાં અને તેની સંપૂર્ણ પાબંદી સાથે જો મુસ્લિમ વિદ્વાનો (આલિમો) પરસ્પરના મશ્વરાથી કોઈ કાર્યપદ્ધતિ નક્કી કરે તે જાઈઝ છે.

દા.ત. કુર્આને કરીમની એક આયતમાં ફરમાવ્યું કે, “અને (હે મુસ્લિમો !) દુશ્મનોના મુકાબલા માટે તમારાથી બને તેટલું બળ અને પાળેલા ઘોડાઓથી તૈયારી રાખો.” *(સૂ.અન્ફાલ : ૬૦)* આ નિયમ તો બતાવી દીધો અને તેના કેટલાક ઉદાહરણો પણ આપી દીધા. પરંતુ એ સવિસ્તાર ન બતાવ્યું કે ફલાણાં ફલાણાં હથિયારો બનાવો. બલ્કે એ વાત દરેક યુગના સમજદાર બુદ્ધિજીવીઓ પર છોડી દીધી કે તેઓ પોતપોતાની પરિસ્થિતિ, સમજ,

અનુભવો અને જરૂરત પ્રમાણે શક્તિ મેળવવાના પ્રયત્નો કરે.

એવી રીતે રાજનીતિના ક્ષેત્રે પણ નિયમ તો ઈસ્લામે બતાવ્યો, પરંતુ એ સમજુતી કે હુકૂમતને કેટલા વહીવટી વિભાગોમાં વહેંચવામાં આવે ? સંચાલનનું વિભાજન કેવી રીતે કરવામાં આવે ? મંત્રીઓ હોય કે ન હોય? જો હોય તો કેટલા હોય ? એક પક્ષનું શાસન હોય કે સંયુક્ત મોરચાનું ? કાયદાશાસ્ત્રીઓ એક જ ગૃહમાં હોય કે બે ગૃહોમાં ? તેમાં સલાહ-મશ્વરાનો ક્યો તરીકો હોય ? આવા નાના મુદ્દાઓ ઈસ્લામે નક્કી કર્યા નથી, કારણ કે આ વિસ્તૃત અને છૂટછાટવાળુ ક્ષેત્ર છે. તેમાં દરેક યુગમાં આલિમો-વિદ્વાનો ફેંસલો કરીને પરિસ્થિતિ પ્રમાણે અમલ કરી શકે છે. માટે જ્યારે આપણે ઈસ્લામના સિદ્ધાંતોની વાત કરીએ તો એ આશા ન રાખવી જોઈએ કે મુફતીઓ અને વિદ્વાનો દ્વારા આપણને એ વિસ્તૃત માહિતી મળશે કે કાયદાશાસ્ત્રીએ એક ગૃહમાં હોય કે બે ગૃહોમાં અથવા કેબીનેટની સંખ્યા કેટલી હોય ? આ વિસ્તૃત માહિતી ન શરીઅતમાં છે અને ન તો તેની જરૂરત છે.

શરીઅતની હિદાયત તો ત્યાં આવે છે, જ્યાં શરીઅત એ અનુભવે કે જો આ વાતને લોકોની સમજ અને બુદ્ધિ પર છોડી દેવામાં આવશે તો લોકો માર્ગથી ભટકી જશે. જ્યાં જાઈઝ અને ઉચિતનું ક્ષેત્ર છે, તો તેમાં મોટાભાગના વ્યવહારોને લોકોની બુદ્ધિ અને સમજ પર છોડી દેવામાં આવ્યા છે. એવી રીતે ઈસ્લામનો રાજનીતિક સિદ્ધાંત પરિવર્તનને પાત્ર નથી અને બીજી બાજુ એટલા આસાન છે કે તેની ઉપર અમલ કરવાની પદ્ધતિઓ સમય અને સ્થળની પરિસ્થિતિઓ અને મસ્લેહતોથી નક્કી કરવામાં આવે છે. તેના નિયમોના ડાયરામાં રહીને, તેમાં વિવિધ સમયે પરિવર્તન પણ થઈ શકે છે. માટે જ્યારે આપણે ઈસ્લામી રાજનીતિની વાત કરીએ છીએ તો તેનો અર્થ કોઈ એવી પાબંદ હુકૂમતનો તરીકો નથી જેમાં બધી જ સુક્ષ્મ બાબતોની માહિતી હંમેશાને માટે નક્કી હોય. બલ્કે તેનો હેતુ એ છે કે, પાયાના સિદ્ધાંતો અને નિયમો છે જે કુર્આન અને હદીષ દ્વારા નક્કી થયા છે. આગળ ઈન્શાઅલ્લાહ તે સિદ્ધાંતો અને મૂળભૂત સિદ્ધાંતોની સમજૂતી આપવાની કોશિશ કરીશ, જે શરીઅતે નક્કી કર્યા છે.

## ઈસ્લામી રાજસત્તાનો આધાર : અલ્લાહ તઆલાથી હુકૂમત :

ઈસ્લામે હુકૂમતનો જે ખ્યાલ રજૂ કર્યો છે, તે બધાથી અલગ છે. અને તેને બરાબર સમજ્યા વગર ઈસ્લામના રાજકીય હુકમો સમજી શકાતા નથી. આ કલ્પનામાં અગત્યનો પાયો જેને અસલ સિદ્ધાંત કહેવો જોઈએ તે એ છે કે, આ સૃષ્ટિમાં અસલ હુકૂમત અલ્લાહ તઆલાની છે, અને દુનિયાના શાસકો તેના તાબા હેઠળ જ હુકૂમત કરી શકે છે.

આ એવો સિદ્ધાંત છે, જેમાં કોઈ મતભેદનો પ્રશ્ન નથી, ન તેને કોઈ વાતમાં ભૂલી શકાય છે. અને ન તેમાં કોઈ સમજૂતિ કરી શકાય છે. આ ઈસ્લામી રાજકારણના નિયમનો સૌથી પાયાનો દસ્તુર છે. જે કુર્આને કરીમે અલગ-અલગ અંદાજમાં વર્ણવ્યા છે :

- "અલ્લાહપાક સિવાય કોઈનો હુકમ (ચાલતો) નથી." *(સૂ.અન્આમ-૫૭)*
- "સાંભળી લો ! (તે વખતે) તેનો જ હુકમ હશે." *(સૂ.અન્આમ : ૬૨)*
- "યાદ રાખો કે ઉત્પન્ન (સર્જન) કરવું અને હુકમ કરવો ખાસ તેનું જ કામ છે." *(સૂ.અઅ્રાફ : ૫૪)*
- "અને આકાશો તેમજ પૃથ્વીનું રાજ્ય અલ્લાહ તઆલાનું જ છે."
  *(સૂ.આલિ ઈમરાન : ૧૮૯)*
- "(હે નબી સલ.!) આપ (અલ્લાહથી) એમ ફરમાવ્યા કરો કે, હે સલ્તનતોના માલિક અલ્લાહ ! તું ચાહે તેને બાદશાહી આપે છે."
  *(સૂ.આલિ ઈમરાન : ૨૬)*

આ બધી આયતો તેની સ્પષ્ટતા કરે છે કે, હુકૂમત આ વિશ્વમાં માત્ર અલ્લાહ તઆલાની જ છે. જ્યારે કે ધર્મનિરપેક્ષ લોકશાહીમાં હુકૂમતનો હક પ્રજાનો ગણાવ્યો છે. સાર્વભૌમત્વનો અર્થ છે કે, કોઈ બીજાની પાબંદી વગર હુકમ બહાર પાડવાની સત્તા અને ફેંસલો કરવાની સત્તા. આ સત્તા અલ્લાહ તઆલા સિવાય કોઈને પ્રાપ્ત નથી. અને જો કોઈ બીજા કોઈને આ અર્થમાં સત્તાધીશ કહે છે, તો તે શિર્ક કરે છે.

જો કે દેવશાહીનો અસલ અર્થ પણ એ જ છે કે, સાર્વભૌમતા અલ્લાહ

તઆલા માટે છે. પરંતુ ખ્રિસ્તી, યહુદી અને હિંદુ ધર્મમાં આ ખ્યાલને સત્ય રીતે લાગુ પાડવાનો કોઈ માર્ગ ન હતો. એટલા માટે તેમણે તેને બગાડીને ધાર્મિક વડાઓને સાર્વભૌમત્વ સમજી લીધા. જેનું પરિણામ એ છે કે, આજે જ્યારે દેવશાહીનું નામ લેવામાં આવે છે, તો તેનાથી કોઈ અલ્લાહપાકના સાર્વભૌમત્વના અર્થ સમજતા નથી. બલ્કે તે વડાઓની સાર્વભૌમત્વતા જ સમજવામાં આવે છે. અને સ્પષ્ટ છે કે, અલ્લાહપાક સિવાય બીજા ધાર્મિક વડાઓને સાર્વભૌમત્વનો દરજ્જો આપવો એ ભયાનક શિર્ક છે. તેની બુરાઈ કુર્આને કરીમે આ રીતે બયાન કરી છે : “તે (યહુદી, ખ્રિસ્તી)ઓએ અલ્લાહપાકને છોડી પોતાના આલિમો, દુરવેશોને તથા મરયમ (અલૈ.)ના પુત્ર ઈસા (અલૈ.)ને ખુદા ઠેરવ્યા.” *(સૂ.તવબહ : ૩૧)*

આપણે જ્યારે ઈસ્લામી રાજકારણના અસલ સિદ્ધાંત પ્રમાણે અલ્લાહ તઆલાના સાર્વભૌમત્વ વિશે વર્ણન કરીએ છીએ તો એ વાત સ્પષ્ટ રહેવી જોઈએ કે તેનો આ ધાર્મિક વડાઓથી કોઈ સબંધ નથી. જેને ખ્રિસ્તી વગેરેએ દેવશાહીના નામથી અપનાવ્યા અને હવે એટલા બદનામ થયા કે લોકો તેમના નામ સાંભળવા પણ તૈયાર નથી. તેની વિરૂદ્ધ અલ્લાહપાકના સાર્વભૌમત્વને અપનાવવામાં આવ્યો છે. અને તેનો અસલ અર્થ એ છે કે, અલ્લાહ તઆલાએ જે હિદાયત વહી દ્વારા લોકો સુધી પહોંચાડી છે, તે ઈસ્લામી હુકૂમતનો પાયો છે અને હુકૂમત તેની વિરૂદ્ધ ન કોઈ કાનૂન બનાવી શકે છે, અને ન કોઈ પગલું ભરી શકે છે.

ટૂંકમાં અલ્લાહ તઆલાના સાર્વભૌમત્વનો સ્વીકાર એ બુનિયાદ છે, જે ઈસ્લામના ખ્યાલને ધર્મનિરપેક્ષ લોકશાહીથી બિલ્કુલ અલગ કરી દે છે. લોકશાહીમાં પ્રજાનું પ્રતિનિધિત્વ હોવાને કારણે પાર્લામેન્ટ એટલી સ્વતંત્ર છે કે તે જે ઈચ્છે, કાનૂન મંજૂર કરી શકે છે. તેની વિરૂદ્ધ ઈસ્લામી હુકૂમતનો ફેરફાર વગરનો કાનૂન કુર્આન અને હદીષ છે. તેનાથી હટીને ન કોઈ તે કાનૂન બનાવી શકે છે, અને ન દસ્તુરની કોઈ એવી કલમ મંજુર કરી શકે છે, જે કુર્આન અને હદીષની વિરૂદ્ધ હોય.

પશ્ચિમીઓના પક્ષપાતની પરિસ્થિતિ એવી છે કે, જ્યારે તેઓ કોઈ

વિષય ઉપર વિવિધ દૃષ્ટિઓ વર્ણવે છે, તો તેમાં ઈસ્લામી શિક્ષા અથવા મુસ્લિમ વિચારકોની સેવાઓનું વર્ણન કરવામાં આવતું નથી. રાજકીય ઈતિહાસમાં પણ એવું જ બન્યું છે કે તેઓ રાજકીય દૃષ્ટિબિંદુનો ઈતિહાસ એરિસ્ટોટલ અને પ્લેટોથી શરૂ કરે છે અને પછી ખ્રિસ્તી યુગમાં પહોંચીને અનેક સદીઓની છલાંગ લગાવીને વોલ્તેર, મોન્ટેસ્ક્યુ અને રોસો પર પહોંચે છે. અને એ વાતનું કોઈ વર્ણન પણ કરતા નથી કે વચ્ચે એક લાંબા સમય સુધી ઈસ્લામી શાસન રહ્યું છે. તેમાં રાજકારણનો એક અલગ ખ્યાલ રજૂ કરવામાં આવ્યો છે. તેથી ખુદા તઆલાના અસ્તિત્વની સાથે દેવશાહીની વાતો કરવામાં આવે છે. જે યહુદી, ખ્રિસ્તી અથવા હિંદુઓની દેવશાહી વિશે છે. પરંતુ એ વાતનો ક્યાંય ઉલ્લેખ નથી કે ઈસ્લામમાં અલ્લાહપાકના સાર્વ-ભૌમત્વને કેવી રીતે રાજકારણમાં બુનિયાદ બનાવવામાં આવ્યો છે. અને તેના આધાર પર જે ખિલાફતે રાશિદહ કાયમ થઈ અને ત્યાર પછી પણ મુસલમાનોએ જે હુકૂમતો કરી, તેની બુનિયાદ કઈ છે ? હકીકતમાં એ પક્ષપાતનું કારણ છે, જે તે લોકોને મુસલમાનો અને ઈસ્લામ સાથે છે. નહીં તો જો માત્ર ઐતિહાસિક દૃષ્ટિએ વફાદારી પર અમલ કરવામાં આવત તો માત્ર એટલું તો વર્ણન કરત કે ઈસ્લામનો રાજકીય ખ્યાલ ક્યો છે અને તેના આધારે ક્યા પ્રકારની હુકૂમતો સ્થપાઈ ?

ટૂંકમાં અલ્લાહ તઆલાના સાર્વભૌમત્વ પર ઈમાન-શ્રદ્ધા તે અગત્યની બુનિયાદ છે, તેને સ્વીકારી લીધા પછી ઘણી વાસ્તવિક્તાઓ જાતે જ સ્પષ્ટ થઈ જાય છે. હવે આપણે હુકૂમતની શરૂઆત વિશે સામાજિક કરારની થિયરીને લઈએ, જેને હુકૂમતની શરૂઆત વિશે સૌથી વધારે પ્રમાણભૂત થિયરી સમજવામાં આવે છે. અલ્લાહ તઆલાના સાર્વભૌમત્વના સિદ્ધાંત પર તેનો બિલ્કુલ ઈન્કાર થઈ જાય છે. અને તેનાથી માલુમ થાય છે કે, હકીકતમાં સામાજિક કરાર કોઈ ચીજ નથી અને આ થિયરી માત્ર એવી કાલ્પનિક છે, જેની કોઈ અમલી સાબિતી નથી. પ્રશ્ન એ છે કે, કોણ સામાજિક કરાર વખતે હાજર હતું ? આ કરાર ક્યારે થયો હતો ? કઈ જાતિઓ વચ્ચે થયો હતો ? કોણ તેના સભ્યો હતા ? આ પ્રશ્નોના જવાબ કોઈ પણ નક્કર પુરાવાઓ

સાથે બંધબેસતુ નથી. માત્ર એક કલ્પના કરી લીધી છે કે કદાચ આવું થયું હશે. જેને કુર્આને કરીમ ફરમાવે છે : "એ સબંધી તેઓને કંઈ (ચોક્કસ) માહિતી જ નથી, તેઓ માત્ર અટકળો જ ચલાવે છે." *(સૂ.ઝુખ્રુફ : ૨૦)*

તેની વિરૂદ્ધ અલ્લાહ તઆલાની સર્વસત્તાનો સિદ્ધાંત સ્પષ્ટ એ બતાવે છે કે, જ્યારે અલ્લાહ તઆલાએ માનવીને પેદા કર્યો ત્યારે જ એ એલાન કર્યું હતું કે, "અવશ્ય હું જમીનમાં એક નાયબ બનાવીશ." *(સૂ.બકરહ : ૩૦)*

એનો ભાવાર્થ એ થયો કે જમીન પર જે પહેલા માનવી આવ્યા, એટલે કે હઝરત આદમ (અલૈ.) તેઓ અલ્લાહપાકના ખલીફા (નાયબ) બનીને આવ્યા. સર્વસત્તા તો અલ્લાહપાકને જ પ્રાપ્ત હતી. અલ્લાહપાકે પહેલાં માનવીને પોતાનો નાયબ બનાવીને મોકલ્યા કે તેઓ હુકૂમતને અલ્લાહના માર્ગદર્શન અને તેના હુકમો પ્રમાણે ચલાવે. તેથી હઝરત આદમ (અલૈ.) પહેલા હાકેમ હતા અને ત્યાર બાદ તેમની અવલાદ તેમની પ્રજા બની. એ રીતે પહેલા માનવી સાથે જ હુકૂમત અસ્તિત્વમાં આવી ગઈ, પરંતુ આ હુકૂમતનો અસલ ધ્યેય તો અલ્લાહપાકની જ સર્વસત્તા છે. હાકેમ અલ્લાહ પાકનો નાયબ છે, જેને ખલીફા કહે છે. ઈસ્લામમાં અમીરૂલ મુઅમિનીનની હુકૂમતને ખિલાફત અને પોતાને ખલીફા કહેવામાં આવે છે.

## ખિલાફતનો અર્થ :

કુર્આને પાકમાં ખિલાફત અથવા ખલીફાના શબ્દો ઘણી જગ્યાએ આવ્યા છે. તફસીરકારો (વિવરણકર્તા)એ ફરમાવ્યું કે, ઈલાહી ખિલાફતના બે અર્થો છે : એક અર્થ એ કે, દરેક વ્યક્તિ જે અલ્લાહ તઆલા પર ઈમાન (શ્રદ્ધા) રાખતો હોય તે અલ્લાહ તઆલાનો ખલીફા છે. માનવીથી એ માંગ છે કે તે અલ્લાહ તઆલાના હુકમોને માને અને તેની પાબંદી કરે અને અલ્લાહ તઆલા જેવા અખ્લાક પોતાની અંદર દાખલ કરે. અનેક તફસીર-કારોનું કથન છે કે, ખિલાફતનો અર્થ વ્યક્તિગત ખિલાફત છે. તેમાં દરેક વ્યક્તિ અલ્લાહપાકનો ખલીફા છે. એટલે સમગ્ર જીવન અલ્લાહ તઆલાના હુકમની પાબંદી કરે.

ખિલાફતનો બીજો અર્થ એ છે કે, અલ્લાહ તઆલાના જે ગુણ સર્વ-સત્તા

છે, તેને દુનિયામાં ચલાવવા માટે કોઈ તેનો નાયબ હોય અને અલ્લાહપાકના પ્રતિનિધિ હોવાને કારણે લોકો પર હુકૂમત કરે. તેથી હઝરત દાઉદ (અલૈ.)નું વર્ણન કરતાં કુર્આને કરીમે ફરમાવ્યું : **"ઈન્ના જઅલ્નાક ખલીફતન ફીલ્અર્દી."** જ્યારે આપણે રાજકીય રીતે ખિલાફતનું બયાન કરીએ છીએ તો આપણો હેતુ આ બીજો અર્થ છે. આ બીજા અર્થ પ્રમાણે ઈસ્લામમાં જે શાસક છે, તેના વિશે પાયાનો સિદ્ધાંત એ છે કે તે શાસક નથી, બલ્કે અલ્લાહ તઆલાનો નાયબ છે. અને જ્યારે તે નાયબ છે તો તે પોતાની હુકૂમતમાં અલ્લાહ તઆલાના હુકમોનો પાબંદ હશે. અહિંયાંથી જ ઈસ્લામી અને બીજા દષ્ટિકોણ વચ્ચે તફાવત જોવા મળે છે કે બિનઈસ્લામી રાજ્યવ્યવસ્થામાં શાસકો પોતાને અલ્લાહપાકના હુકમના પાબંદ સમજતા નથી. પરંતુ ખલીફા માટે જરૂરી છે કે તે અલ્લાહપાકના હુકમોનો પાબંદ રહીને હુકમ ચલાવે.

અહીંયાં એક વાત સમજવી જરૂરી છે કે, અલ્લાહ તઆલાના અસલ ખલીફા તો હુઝૂર (સલ.) હતા. આપ (સલ.) પછી જે ખુલફાએ રાશિદીન આવ્યા તે આપના વાસ્તાથી ખલીફા બન્યા. એટલા માટે તેમને પોતાને ''અલ્લાહના ખલીફા''ને બદલે રસૂલુલ્લાહ (સલ.)ના ખલીફા કહેવડાવતા. તેથી એક વખતે હઝરત સિદ્દીકે અકબર (રદી.)ને કોઈએ ''હે અલ્લાહના ખલીફા'' કહીને પોકાર્યા તો આપ (રદી.)એ ફરમાવ્યું : ''અલ્લાહપાકનો ખલીફા નથી, હું રસૂલુલ્લાહ (સલ.)નો ખલીફા (નાયબ) છું.''

અલ્લાહ તઆલાએ અલ્લામા ઈબ્ને ખલ્દુનને અજીબ સમજશક્તિ આપી હતી. તેમણે પોતાની પોલિટિકલ સાયન્સ કિતાબની પ્રસ્તાવનામાં દરેક વિષય પર જે ચર્ચાઓ કરી છે અને માનવજીવનનો કોઈ એવો ભાગ છોડ્યો નથી, જેની ઉપર તેમણે ચર્ચા ન કરી હોય. આ વિષય પર પણ ઈબ્ને ખલ્દુને પ્રસ્તાવનામાં લખ્યું છે કે, હુકૂમતના ત્રણ પ્રકારો હોય છે : (૧) સ્વાભાવિક (૨) રાજકીય (૩) ખિલાફત.

ઈબ્ને ખલ્દુન સ્વાભાવિક હુકૂમતની વ્યાખ્યા આ રીતે વર્ણવી છે કે, કોઈ શાસકની પોતાની મરજી અને ઈચ્છા પ્રમાણે હુકૂમત ચલાવવી, જે રાજાશાહીનો તરીકો હતો.

બીજો પ્રકાર રાજકીય છે. તેની વ્યાખ્યા આ રીતે કરે છે : ‘‘બધા લોકોને પોતાના બૌદ્ધિક દષ્ટિબિંદુથી દુનિયાના નુકસાનોથી બચાવવા પર મજબૂર કરતા.’’ લોકશાહીનો તેમાં સમાવેશ થાય છે. કારણ કે તેની પાસે કોઈ કાયમી વેલ્યુ-મુલ્યો તો નથી, એટલે બૌદ્ધિક દષ્ટિએ જેને ઉત્તમ સમજ્યા, તેને અપનાવી લીધા.

ત્રીજો પ્રકાર ખિલાફત છે. તેની વ્યાખ્યા આ રીતે વર્ણવે છે : ‘‘લોકોને ઈસ્લામના તરીકા અને વિચાર પ્રમાણે ચલાવવા. તેના કારણે તેમની દુનિયાની જરૂરતો પૂર્ણ થાય અને આખિરતની જરૂરતો પણ પૂર્ણ થાય.’’

જો બરાબર જોવામાં આવે તો હુકૂમતો આ ત્રણમાં વહેંચાયેલી છે. એક રિવાયતમાં છે કે, એક વખતે હઝરત ઉમર (રદી.)એ લોકોથી ફરમાવ્યું કે, મને ખબર નથી કે હું બાદશાહ છું અથવા ખલીફા છું ? એક વ્યક્તિ મજલિસમાં બેઠી હતી, તેમણે કહ્યું : અમીરૂલ મુઅમિનીન ! બંનેમાં તફાવત છે. હઝરત ઉમર (રદી.)એ પૂછ્યું : શું તફાવત છે ? તેમણે જવાબ આપ્યો કે, તફાવત એ છે કે ખલીફા સત્ય લે છે અને તેને સત્ય જગ્યા પર મૂકે છે. અને બાદશાહ તે હોય છે, જે લોકો પર જુલ્મ કરે છે અને તેનાથી લઈને બીજાને આપે છે. તેની ઉપર હઝરત ઉમર (રદી.) ચૂપ થઈ ગયા. સ્પષ્ટ છે કે, સત્ય લેવામાં અને સત્ય દેવામાં અલ્લાહ તઆલાના હકો અને બંદાઓના હકો અદા થાય છે. માટે તમામ હકોને પોતપોતાના મોકા પર અદા કરનારો તે જ હોય છે, જે અલ્લાહ તઆલાના હુકમોનો પાબંદ હોય છે. તેનું નામ ખિલાફત છે.

## હુકૂમતના હેતુઓ :

આજે હુકૂમતના જે હેતુઓ બયાન કરવામાં આવી રહ્યા છે, તે શું છે ? વધારેમાં વધારે લોકોને ખુશી પહોંચાડવી અને તેમના હકોની વધારેમાં વધારે સુરક્ષા કરવી. પરંતુ તમે જોયું હશે કે આધુનિક દષ્ટિબિંદુમાં કોઈ હુકૂમત એ હેતુ રજુ કરતી નથી કે તે લોકોની કેળવણી કરશે, પુણ્યોને આગળ વધારશે, પાપોની રોકઠામ કરશે. અને તેનું કારણ એ છે કે, ભલાઈ અને બુરાઈ માત્ર એક સબંધિત શબ્દ છે. એટલે સમાજ પોતાના રિવાજ પ્રમાણે

જાતે જ નક્કી કરે છે કે, કઈ વસ્તુ સારી અને કઈ વસ્તુ ખરાબ છે. અને એ જરૂરી નથી કે જે વસ્તુને ક્યારેક ખરાબ સમજી હતી તે આજે પણ ખરાબ સમજવામાં આવે. બલ્કે જો સમાજમાં તેનો રિવાજ વધી જાય અને લોકો તેને સારી સમજવા લાગે તો તે ખરાબ વસ્તુ પણ સારી બની જાય છે. ઉપરાંત એક દેશમાં જો કોઈ વસ્તુને લોકો સારી સમજે છે, તો જરૂરી નથી કે બીજા દેશમાં પણ તેને સારી સમજવામાં આવે. ટૂંકમાં ભલાઈ અને બુરાઈનો કોઈ ખ્યાલ અસ્તિત્વમાં નથી. એટલા માટે હુકૂમતના હેતુઓમાં ભલાઈ અને નેકી માટે અને બુરાઈને દૂર કરવાનું કોઈ વર્ણન આવતું નથી.

એની વિરૂદ્ધ ઈસ્લામમાં ભલાઈ અને બુરાઈનો યોગ્ય માપદંડ એ છે, જે વસ્તુને આ બ્રહ્માંડના માલિક સારી કહે તે સારી અને જેને ખરાબ કહે એ ખરાબ છે. એટલા માટે ખિલાફતમાં હુકૂમતમાં બુનિયાદી હેતુઓમાં સૌથી પહેલાં એ વાત દાખલ છે કે, હુકૂમત સારા કાર્યોનો ફેલાવો કરશે અને બુરાઈને રોકવાના પ્રયત્નો કરશે. માટે હુકૂમતના હેતુઓ સ્પષ્ટ કરવામાં આવ્યા છે.

કુર્આનમાં ઈર્શાદ છે : ''આ એવા લોકો છે કે જો અમે તેમને દુનિયામાં સત્તા આપીએ તો તેઓ નમાઝની પાબંદી કરે તથા ઝકાત આપતા રહે અને (અન્યોને) પણ ભલા કામોનો હુકમ કરે તેમજ બુરા કામોથી રોકતા રહે અને સઘળા કામોનું પરિણામ તો અલ્લાહપાકના જ અધિકારમાં છે.'' *(સૂ.હજ્જ-૪૧)*

કુર્આને કરીમે આ રીતે સ્પષ્ટ કરી દીધું કે હુકૂમતનો હેતુ માત્ર લોકોને ખુશી પહોંચાડવાનો નથી. જેમકે હુકૂમતના કેટલાક હેતુઓમાં કહેવામાં આવ્યું છે. કારણ કે ખુશી તો એક અસ્પષ્ટ વસ્તુ છે. અને વિવિધ સ્વભાવને લીધે વિવિધ વસ્તુઓમાં ખુશી પ્રાપ્ત થઈ શકે છે. તેથી પાપીઓને પાપ કરીને ખુશી પ્રાપ્ત થાય છે. માટે આ એક ગોળ-ગોળ વાત છે, જેમાં દરેક બુરાઈને છૂપાવવામાં આવી શકે છે.

કુર્આને કરીમે એક ઉત્તમ હુકૂમતના જે હેતુઓ આ આયતમાં બયાન ફરમાવ્યા છે, તેની ઉપર વિચાર કરવામાં આવે તો હકીકતમાં એ જ હુકૂમતનો અસલ હેતુ પુરો કરે છે.

# હુકૂમતનો ઈસ્લામિક હેતુ

કુર્આને કરીમે એક સારી હુકૂમતનો જે હેતુ બયાન કર્યો છે, તેની ઉપર વિચાર કરવામાં આવે તો હકીકતમાં તે જ હુકૂમતનો અસલ હેતુ સિદ્ધ કરી શકે છે.

**નમાઝની પાબંદી કરવી :**

તેમાં સૌથી પહેલાં નમાઝને બયાન ફરમાવી છે. ધર્મનિરપેક્ષ લોકો કદાચ આ વાતને રાજનીતિથી અલગ સમજે, પરંતુ હકીકત એ જ છે, જે કુર્આને કરીમે બયાન ફરમાવી છે. કારણ કે વ્યક્તિ ઉપર એક હકીમની જરૂરત એટલા માટે તો પડે છે કે, જો દરેક વ્યક્તિને પોતાની ખુશી પ્રાપ્ત કરવા માટે નિરંકુશ છોડી દેવામાં આવે તો કદાચ અરાજકતા ફેલાઈ જાય. માટે હુકૂમતની જરૂરત એટલા માટે છે કે, તે લોકોને એક ધારાધોરણ મુજબ પાબંદ બનાવે. પરંતુ સ્પષ્ટ છે કે માત્ર કાનૂનના દંડાથી લોકોને કોઈ વસ્તુની પાબંદ ન બનાવી શકાય. એટલા માટે તેમની માનસિક તરબિયત (શિક્ષણ)ની જરૂરત છે. તેનો સૌથી અસરકારક અમલ એ છે કે, તેમના દિલોમાં અલ્લાહ તઆલા સામે ઉભા રહીને પોતાના દરેક અમલનો જવાબ આપવાનો છે, એવો એહસાસ પેદા કરાવવાનો છે. કારણ કે આ એહસાસ જ માનવીને રાત્રિના અંધકારમાં અને જંગલના એકાંતમાં તેની ઉપર નજર રાખે છે. તે એહસાસને દરેક ઘડીએ સામે રાખવા માટે નમાઝની પાબંદી મહત્વનો ફાળો આપે છે.

એટલા માટે સારા શાસકોના હેતુઓમાં સૌથી પહેલાં નમાઝની પાબંદીનું વર્ણન કર્યું છે. તેથી જ હુઝૂર (સલ.)એ નમાઝને દીનનો સ્તંભ ફરમાવ્યો છે. સહાબા (રદી.)ની તરબિયતમાં નમાઝને સૌથી આગળ રાખી. હંમેશા નમાઝમાં જાતે ઈમામત ફરમાવી અને પોતાની ઝિંદગીમાં સૌથી છેલ્લા દિવસે જ્યારે આપ કમજોરીને કારણે ઈમામત ન કરાવી શકતા હતા, તો પોતાના મકાનનો પડદો હટાવીને જ્યારે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)ની ઈમામતમાં લોકોને નમાઝ પઢતા જોયા તો ખુશી વ્યક્ત કરી. પછી ખુલફાએ રાશિદીન, જેમની હુકૂમત દરેક રીતે ઈસ્લામી રાજનીતિનો નમુનો હતી તેમને પણ સૌથી વધારે

એહતિમામ નમાઝનો હતો. તેઓ પણ નમાઝોની ઈમામત કરાવતા રહ્યા. અહીં સુધી કે હુકૂમતના અમીર સાથે નમાઝની ઈમામત એવી રીતે જોડાય ગઈ કે, અમીરે હુકૂમતનું નામ પણ ઈમામ થઈ ગયું. અને નમાઝની ઈમામતને ઈસ્લામી પરિભાષામાં નાનો ઈમામ અને અમીરે હુકૂમતને મોટો ઈમામ સમજવામાં આવ્યો. ખુલફાએ રાશિદીને પોતાના હાથ નીચેના અધિકારીઓને નમાઝની પાબંદીની તાકીદ ફરમાવી અને તેમની ફરજોના ભાગરૂપે સૌથી પહેલી ફરજ તેને બતાવવામાં આવી. ઈમામ માલિક (રહ.)એ પોતાની કિતાબ મુઅત્તામાં નીચેની રિવાયત નકલ કરી છે :

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)ના આઝાદ કરેલા ગુલામ હઝરત નાફિઅ્ (રહ.) રિવાયત કરે છે કે, હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.)એ પોતાના ગવર્નરોને એ પત્ર લખ્યો કે મારી નજીક તમારા બધા કામોમાં સૌથી અગત્યની વસ્તુ નમાઝ છે. માટે જે કોઈ તેની પાબંદી કરશે, તે પોતાના દીનની હિફાઝત કરશે અને જે કોઈ નમાઝને બરબાદ કરશે, તેના બીજા કામો વધારે બરબાદ થશે. *(મુઅત્તા ઈમામ માલિક : ૧/૬)*

ત્યાર પછી હઝ. ઉમર (રદી.)એ એ જ પત્રમાં પોતાના બધા ગવર્નરોને નમાઝના સમયની વિગતો લખી કે, નમાઝો ક્યા ક્યા સમયે પઢવામાં આવે. આ કોઈ ખાનગી પત્ર ન હતો, બલ્કે એક સરકારી ફરમાન હતું જે સમગ્ર હુકૂમતના બધા જ ગવર્નરોને અમીરૂલ મુઅમિનીન તરફથી મોકલવામાં આવ્યું હતું.

એવી રીતે હઝ. ઉસ્માન બિન અફફાન (રદી.) પોતાની ખિલાફતમાં લોકોની સામે બેસીને તેમને વુઝૂનો તરીકો શીખવાડતા હતા. હઝરત અલી (રદી.)થી પણ એવું જ નકલ થયું છે. *(સુનન અબૂ દાઉદ : હદીસ ૧૦૬ થી ૧૧૧)*

આજે જે લોકો ભૌતિક સુખને લઈ બીજે પાર જોવાથી વંચિત છે, તેઓ એ કહેશે કે, નમાઝ, વુઝૂ વગેરેને રાજનીતિ અને હુકૂમતથી શો સબંધ ? પરંતુ ઈસ્લામમાં રાજનીતિ હોય કે રોજગાર અથવા દુન્યવી જીવનનો બીજો કોઈ મામલો, તેને અલ્લાહપાક સાથે મજબૂત સબંધ અને માનવોની રૂહાની

તરબિયતથી અલગ ન ગણી શકાય. નમાઝ એવી વસ્તુ છે, જે દરેક સમયે માનવીના દિલમાં એ જવાબદારીનો જુસ્સો પેદા કરે છે કે, તેનું દરેક કથન અને કાર્ય તેની નજરમાં છે, જેની પાસે અંતે જવાનું છે. આ તે જુસ્સો છે, જે માનવીને માનવી બનાવે છે અને તેને પાબંદીની હદમાં રાખે છે. માટે ફરમાવ્યું : "અને નમાઝને કાયમ રાખો, બેશક નમાઝ નિર્લજ્જતા અને અયોગ્ય કામોથી અટકાવે છે અને અલ્લાહ તઆલાની યાદ સૌથી મહાન વસ્તુ છે." *(સૂ.અનકબૂત : ૪૫)*

ઉપરની આયતમાં એ સ્પષ્ટ થઈ ગયું કે, નમાઝ અલ્લાહ તઆલાની યાદ અપાવે છે અને નમાઝની પાબંદી કરનારો એ એહસાસથી મસ્ત રહે છે કે, અલ્લાહ તઆલા તેના દરેક કાર્યને જાણે છે. એટલે નમાઝ તેને અયોગ્ય કામોથી રોકે છે. હવે જે લોકો એ વાતોને પ્રથમથી જ માનતા નથી, તેઓ કેટલીક વખતે એવા ઉદાહરણો આપે છે કે, ફલાણો નમાઝનો પાબંદ હતો, પરંતુ ફલાણું ફલાણું અયોગ્ય કામ કરતો હતો. પ્રથમ તો એવા પ્રકારના ઉદાહરણો રજુ કરવામાં સામાન્ય રીતે અતિશ્યોક્તિથી કામ લેવામાં આવે છે. બીજું કે, નમાઝીઓ અને બેનમાઝીઓનો મુકાબલો એક-બે ઉદાહરણોને આધારે નહીં, પરંતુ બહુમતીને આધારે કરવો જોઈએ. આ એક હકીકત છે કે, આજે પણ જ્યારે બેનમાઝીઓના મુકાબલામાં નમાઝીઓના હાલાત જોવામાં આવશે તો ખરેખર નમાઝીઓમાં ન્યાય, ઈમાનદારી અને સચ્ચાઈ બીજાના મુકાબલામાં વધારે નજર આવશે. અને આ ત્યારે છે, જ્યારે લોકોમાં અને ખાસ કરીને નમાઝીઓની દીની તરબિયતની કોઈ વ્યવસ્થા નથી. જ્યારે હુકૂમત તરફથી શરીઅતને લાગુ પાડવામાં આવે તો નમાઝની પાબંદીનો એક તકાદો એ છે કે, પ્રજાની દીની અને અખ્લાકી તરબિયતનો પ્રબંધ કરવામાં આવે. ટૂંકમાં એ કારણોથી કુરૂઆને કરીમે હુકૂમતના પાયાના હેતુઓમાં સૌથી પહેલાં નમાઝની પાબંદીનું વર્ણન કર્યું છે.

### ઝકાત અદા કરવી :

ઈસ્લામી હુકૂમતનો બીજો અગત્યનો હેતુ કુરૂઆને કરીમે ઝકાતને બયાન કર્યો છે. તેનાથી એ વાત સ્પષ્ટ થાય છે કે, હુકૂમતનો હેતુ બાદશાહો અથવા

અમીરોના કોઈ ખાસ જુથને શાંતિ-સાંત્વના આપવાની નથી, બલ્કે તેનો હેતુ એ છે કે, તે અલ્લાહ તઆલાના હુકમની પાબંદી કરતા ગરીબ લોકોની આર્થિક સ્થિતિ સુધારવાની કોશિશ કરે. બીજી બાજુ માનવોના ખરાબ કાર્યોનું એક મોટું કારણ માલની મુહબ્બત છે. ઝકાત તે મુહબ્બતને કાબુમાં રાખવા અને સ્વાર્થને બદલે નિઃસ્વાર્થનો જઝબો પેદા કરવાનું મોટું માધ્યમ છે. ત્રીજું, નમાઝ જો માનવીના જીવનમાં ઈખ્લાસ અને રૂહાનીયત પેદા કરે છે, તો ઝકાત તેના માલમાં ઈખ્લાસ અને રૂહાનિયત પેદા કરે છે.

## સારી વાતોનો હુકમ અને બૂરી વાતોથી રોકવું :

ઈસ્લામી હુકૂમતનો ત્રીજો મકસદ નેકીનો હુકમ કરવો અને બુરાઈઓથી રોકવું છે. આમ તો તેને દરેક મુસલમાનની ફરજ ગણવામાં આવી છે. ફરમાવ્યું કે, "(હે મુસલમાનો !) લોકો માટે (દુનિયામાં) જે ઉમ્મતો પેદા થઈ, તે સૌમાં તમે શ્રેષ્ઠ છો. (કારણ કે) તમે નેક કામોનો હુકમ કરો છો તથા બૂરી વાતોથી રોકો છો." *(સૂ.આલિ ઈમરાન : ૧૧૦)*

પરંતુ નેકીનો હુકમ કરવો અને બૂરી વાતોથી રોકવાના હદીસ શરીફમાં વિવિધ દરજ્જા બયાન કર્યા છે. ફરમાવ્યું : "તમારામાંથી જે કોઈ બૂરાઈ જુએ તો તેને હાથથી રોકી લે, પછી જો એટલી શક્તિ ન હોય તો પોતાના મોઢા વડે (રોકી લે), અને જો એટલી પણ શક્તિ ન હોય તો પોતાના દિલથી (તેને ખરાબ સમજે)." *(મુસ્લિમ શરીફ)*

આ દરજ્જામાં આલિમોનું એ બયાન છે કે, મોઢાથી બૂરાઈ રોકવાની કોશિશ તો દરેક મુસલમાન માટે છે. શર્ત એટલી છે કે, તેનાથી કોઈ અસહ્ય તકલીફ પહોંચવાનો ભય ન હોય. કારણ કે એક બીજી હદીસ શરીફમાં એવું જ ફરમાવવામાં આવ્યું છે. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) ફરમાવે છે કે, મેં હજ્જાજ બિન યૂસુફથી એક એવી વાત સાંભળી, જે મને ખરાબ લાગી અને મારા દિલમાં વિચાર આવ્યો કે, હું તેને મોઢાથી રદ કરૂં. પરંતુ પછી મને હુઝૂરે અકદસ (સલ.)નો આ ઈર્શાદ યાદ આવ્યો : "એટલે કે, મુઅ્મિન ન ચાહે કે તે પોતાને અપમાનિત કરે." મેં પૂછ્યું કે, પોતાના નફસને

અપમાનિત કેવી રીતે કરે ? આપ (સલ.)એ ફરમાવ્યું : "એટલે કોઈ એવી મુસીબતનો સામનો કરે જેની તે શક્તિ ન ધરાવતો હોય."

જો કે જ્યાં સુધી કોઈ બુરાઈને હાથથી રોકવાનો સબંધ છે, તેનું સંબોધન આગેવાનોથી છે. તેથી ફતાવા આલમગીરીમાં છે :

તેનો મતલબ તે બધા લોકો છે, જેમને કોઈ જગ્યાનું નેતૃત્વ પ્રાપ્ત હોય. દા.ત. કોઈ ઘરનો વડીલ છે, તેને પોતાના ઘરનું નેતૃત્વ પ્રાપ્ત છે, તેની ફરજ છે કે તે પોતાના ઘરમાં જે બુરાઈ જુએ તેને પોતાની શક્તિથી રોકે. જેને કોઈ સંસ્થા પર નેતૃત્વ હોય તે પોતાની સંસ્થામાં થનારી બુરાઈઓને પોતાની શક્તિથી રોકે અને તેમાં સૌથી મોટો ફાળો હુકૂમતના આગેવાનોનો છે, જેને સંપૂર્ણ સત્તા પણ છે એટલે તેનું કાર્ય માત્ર વાઅઝ અને નસીહતનું નથી, બલ્કે તેની ફરજ છે કે તે પોતાની હુકૂમતના બધા સાધનો વાપરીને તે બુરાઈને પોતાની શક્તિ અને દેખરેખ હેઠળ સખ્તીથી રોકે.

કારણ કે સારી વાતોનો હુકમ અને બૂરી વાતોની મનાઈનો ઉચ્ચ દરજ્જો હાથથી રોકવાનું અસલ ક્ષેત્ર હુકૂમત છે. એટલા માટે આ આયતમાં તેને ઈસ્લામી હુકૂમતના મુખ્ય હેતુઓમાં બયાન ફરમાવ્યું અને આ બંને અર્થોની બુનિયાદ પર હુકૂમતના કાયદા અને રાજ્યવ્યવસ્થાને સ્પષ્ટ રીતે જાહેર કરવામાં આવી છે.

હું પહેલાં જ લખી ચૂક્યો છું કે, લોકશાહી દેશો પાસે ભલાઈ અને બુરાઈના કોઈ સચોટ માપદંડો નથી. જીવનમાં કોઈ કાયમી અયોગ્ય હોય એવું નથી. બલ્કે દરેક યુગમાં લોકો પોતાની બહુમતીને આધારે જેને સારી કહે તે સારી અને જેને ખરાબ કહે તે ખરાબ છે. એટલા માટે કે તેમના શાસનમાં સારા અને ખરાબ માટે કોઈ યોગ્ય વિચાર નથી. તેમણે કેટલીક ચીજોનો આદરભાવ નક્કી કર્યો છે. દા.ત. અત્યાચાર, માનવીનો આદર, સ્ત્રી-પુરૂષ સમાનતા વગેરે. તેની સમજુતી પણ એવી થયેલી છે કે, આજે તેનો કોઈ ચોક્કસ જવાબ નથી. માટે તેમના અર્થો અને સમજુતીઓ બદલાતી રહે છે. તેની વિરૂદ્ધ કુર્આને કરીમ જે વસ્તુઓને ભલી અથવા બૂરી કહે છે. આ

ભલાઈ અને બુરાઈમાં તે હુકમો છે, જે આજીવન તે જ પ્રમાણે રહે છે અને યુગ પરિવર્તનથી તેમાં કોઈ તફાવત સર્જાયો નથી.

ભલાઈ અને બુરાઈનો બીજો ભાગ એ છે, જેને કુર્આન શરીફ અને હદીસ શરીફ દ્વારા નક્કી કરવાને બદલે માનવીઓના સામૂહિક જુથ પર છોડ્યો છે. ફરમાવ્યું : ''જે વાતને બધા મુસલમાનો સારૂં સમજે, તે સારૂં છે અને જેને ખરાબ સમજે તે ખરાબ છે.'' *(અહમદ)*

આ કથનને બધા ફકીહોએ એક પ્રમાણિત ઉસૂલ પ્રમાણે કબૂલ કર્યું છે. પરંતુ એ વાત પર પણ બધા એકમત છે કે, તેનો મતલબ તે કાર્યો છે, જે કુર્આન અને હદીસમાં કોઈ સ્પષ્ટ હુકમ ન હોય અને તેનું કારણ પણ સ્પષ્ટ છે કે, જેને કુર્આન અને હદીસે ખરાબ કહી હોય, તેને બધા મુસલમાનો મળીને પણ સારી ન બનાવી શકે. એવી જ રીતે જેને કુર્આન અને હદીસમાં સારી કહી હોય, તેને બધા મુસલમાનો ભેગા મળીને બૂરી કરી શકતા નથી.

તેનાથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે, ઈસ્લામે ભલાઈ અને બૂરાઈના બે પ્રકાર સ્પષ્ટ કરી દીધા. એક સામાન્ય ભલાઈ અને સામાન્ય બુરાઈ છે. તેની હેસિયતમાં ક્યારેય ફેરફાર ન થઈ શકે અને આ તે વસ્તુઆ છે, જેને કુર્આન અને હદીસે ભલી અથવા બૂરી કહી છે. તે હંમેશા કુર્આન અને હદીસની હિદાયત પ્રમાણે ભલી અથવા બૂરી રહેશે અને માનવીની કોઈ સમજ અથવા કાનૂન તેમાં ફેરફાર નહીં કરી શકે. દા.ત. નમાઝની ફર્ઝીયત, દારૂ, વ્યાજનું હરામ હોવું વગેરે. અને ભલાઈ અને બુરાઈનો બીજો પ્રકાર તે છે, જેને ઈસ્લામે લોકોની બહુમતી પર છોડ્યો છે કે, તેઓ પરસ્પરના મશ્વરાથી પોતાને માટે ભલાઈ અને બુરાઈ નક્કી કરે. આ તે કાર્યો છે, જેને શરીઅતે જાઈઝના વર્તુળમાં રાખ્યા છે અને તેને હરામ, મકરૂહ, ફર્ઝ અથવા સુન્નત નક્કી કર્યા નથી. દા.ત. પછાત વિસ્તારોને વિક્સિત બનાવવાનો અંદાજ સિંચાઈની પદ્ધતિઓ, ટ્રાફિકના નિયમો, યુદ્ધના શસ્ત્રોના વિવિધ પ્રકાર. આ એવી વસ્તુઓ છે, જેનો સમય, સંજોગ પ્રમાણે તેમાં ફેરફાર થઈ શકે છે. અને તે લોકો માટે નફાકારક કે નુકસાનકારક છે, તે સમય અને સંજોગ પ્રમાણે

નક્કી કરી શકાય છે. તેમાં એ હુકમો પણ છે, જેમાં શરીઅતની ઓળખ અને રિવાજ (ઉર્ફ આદતો)ને હુકમો નક્કી કરવામાં વિશ્વાસુ ગણાવ્યા છે. એવી રીતે ઈસ્લામે લોકશાહીની જેમ દરેક મામલાને પરિસ્થિતિ પ્રમાણે બદલવાને બદલે તેને તેની જગ્યાએ સ્થાન આપ્યું છે. માનવીની બુદ્ધિની મર્યાદાને લીધે તેને કેટલી પાબંદીઓનો પાબંદ બનાવવામાં આવ્યો છે, તેના વગર જો તેની ઉપર સંપૂર્ણ વિશ્વાસ કરવામાં આવત તો તે ધક્કા ખાત અને બીજી બાજુ જે વાતો માનવીની સમજ અને અનુભવમાં આવતી હતી, તેમાં તેને કેદ રાખવાને બદલે એક વિશાળ ક્ષેત્ર આપી દેવામાં આવ્યું છે. તેમાં તે પોતાની પરિસ્થિતિ પ્રમાણે અને પરસ્પરના મશ્વરાથી પોતાના માટે કોઈ માર્ગ નક્કી કરી શકે છે.

**ન્યાયની સ્થાપના કરવી :**

ઈસ્લામી હુકૂમતનો પાંચમો હેતુ કુર્આને કરીમે જે બયાન કર્યો છે, તે ન્યાયની સ્થાપના કરવી છે. માટે હઝરત દાવૂદ (અલૈ.)થી સંબોધીને અલ્લાહ તઆલા ફરમાવે છે : “હે દાવૂદ (અલૈ.) ! ખરેખર અમે આપને આ પૃથ્વી ઉપર હાકિમ બનાવ્યા છે. માટે આપ લોકોમાં (સદા) ન્યાયસર હુકૂમત ચલાવતા રહો અને મનેચ્છાને વશ ન થાવ. નહીં તો તમને અલ્લાહપાકના માર્ગથી ભમાવી નાંખશે.” *(સૂ.સૉદ : ૨૬)*

અહીંયાં હઝ. દાવૂદ (અલૈ.)ને હાકિમ હોવાને કારણે ન્યાયસર ફેંસલો કરવાનો જે હુકમ આપવામાં આવ્યો છે, તેનાથી સ્પષ્ટ કરી દીધું કે હુકૂમતના પાયાના હેતુઓ અને તેની ફરજોમાં એ વાત દાખલ છે કે તે પોતાની પ્રજા સાથે ન્યાયનો મામલો કરે. તે ન્યાયમાં અદાલતનો ન્યાય પણ દાખલ છે અને રાજ્યવ્યવસ્થાનો ન્યાય પણ દાખલ છે. અહીંયાં એ વાતનું પુનરાવર્તન જરૂરી છે કે, ન્યાયની વ્યાખ્યા પણ આમ તો બધા લોકો પોતાની સમજ પ્રમાણે કરે છે, પરંતુ કુર્આને કરીમની પરિભાષામાં ન્યાય એ જ છે, જેને અલ્લાહપાક અને તેના રસૂલ (સલ.) ન્યાય કહે અને ન્યાયની જે વ્યાખ્યા અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ.)ના હુકમોની વિરૂદ્ધ હોય, તે ન્યાય નથી પણ મનેચ્છાની પેરવી છે. જેને આ આયતમાં સત્યનો ફેંસલો કરવાની વિરૂદ્ધમાં વર્ણન કર્યું

છે. અને સાવધ કર્યા કે એ તમને અલ્લાહ તઆલાના માર્ગથી ભટકાવી દેશે. માટે જો કોઈ નિર્ણય અલ્લાહ તઆલાના હુકમોની વિરૂદ્ધ કરવામાં આવે તો એ ન્યાય નથી, અત્યાચાર છે.

અલ્લાહપાકનો ઈર્શાદ છે : "અને અલ્લાહપાકે જે (કલામ) ઉતાર્યું છે, તે અનુસાર જે કોઈ હુકમ ન કરે તો તેઓ જ જુલ્મ કરનારા છે."

*(સૂ.માઈદહ : ૪૫)*

એવી રીતે બીજી બાજુ અલ્લાહપાકે હુઝૂર (સલ.)થી ઈર્શાદ ફરમાવ્યો કે, "અને જો આપ ફેંસલો કરો તો તેઓની વચ્ચે ન્યાયસર ફેંસલો કરો. બેશક, અલ્લાહપાક ન્યાય કરનારાઓને દોસ્ત રાખે છે." *(સૂ.માઈદહ : ૪૨)*

માટે અલ્લાહપાકે જે (કુર્આન) ઉતાર્યું છે, તેની જ માફક તેઓની વચ્ચે આપ ફેંસલો કરો. અને આપની પાસે જે સત્ય માર્ગ આવ્યો છે, તેને છોડી તેઓની ઈચ્છા અનુસાર ચાલો નહીં. *(સૂ.માઈદહ : ૪૮)*

ટૂંકમાં દરેક હુકૂમત મોઢાથી તો ન્યાય કાયમ કરવાનો દાવો કરે છે અને જે તરીકો તેમણે અપનાવ્યો છે, તેને જ સત્ય અને ન્યાય સમજે છે. પરંતુ વાસ્તવિક ન્યાય તે છે, જેને અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ.) ન્યાય કહે છે. તેનું એક ઉદાહરણ એ છે કે, લોકશાહી સરકારો પણ એ દાવો કરે છે કે, તેઓ ન્યાય સ્થાપવા માંગે છે અને ખૂબ જ જોરશોરથી જાહેરાતો કરે છે કે, કાનૂનની દૃષ્ટિએ બધા સમાન છે. પરંતુ અમલની દૃષ્ટિએ લોકશાહી સરકારોમાં દેશના વડાપ્રધાન, ગવર્નર અને રાષ્ટ્રપ્રમુખને તેનાથી મુક્ત રાખવામાં આવે છે. અને તેમાં એ કલમ મૌજુદ છે કે, આ નેતાઓ વિરૂદ્ધ કોઈ કાર્યવાહી ન કરવામાં આવે. પ્રશ્ન એ છે કે, આ ક્યાંનો ન્યાય છે ? પરંતુ તેના સમર્થનમાં ઘણી દલીલો રજૂ કરવામાં આવી છે અને તેને ન્યાય વિરૂદ્ધ સમજવામાં આવતું નથી. બીજી બાજુ એ વાત ઈસ્લામની દૃષ્ટિની બિલ્કુલ વિરૂદ્ધ છે.

હુઝૂર (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો : "જે લોકો તમારાથી પહેલા પસાર થઈ ગયા, તેમને એ વસ્તુએ બરબાદ કર્યા કે જ્યારે તેમનામાંથી કોઈ આગેવાન

ચોરી કરતો, તો તેને છોડી દેવામાં આવતો અને જ્યારે કોઈ કમજોર-અશક્ત, ગરીબ ચોરી કરતો તો તેને સજા કરવામાં આવતી. અને અલ્લાહ તઆલાની કસમ ! જો મુહમ્મદ (સલ.)ની બેટી ફાતિમા પણ ચોરી કરશે તો હું તેનો હાથ પણ જરૂર કાપીશ.'' *(બુખારી : ૩૪૭૫, મુસ્લિમ : ૪૩૭૮)*

તેથી ઈસ્લામી હુકૂમતોના ઈતિહાસમાં એવા અનેક ઉદાહરણો છે કે સરકારી અધિકારીઓ ઉપર પણ મુકદ્દમો ચલાવવામાં આવ્યો તેમજ કાઝીએ તેમની વિરૂદ્ધ ફેંસલો કર્યો. હઝરત અલી (રદી.)નો એ બનાવ મશહુર છે કે, જ્યારે તેઓ અમીરૂલ મુઅમિનીન હતા, તે વખતે કાઝી શુરૈહ (રહ.)એ એક યહૂદીના મુકાબલામાં તેમની વિરૂદ્ધ ફેંસલો કર્યો. હઝરત અલી (રદી.)નું એક લોખંડનું બખ્તર ગુમ થઈ ગયું હતું. આપ (રદી.)એ એક યહૂદી પાસે જોયું, જે તેને વેચવાની કોશિશ કરી રહ્યો હતો, પરંતુ યહૂદીએ કહ્યું કે આ તો મારૂં છે, અને મારા કબ્જામાં છે. તેથી મામલો કાઝી શુરૈહ (રહ.)ની અદાલતમાં પહોંચ્યો. કાઝી શુરૈહ (રહ.)એ સાક્ષી માંગ્યા. હઝરત અલી (રદી.)એ એક સાક્ષી પોતાના નોકર કુબુરને રજૂ કર્યા અને બીજા સાક્ષી તરીકે પોતાના પુત્રને રજૂ કર્યા. કાઝીએ ફરમાવ્યું કે, પુત્રની ગવાહી પોતાના પિતાના હકમાં કબૂલ નથી. તેથી યહૂદી તરફી ફેંસલો કરવામાં આવ્યો.

આ મામલો ખિલાફતે રાશીદહમાં તો હતો, ત્યાર પછીના કાઝીઓના હાલાતમાં આ પ્રકારના ઘણા બનાવો બન્યા હતા. કાઝી ખૈર બિન નઈમ (રહ.) સામે વખતના બાદશાહ અબ્દુલ મલિક બિન મરવાને પોતાના કાકાના છોકરા વિરૂદ્ધ એક મુકદમો દાખલ કર્યો અને જ્યારે કાઝી સામે રજૂ થયા તો બાદશાહ કાઝીની સાથે ફર્શ પર બેસવા લાગ્યા, પરંતુ કાઝી ખૈર બિન નઈમ (રહ.)એ તેમને ઉઠાવ્યા અને ફરમાવ્યું કે, પોતાના કાકાના છોકરા સાથે જઈને બેસો.

ખલીફા અબૂ જઅફર મન્સુરની વિરૂદ્ધ તેમની પત્નીએ કાઝી ગૌસ બિન સુલેમાન (રહ.) પાસે મુકદમો દાખલ કર્યો અને પોતાના તરફથી મુકદમો દાખલ કરવા માટે એક વકીલ રજૂ કર્યો. કાઝી ગૌસ બિન સુલેમાન (રહ.)એ

ખલીફાને હુકમ આપ્યો કે તેઓ પોતાની પત્નીના વકીલ સાથે ફર્શ પર બેસે. પછી મામલાની પૂછતાછ કર્યા પછી ખલીફાની વિરૂદ્ધ ફેંસલો આપ્યો.

એવી રીતે આજે અનેક લોકશાહી દેશોમાં નેતાઓને એ અધિકાર આપવામાં આવ્યો છે કે, તેઓ જે ગુનેહગારને ઈચ્છે તેની સજા માફ કરી શકે છે અથવા એ સજામાં ઘટાડો કરી શકે છે. કાનૂનની દૃષ્ટિએ તેઓ તેનું કારણ પણ બતાવવાના પાબંદ નથી. તેથી આ અધિકારના ઉપયોગથી મોટા મોટા હત્યારાઓની સજાઓ માફ થઈ ગઈ અને એ અજીબ દૃશ્ય સામે આવ્યું કે, જે પાપીનો પાપ સામે આવ્યો હતો અને અદાલત તરફથી લાંબી તપાસ પછી બધી ગવાહીઓના આધારે સજા સંભળાવવામાં આવી હતી અને એ મુકદમા પર નીચલી અદાલતોથી લઈને સર્વોચ્ચ અદાલત સુધી ઘણા વર્ષો લાગ્યા હતા અને લાખો રૂપિયાનો ખર્ચ થયો હતો અને નીચેથી ઉપરની બધી અદાલતો તેની સજા પર એકમત હતી, પરંતુ રાષ્ટ્રપ્રમુખે એ બધી કાર્યવાહીની ઉપેક્ષા કરીને માત્ર પોતાની સત્તા દ્વારા એ સજાને માફ કરી દીધી. આ વાત ન્યાયની દૃષ્ટિએ કેટલી યોગ્ય છે ? આપ (સલ.)નો ઈરશાદ જે ઉપર નકલ કરવામાં આવ્યો છે, તે એક એવા સમયે ઈર્શાદ ફરમાવ્યો હતો, જ્યારે એક કબીલાની એક વર્ચસ્વવાળી સ્ત્રીને ચોરીની સજા થઈ હતી અને તેના કબીલાના લોકોએ હુઝૂર (સલ.)ના પ્રિય સહાબી હઝરત ઉસામા બિન ઝૈદ (રદી.) દ્વારા એ ભલામણ કરાવી કે, તે સ્ત્રીની સજા માફ કરી દેવામાં આવે. પરંતુ આપ (સલ.) તે વાત પર ખૂબ જ નારાજ થયા અને ફરમાવ્યું કે, જો તેની જગ્યાએ મારી પુત્રી પણ હોત તો તેના પણ હાથ કાપી નાખત.

ઉપરાંત આધુનિક લોકશાહીનો દાવો કરનારા ઘણા દેશોમાં વ્યક્તિગત કાનૂનને લીધે બધા લોકોને તેના પાબંદ બનાવવામાં આવે છે. તેનું પરિણામ એ છે કે, નિકાહ, છૂટાછેડા અને વારસા વહેંચણી વગેરેમાં ઘણા લોકો પોતાના ધર્મની વિરૂદ્ધ અમલ કરવા પર મજબૂર થઈ જાય છે. એટલે એક તરફ તો લોકશાહીનો દાવો છે કે બધા લોકોને પોતાના ધર્મ પર અમલ કરવાની સ્વતંત્રતા છે, પરંતુ વાસ્તવિકતા એ છે કે, કોઈ ધર્મની વ્યક્તિગત બાબતો નિકાહ, તલાક અને વારસા વહેંચણીના મામલામાં માણસ પોતાના ધર્મ પર અમલ

કરી શકતો નથી. તેથી પશ્ચિમના દેશોમાં મુસલમાનોને મજબૂર કરવામાં આવે છે કે તેઓ એ મામલામાં પણ દેશના કાનૂનોને અનુસરે, ભલે એ તેમના ધર્મની વિરૂદ્ધ હોય, જે સ્પષ્ટ અન્યાય છે. બીજી બાજુ ઈસ્લામી હુકૂમતો દરેક ધર્મના લોકોને એ આઝાદી આપે છે કે તેઓ એ મામલામાં પોતાના ધર્મ પ્રમાણે અમલ કરે. ફરમાવવામાં આવ્યું કે, તેમને તેમના ધર્મ પર અમલ કરવા દો.

ઈસ્લામી હુકૂમતમાં ગેરમુસ્લિમો દેશના સામાન્ય કાનૂનોના પાબંદ હોય છે, પરંતુ નિકાહ, તલાક અને વારસા વહેંચણીનો સબંધ માનવીની શ્રદ્ધા અને ધર્મથી હોય છે. માટે તેમને તેમના ધર્મ પર અમલ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવે છે.

**ખિલાફત એક જવાબદારી છે, અધિકાર નહીં :**

કુર્આન શરીફ અને હદીસ શરીફની તાલીમ છે કે, હુકૂમત એક જવાબદારી છે. કોઈ એવો અધિકાર નથી જેને પ્રાપ્ત કરવા માટે માનવી પ્રયત્નો કરે. રસૂલુલ્લાહ (સલ.)નો ઈર્શાદ છે : "ઈમામ (હુકૂમતના વડા) સંરક્ષક છે, અને જેમની દેખરેખ તેમના શિરે છે, તેમના વિશે તેમનાથી જવાબ માંગવામાં આવશે." *(બુખારી શરીફ : ૮૯૩)*

આ વિચારનું પરિણામ એ છે કે, તેને એક એવી જવાબદારી સમજવામાં આવે કે તેનાથી બચવું વધારે ઉત્તમ છે. જો કે કોઈ જરૂરતને કારણે માનવી પર આવી પડે તો તેને એક અમાનત અને જવાબદારી સમજીને નિભાવે. તેથી હદીસ શરીફમાં છે કે, હઝરત અબૂઝર ગિફારી (રદી.)એ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી ઈચ્છા વ્યક્ત કરી કે, મને કોઈ જગ્યાની હુકૂમત સોંપી દેવામાં આવે. તેની ઉપર આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો : "હે અબૂઝર ! તમે કમજોર છો, અને આ (હુકૂમત) એક અમાનત છે. અને કિયામતના દિવસે ફજેતી અને પસ્તાવો, પરંતુ કોઈ વ્યક્તિ ઉત્તમ તરીકાથી આ અમાનતને લે અને તેની ઉપર તેના જે હક્કો આવે છે, તે સારી રીતે અદા કરે." *(મુસ્લિમ શરીફ : ૪૬૮૩)*

અબૂ દાવૂદ શરીફની રિવાયતમાં છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું કે, "હે અબૂઝર ! હું તમને કમજોર જોઉં છું અને હું તમારા માટે એ પસંદ કરૂં છું, જે પોતાના માટે પસંદ કરૂં છું. તમે ક્યારેય બે વ્યક્તિઓ પર પણ અમીર ન બનશો અને ન કોઈ યતીમ-અનાથના માલની જવાબદારી કબૂલ કરજો." *(જામિઉલ ઉસૂલ : ૪/૫૬, હદીસ-૨૦૩૬)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)નો ઈર્શાદ છે : "ખરેખર તમે અમીર બનવાની લાલચ કરશો, હાલાંકે તે કિયામતના દિવસે પસ્તાવાનું કારણ હશે. કારણ કે દૂધ પિવડાવનારી તો ઘણી સારી છે, પરંતુ દૂધ છોડાવનારી ઘણી ખરાબ." *(નસાઈ : ૪૨૧૬)*

મતલબ કે જ્યારે કોઈને હુકૂમત અથવા અમીરી પ્રાપ્ત થાય છે, તો શરૂઆતમાં ઘણી સારી લાગે છે, પરંતુ જ્યારે તેનો હિસાબ લેવામાં આવે, ભલે દુનિયામાં હોય કે આખિરતમાં, તો તે વખતે ખબર પડે છે કે આ જવાબદારી કેટલી મુશ્કેલ છે.

એટલે હુઝૂર (સલ.)એ હઝરત મિકદાદ બિન મઅદી કર્બ (રદી.)ના ખભા પર હાથ મૂકીને ફરમાવ્યું : "હે કુદૈમ ! જો તમને એવી હાલતમાં મૌત આવે કે ન તમે ક્યારેય અમીર બન્યા, ન (હુકૂમતના) લહ્યા (લખનાર) અને ન કોઈ કૌમના પ્રતિનિધિ, તો તમે સફળ થઈ ગયા." *(અબૂ દાવૂદ-૨૯૩૩)*

આજે વિશ્વમાં હુકૂમતને એક હક્ક અને લાભ સમજવામાં આવે છે. તેથી જો કોઈ હાકિમ બની ગયો, તો તેને ભાગ્યશાળી સમજવામાં આવે છે, અને જો કોઈને આ હોદ્દો ન મળે તો તે અભાગી છે. પરંતુ કુર્આન અને હદીસ પહેલા જ કદમ પર માનવીને સાવધ કરે છે કે, તેને કોઈ ભાગ્યશાળી ન સમજવામાં આવે. એ કોઈ ફુલોની ચાદર નથી, બલ્કે કાંટાની પથારી છે. તેથી ખુલફાએ રાશિદીન એ જવાબદારીથી ધ્રુજતા હતા.

હઝરત ઉમર (રદી.)નું કથન છે કે, "જો યુક્રેટીસ (ફુરાત) નદીના કિનારે કોઈ ઉંટ પણ મરી જાય તો મને ડર છે કે, અલ્લાહ તઆલા તે વિશે મારાથી સવાલ કરશે." *(તબકાત ઈબ્ને સઅદ : ૩/૨૮૪)*

શહાદત પહેલાં જ્યારે હઝરત ઉમર (રદી.)ની લોકોએ પ્રશંસા કરી તો આપે ફરમાવ્યું : “મારી ઈચ્છા છે કે, હું (આ હુકૂમતની જવાબદારીથી) બરાબર છૂટી જાઉં, કે ન મારી કોઈ પકડ થાય અને ન મને કોઈ સવાબ મળે.” *(બુખારી શરીફ : ૩૭૦૦)*

તારીખે તબરીમાં છે કે, એક વ્યક્તિએ આ મોકા પર હઝરત ઉમર (રદી.)થી એક ભલામણ કરી કે, તેઓ પોતાના પછી પોતાના પુત્ર હઝ. અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)ને ખલીફા બનાવો. તો તેના પર હઝરત ઉમર (રદી.)એ નારાજગી વ્યક્ત કરી અને ફરમાવ્યું કે, હું એવી વ્યક્તિને કેવી રીતે અમીર બનાવું, જે પોતાની પત્નીને સારી રીતે તલાક પણ ન આપી શક્યો. (આ તે વાત તરફ ઈશારો હતો કે અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)એ એક વખતે પોતાની પત્નીને માસિક-હૈઝની હાલતમાં તલાક આપી હતી.) પછી ફરમાવ્યું : “ઉમરના કુટુંબ માટે એટલું જ પર્યાપ્ત છે કે, તેમનાથી માત્ર એક જ વ્યક્તિથી હિસાબ લેવામાં આવે અને ઉમ્મતે મુહમ્મદિય્યહ વિશે પૂછતાછ કરવામાં આવે. હું પોતાને એ તકલીફમાં નાંખી ચૂક્યો છું અને મેં તેને મારા ઘરવાળાઓ માટે હરામ કરી દીધી છે. અને જો હું એવી રીતે બરાબર છૂટી જાઉં કે ન ગુનોહ થાય, ન સવાબ તો હું પોતાને ભાગ્યશાળી સમજીશ.

*(તારીખે તબરી : ૨/૫૮૦)*

## હુકૂમતના સિધ્ધાંતો

આગળ દર્શાવેલ વિચારો અને હેતુઓ માટે જે હુકૂમત સ્થાપવામાં આવશે, તેને સ્થાપવા માટે પણ ઈસ્લામે કેટલાક પાયાના સિદ્ધાંતો આપ્યા છે, તે નીચે મુજબ છે :

**ગવર્નરી-હુકૂમતની માંગ કરવી નાજાઈઝ છે :**

હુકૂમત એક જવાબદારી છે, અધિકાર નથી. એટલા માટે તેનાથી એ ઉસૂલ (કાયદો) નીકળે છે કે તેની માંગ કરવી જાઈઝ નથી. એ એવી વસ્તુ નથી જેને પ્રાપ્ત કરવા માટે વ્યક્તિ આગળ વધીને પ્રયત્નો કરે કે, હું કેવી રીતે બાદશાહ બની જાઉં.

હદીસ શરીફમાં છે કે, હુઝૂર (સલ.)એ હઝરત અબ્દુર્રહમાન બિન સમુરહ (રદી.)થી ઈર્શાદ ફરમાવ્યો : "અમીર બનવાની માંગ ન કરો. કારણ કે જો તમને તમારી માંગ પ્રમાણે ગવર્નરી આપવામાં આવી, તો તમને તેના હવાલે કરી દેવામાં આવશે. (એટલે તમને તેની જવાબદારી જાતે ભોગવવી પડશે.) અને જો તમને ગવર્નરી માંગ વગર આપવામાં આવી તો (અલ્લાહ તઆલા તરફથી) તમારી મદદ કરવામાં આવશે." *(બુખારી શરીફ : ૬૬૨૨)*

આ પ્રમાણેની વાત હુઝૂર (સલ.)એ કાઝી (ન્યાયાધીશ)ના હોદ્દા વિશે ઈર્શાદ ફરમાવી છે. તેમાં વધારે વિસ્તૃત સમજૂતિ મળે છે.

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો : "જે વ્યક્તિ કાઝી (ન્યાયાધીશ) બનવાની માંગ કરે અને તે કામ માટે સિફારીશ કરનારાઓની શોધ કરે, તેને તેના હવાલે છોડી દેવામાં આવે છે. અને જે કોઈને એ હોદ્દા માટે મજબૂર કરવામાં આવે, અલ્લાહ તઆલા તેની ઉપર એક ફરિશ્તો ઉતારે છે, જે તેને સીધા માર્ગે રાખે છે."

*(તિરમિઝી : ૧૩૨૩, અબૂ દાવૂદ : ૩૫૭૮)*

આથી માલુમ પડ્યું કે, 'તેને હવાલે કરી દેશે'નો અર્થ શું છે ? એટલે જો કોઈ વ્યક્તિ એ હોદ્દો પોતાના પ્રયત્નોથી પ્રાપ્ત કરે અને તેના માટે લોકોને સિફારશી બનાવે, તો જાણે તેનાથી કહેવામાં આવે છે કે, તમે જાણો અને તમારી હુકૂમત જાણે, અમારા તરફથી કોઈ મદદ નહીં મળે. જે વ્યક્તિનું એ વાત પર ઈમાન હોય કે અલ્લાહ તઆલાની મદદ વગર કોઈ કામ થઈ શકતું નથી, તેના માટે આ ઘણી ગંભીર ધમકી છે.

હઝરત અબૂ મૂસા અશ્અરી (રદી.) ફરમાવે છે કે, મારા પરિવારના બે વ્યક્તિઓએ હુઝૂર (સલ.)થી અરજ કરી કે, અમને હુકૂમતનો કોઈ હોદ્દો અર્પણ કરવામાં આવે. તેના પર આપ (સલ.)એ ફરમાવ્યું : "અમે કોઈ એવી વ્યક્તિને આ હોદ્દો નથી આપતા, જે તેની માંગ કરે અથવા તેની લાલચ કરે." *(બુખારી શરીફ : ૭૧૪૯)*

આ હદીસ શરીફ સંપૂર્ણ સ્પષ્ટતા સાથે એ સ્પષ્ટ કરે છે કે, અમારત-

હોદ્દાની જાતે માંગ કરવી નાજાઈઝ છે. અને તેની માંગ કરે તે હકીકતમાં તેને લાયક નથી.

બીજી એક હદીસ શરીફમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે, ઈર્શાદ ફરમાવ્યો કે, ''તમે શ્રેષ્ઠ માનવી તે લોકોને જોશો, જે આ મામલા (એટલે અમીર બનવા)ને અપ્રિય ગણતા હોય. પરંતુ એ કે તેઓ તેમાં સપડાય જાય.'' *(બુખારી શરીફ : ૩૪૯૬)*

કેટલાક લોકો અમીર બનવાની માંગને જાઈઝ કહેતા, હઝરત યૂસુફ (અલયહિસ્સલામ)ના આ ઈર્શાદથી દલીલ કરે છે કે, તેમણે મિસ્રના રાજાથી કહ્યું હતું કે, ''મને દેશના ખઝાનાઓ પર નિયુક્ત કરો, હું રક્ષણ કરનાર, માહિતગાર છું.'' *(સૂ.યૂસુફ : ૫૫)*

અહીં સુધી કે, કેટલાક લોકો ઈલેક્શનમાં ઉભા રહીને પોતાના ગુણો બયાન કરવા અને લોકોથી વોટ માંગવાને જાઈઝ હોવા માટે આ પુરાવો રજૂ કરે છે કે, અહીંયાં હઝરત યૂસુફ (અલૈ.)એ આ હોદ્દો માત્ર સ્વયં માંગ્યો નથી, બલ્કે પોતાની કાબેલિયતના ગુણો જાતે જ બયાન કર્યા. પરંતુ આ દલીલ બે કારણોને લીધે યોગ્ય નથી, એક વાત તો એ છે કે મિસરના બાદશાહે પહેલાંથી જ નક્કી કર્યું હતું કે, હઝરત યૂસુફ (અલૈ.)ને હુકૂમતનો કોઈ હોદ્દો આપવાનો છે. એટલા માટે કુરૂઆને કરીમમાં આ આયતથી પહેલાં ફરમાવ્યું : ''અને (આ સાંભળી) બાદશાહે કહ્યું કે, તેમને મારી પાસે લઈ આવો, હું તેમને ખાસ પોતાના (કામ) માટે રાખીશ. પછી જ્યારે બાદશાહે તેમની સાથે વાતચીત કરી ત્યારે તેમણે કહ્યું કે, ખરેખર આજથી આપ અમારી પાસે માનવંત અને વિશ્વાસપાત્ર છો.'' *(સૂ.યૂસુફ : ૫૪)*

માટે બાદશાહે હઝરત યૂસુફ (અલૈ.)ને હોદ્દો આપવાનો ફેંસલો તેમની માંગ પર કર્યો નથી, બલ્કે જાતે નિર્ણય કર્યો હતો. તેથી હઝરત યૂસુફ (અલૈ.) પર પણ એ વાત ખૂલી ગઈ હતી કે, બાદશાહ તેમને કોઈ ન કોઈ હોદ્દો જરૂર આપશે. હવે માત્ર સવાલ એ હતો કે, ક્યો હોદ્દો આપવામાં આવે અને ક્યું કામ સોંપવામાં આવે. તે સમયે હઝરત યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું કે, જ્યારે

આપ મને હોદ્દો આપવાનું નક્કી કરી ચૂક્યા છો કે મને કંઈ ન કંઈ બનાવવાનો છે, તો મને જમીનના ખઝાના પર નિયુક્ત કરી દો. એવું ન હતું કે તેમણે જેલમાંથી કોઈ ભલામણ મોકલી હતી કે મને પણ કોઈ હોદ્દો આપવામાં આવે. માટે માંગ કરવાનો કોઈ પુરાવો મળતો નથી.

બીજી વાત એ છે કે, હુકૂમત અથવા અમીરી જે જાતે માંગવાનો સિદ્ધાંત ગેરકાયદેસર બયાન કરવામાં આવ્યો, તે શરીઅતનો અસલ હુકમ છે. પરંતુ તેનાથી કેટલી પરિસ્થિતિઓ અપવાદરૂપ બાકાત પણ છે, જે આગળ આવી રહી છે. અને હઝરત યૂસુફ (અલૈ.)ની પરિસ્થિતિ પણ અપવાદરૂપ હતી.

એક હદીસ છે, જે હોદ્દો માંગવાની દલીલરૂપે રજૂ કરી શકાય છે. હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી અબૂ દાવૂદ શરીફમાં નકલ કરી છે. "જે વ્યક્તિએ મુસલમાનોના કાઝી બનવાની ઈચ્છા વ્યક્ત કરી, પછી તેનો ન્યાય તેના જુલ્મ પર વિજયી રહ્યો, તો તેના માટે જન્નત છે." *(અબૂ દાવૂદ : ૩૫૭૫)*

આ હદીસમાં સ્પષ્ટ 'ઈચ્છા'નો શબ્દ આવ્યો છે, પરંતુ પ્રથમ તો આ હદીસની પ્રમાણભૂતતામાં શંકા છે. બીજું જો તેને દલીલરૂપ માની લેવામાં આવે તો એ પણ કોઈ ખાસ સ્થિતિમાં હશે. એક બાજુ તો તે હદીસો છે, જે માંગ કરવાની મનાઈ પર દલીલરૂપ છે અને બીજી બાજુ આ એક હદીસ છે, જેમાં માંગવાનો વિકલ્પ મળે છે. એ બંનેને સામે રાખીને ઉલમાએ કિરામે ફરમાવ્યું કે, બંને હુકમો પોતપોતાની જગ્યાએ અમલ પાત્ર છે. અસલ હુકમ એ છે કે, હોદ્દાની માંગ કરવી જાઈઝ નથી. પરંતુ ઘણી વખતે એવી પરિસ્થિતિ પેદા થઈ જાય છે કે જેમાં માનવીને સ્પષ્ટ રીતે એ ખબર પડી જાય છે કે, જો હું આ હોદ્દાની માંગ નહીં કરૂં તો તેના પરિણામે એવા લોકો આ હોદ્દા પર આવી જશે, જેનાથી લોકોના હક્કો પાયમાલ થશે અને અધર્મ ફેલાશે, તો એવી મજબૂરીમાં માંગવાની પણ ગુંજાઈશ છે. શર્ત એ છે કે, સુધારણાનો હેતુ હોય, ન કે હોદ્દાની લાલચ અને પ્રતિષ્ઠાનો. કાઝી અબૂ યઅલા હંબલી (રહ.)એ 'અસ્સિયાસતુશ્શરીયહ'ના નામથી રાજનિતી પર જે પુસ્તક લખ્યું છે, તેમાં તેમણે આ જ અર્થ કર્યો છે. અને ત્યાર પછીના આલિમોએ તેનું

સમર્થન કર્યું છે. હઝરત અલ્લામા ઝફર અહમદ ઉસ્માની (રહ.)એ પણ ‘ઈઅ્લાઉસ્સુનન’માં એ જ અર્થને પસંદ કર્યો છે. ટૂંકમાં અસલ ઉસુલ એ છે કે હોદ્દાની માંગ કરવી જાઈઝ નથી. પરંતુ તેમાં અમુક પરિસ્થિતિઓ બાકાત છે. જ્યાં વ્યક્તિ માટે એ વાત બિલ્કુલ સ્પષ્ટ હોય કે માંગ ન કરવાને લીધે અયોગ્ય લોકોનું વર્ચસ્વ સ્થપાઈ જશે અને તેમના વર્ચસ્વને લીધે ફિત્નો પેદા થઈ જશે. એવી સ્થિતિમાં સુધારણાના હેતુથી કોઈ માંગ કરે તો એ સ્થિતિ તેનાથી અલગ છે. (વલ્લાહુ સુબ્હાનહૂ અઅ્લમુ)

## ચૂંટણીમાં ઉમેદવારીના વિકલ્પનો તરીકો :

હવે પ્રશ્ન એ થાય છે કે, જો હુકૂમતમાં કોઈ હોદ્દો માંગવો જાઈઝ નથી, તો આજની પરિસ્થિતિમાં પસંદગીનો તરીકો ક્યો હશે ? કારણ કે આજે તો પસંદગીનો સંપૂર્ણ આધાર ચૂંટણી પર છે. અને જ્યારે કોઈ ઉમેદવાર અથવા માંગનારો જ ન રહ્યો, તો પસંદગી માટે કોણે કેવી રીતે મત આપવો ?

આ પ્રશ્નનો જવાબ આપતા પહેલાં એ સમજવું જરૂરી છે કે, જ્યારે કોઈ તરીકો વૈશ્વિક સ્તરે અપનાવવામાં આવે છે, સામાન્ય રીતે તેની વિરૂદ્ધ બીજા તરીકા પર વિચાર કરવા લોકો તૈયાર થતા નથી. અને તેની વિરૂદ્ધના તરીકાને અયોગ્ય ગણવામાં આવે છે. હાલાંકે જો પોતાના માહોલથી આઝાદ થઈને વિચારવામાં આવે તો તે અયોગ્ય હોતો નથી. આજે પસંદગી માટે જુદા જુદા દેશોમાં જુદી જુદી પદ્ધતિઓ છે. આગળ આવી ગયું કે ક્યાંક પ્રમાણસર પ્રતિનિધિત્વ પ્રણાલીની વ્યવસ્થા છે. ક્યાંક બે વખત બેલેટની પદ્ધતિ છે. કોઈ જગ્યાએ ટ્રાન્સફેરેબલ વૉટ પ્રમાણે ચૂંટણી થાય છે. માટે કોઈ એક પદ્ધતિને અનિવાર્ય સમજવી યોગ્ય નથી. જો એક વખત આ જ વસ્તુ મગજમાં બેસી જાય કે સ્વસત્તા હોદ્દાની માંગ એક બુરાઈ છે, જેણે આપણી રાજનિતીને ખરાબ કરી દીધી છે. તો પછી તેના વિકલ્પની શોધ એટલી મુશ્કેલ નથી, જેટલી તેને મુશ્કેલ સમજવામાં આવે છે.

દા.ત. ઉમેદવારીને બદલે પસંદગીની વ્યવસ્થા એવી રીતે કરવામાં આવે કે દરેક વિસ્તારના લોકોને કહેવામાં આવે કે તમે તમારા વિસ્તારની સારી

વ્યક્તિ પસંદ કરો. તેમાં રહેલા ગુણો પણ બતાવવામાં આવે. જેમકે શૈક્ષણિક લાયકાત, સમાજસેવાના કાર્યો, તેના અનુભવો વગેરે. જેટલા લોકોના નામ આવ્યા હોય તેને ચૂંટણીપંચ તપાસ કરે, એટલે કે જે લોકોએ નામ આપ્યું છે, તે નામ આપનારા એ જ વિસ્તારના છે ? અને નક્કી કરનાર લોકો કેટલી સંખ્યામાં છે અને તેમાં કોઈ ભ્રામક તો નથી. ઉપરાંત જેનું નામ લેવાયું છે, તે આ બધા ગુણોનો માલિક છે ? એ બાબતોની પૂછતાછ કર્યા પછી જ તેમનું નામાંકન કરવામાં આવે અને જો આવી રીતે અનેક લોકોના નામો આવ્યા હોય તો પછી તેમની વચ્ચે મત દ્વારા નામાંકન કરવામાં આવે.

ચૂંટણીપંચ તેમને લોકોમાં પરિચિત કરાવવા મિડીયાનો ઉપયોગ કરે અને જરૂરત પડે તો તેમના ઈન્ટરવ્યુનો પ્રસાર કરે. તેના દ્વારા લોકોને જાણ થાય કે આ વિસ્તારમાં ક્યા ક્યા લોકોએ ઉમેદવારી નોંધાવી છે. તેમની શૈક્ષણિક લાયકાતો કઈ છે ? તેમનું ભૂતકાળનું જીવન કેવું છે ? તેમનો લોકો સાથેનો વ્યવહાર કેવો છે ? તેઓ લોકોના પ્રશ્નો કેટલી હદ સુધી હલ કરી શકશે ?

આજે તો એવી સ્થિતિ છે કે, જે લોકો ઉમેદવારી નોંધાવે છે, તેઓ જાતે જ પોતાની લાયકાતો બયાન કરે છે અને લાખો રૂપિયા ખર્ચ કરે છે. એટલા માટે ઉમેદવારીની આ વ્યવસ્થામાં ઉમેદવાર તે જ બની શકે છે, જેની પાસે લાખો રૂપિયા હોય. એક મધ્યમવર્ગનો વ્યક્તિ ઉમેદવાર બનવાનો વિચાર પણ કરી શકતો નથી અને પછી જેણે એક હોદ્દો પ્રાપ્ત કરવા માટે લાખો રૂપિયા ખર્ચ કર્યા છે, સામાન્ય રીતે તે લોકો તેને મૂડી (ઈન્વેસ્ટમેન્ટ) સમજે છે. જેથી હોદ્દો પ્રાપ્ત કર્યા પછી તેનાથી અનેકગણું વધારે પ્રાપ્ત કરે. એવી રીતે એક સારા વ્યક્તિ માટે હુકૂમતના હોદ્દા સુધી પહોંચવું લગભગ અશક્ય બની જાય છે.

માટે જો ઉમેદવારીને બદલે પસંદગીનો વિકલ્પ અપનાવવામાં આવે અને નક્કી થયેલી વ્યક્તિઓનો પરિચય કરાવવાની જવાબદારી ચૂંટણીપંચ ઉઠાવે અને કોઈને પણ ચૂંટણીપંચ સિવાય પોતાનો પરિચય અથવા પ્રચાર

કરવાની પરવાનગી ન હોય, તો આ ખરાબી એક હદ સુધી અટકી શકે છે. એવી રીતે બુથની બહાર જે એજન્ટોના કેમ્પ લાગે છે તે ઉમેદવારોના એજન્ટો ન હોય, બલ્કે ચૂંટણીપંચ તરફથી નિયુક્ત કરેલી વ્યક્તિઓ હોય તેઓ ત્યાં જઈને પોતાના નામની પરચી મેળવે. એટલે એજન્ટો જે લોકો પર દબાણ કરે છે અથવા તેમના દ્વારા જે ભલામણો કરવામાં આવે છે, તે એક હદ સુધી બંધ થઈ જાય. કેટલાક દેશોમાં આજે પણ એવું છે, જેમાં પ્રચાર નથી બલ્કે જ્યારે ઉમેદવારનું નામ લખાઈ ગયું તો રેડિયો અથવા ટી.વી. ઉપર બોલાવીને તેમનું ફક્ત ઈન્ટરવ્યુ લેવામાં આવે છે. તેનાથી આગળ જલસાઓ, સભાઓ અને અધિવેશનો થતા નથી.

પછી આજે આપણા દેશમાં એક વિસ્તારમાંથી એક જ વ્યક્તિ પાર્લામેન્ટ અથવા રાજ્યસભાનો સભ્ય બને છે. તેમાં અમુક વખતે એ ખામી જોવા મળે છે કે, દસ ઉમેદવારોમાંથી જેના મત સૌથી વધારે હોય છે, તે નિયુક્ત થઈ જાય છે. ભલે તેના વિસ્તારના મોટાભાગના મત તેની વિરૂદ્ધ પડ્યા હોય. દા.ત. દસ ઉમેદવારોમાંથી નવ ઉમેદવારોને એક-એક હજાર મત મળ્યા અને દસમો ઉમેદવાર બે હજાર મતે વિજેતા જાહેર થયો. હાલાંકે આખા વિસ્તારમાંથી તેને મત આપનાર માત્ર બે હજાર જ છે, અને નવ હજાર લોકોએ તેની વિરૂદ્ધ મતદાન કર્યું છે.

જેમકે આગળ આવી ગયું કે, ઈસ્લામે કેટલાક પાયાના સિધ્ધાંતો બતાવીને તેની વિગતવાર માહિતી દરેક યુગના સમજદાર આલિમો પર છોડી છે. અહીંયાં એ જ હકીકત છે કે, હોદ્દાની માંગણી કરવાની મનાઈ અને કાઉન્સીલનો ઉસૂલ તો ઈસ્લામે આપ્યો છે, પરંતુ એ ઉસૂલો પર અમલ કરવાની સંપૂર્ણ વિગત બતાવવાને બદલે તેમાં સુગમતા રાખી છે કે, દરેક યુગના સમજદાર આલિમો તેને પોતાની સમજ પ્રમાણે અને અનુભવો દ્વારા નક્કી કરી શકે. ઉપર બતાવેલ જે રૂપરેખા લખવામાં આવી છે, તેની વિસ્તૃત માહિતી પણ સમજદાર આલિમો પોતાના અનુભવોની રોશનીમાં નક્કી કરી શકે છે. માટે એ કહેવું પણ યોગ્ય નથી કે આજના સમયમાં હોદ્દાની માંગણી કર્યા વગર પસંદગી શક્ય નથી.

# શાસક (અમીર)ની લાયકાતો અને લક્ષણો

આજના સમયમાં લોકશાહી પદ્ધતિમાં નેતાઓ અને પાર્લામેન્ટના સભ્યો માટે કોઈ લાયકાતોની શરતો નથી. સામાન્ય રીતે તે ભારતનો નાગરિક હોવો જોઈએ અને મતદાર યાદીમાં તેનું નામ હોવું જોઈએ. ત્યાર પછી તેની શૈક્ષણિક લાયકાતો અથવા અનુભવો વગેરેની કોઈ શરત નથી. ન શિક્ષણની કોઈ શરત છે, ન ચારિત્ર્યની શરત છે. બલ્કે એવું કહેવાય છે કે, બહુમતિમાં જેને વધારે મતો મળે તે પ્રમુખ અથવા પાર્લામેન્ટનો સભ્ય બની શકે છે. તેથી આ નિયમ પ્રમાણે ઘણા અજ્ઞાની અને ચારિત્ર્યહીન લોકો પણ નેતા બની ગયા છે અને તેમના ગયા પછી પણ લગાતાર તેમના ચારિત્ર્યહીનની ઘટનાઓ છપાતી રહે છે. આ બધુ એટલા માટે છે કે, હુકૂમતના આગેવાનો માટે કોઈ લાયકાતોની શરતો નક્કી નથી.

પરંતુ ઈસ્લામની વિશિષ્ઠતા એ છે કે, તે સૌપ્રથમ હુકૂમતના આગેવાનના ગુણો નક્કી કરે છે. જ્યાં સુધી તે ગુણો-લક્ષણો કોઈ વ્યક્તિમાં ન હોય, તેને અમીર કે ખલીફા ન બનાવવામાં આવે. જેનો ટૂંકસાર નીચે લખવામાં આવે છે :

- **પહેલી શરત પુખ્તવયનો સમજદાર હોવો :**

  પહેલી શરત તો સ્પષ્ટ છે કે, તે પુખ્તવયનો સમજદાર હોવો જોઈએ.

- **બીજી શરત મુસલમાન હોવું :**

બીજી શરત એ છે કે, આગેવાન મુસલમાન હોય. કુર્આને કરીમે તેનું વર્ણન આ રીતે કર્યું છે : "મારૂં (આ) વચન જુલ્મીઓને પહોંચશે નહીં." *(સૂ.બકરહ : ૧૨૯)* બીજી આયતમાં ફરમાવ્યું : "બેશક, શિર્ક (અનેકેશ્વરવાદ) બહુ ભારે અન્યાય છે." *(સૂ.લુકમાન : ૧૩)*

માટે જે વ્યક્તિ કુફ્ર અને શિર્કમાં સપડાયેલો છે, તે કુર્આને કરીમની આ આયતની દૃષ્ટિએ સૌથી મોટો જુલ્મ છે. જ્યારે પહેલી આયતમાં ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાની ખિલાફત કોઈ જાલિમને નહીં મળે.

આમ તો આ તાર્કિક વાત છે કે, જો કોઈ ઈસ્લામી હુકૂમત છે, તો તેનો

આગેવાન અને પ્રમુખ મુસલમાન જ હોવો જોઈએ. કારણ કે ઈસ્લામી હુકૂમતના જે હેતુઓ ઉપર બયાન કર્યા છે, તે એક ગેરમુસ્લિમ કેવી રીતે પૂર્ણ કરી શકે છે ? પરંતુ આજે બિનસાંપ્રદાયિક લોકશાહીનું ચલણ છે. જ્યારે આ વાત કહેવામાં આવે છે, તો તેની ઉપર વિભિન્ન પ્રકારના આક્ષેપો કરવામાં આવે છે. માટે જ્યારે પાકિસ્તાનનું બંધારણ ઘડાઈ રહ્યું હતું તો બિનસાંપ્રદાયિક લોકો તરફથી એ આક્ષેપ થતો હતો કે, જ્યારે દેશમાં ગેરમુસ્લિમો પણ વસે છે, તો આગેવાન-પ્રમુખનું મુસલમાન હોવું તેમની સાથે અન્યાય છે.

જો કે આ આક્ષેપ બિનસાંપ્રદાયિક લોકશાહી અને રાષ્ટ્રવાદ પર આધારિત છે. જેનું આગળ ખંડન કરવામાં આવ્યું છે. પરંતુ એ આશ્ચર્ય છે કે, જે દેશો બિનસાંપ્રદાયિક લોકશાહીના સમર્થક છે, તેમાંથી ઘણાંએ દેશના આગેવાનો-પ્રમુખો માટે કોઈ ન કોઈ ખાસ ધર્મથી સબંધની શરત લગાવી છે. દા.ત. બ્રિટનના બંધારણ પ્રમાણે બ્રિટનનો પ્રમુખ માત્ર પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તી જ હોવો જોઈએ. હવે જુઓ કે એક તરફ એ દાવો છે કે, અમે બિનસાંપ્રદાયિક લોકશાહીના સમર્થક છીએ, જેનો અર્થ એ છે કે રાષ્ટ્રના પ્રમુખ કે આગેવાન માટે કોઈ ખાસ ધર્મની શરત ન હોય. અને બીજી બાજુ રાજા માટે પ્રોટેસ્ટન્ટ હોવો જરૂરી છે. એટલે માત્ર એટલું જ નહીં કે તે ખ્રિસ્તી હોવો જોઈએ, બલ્કે ખ્રિસ્તીમાં પણ એક ખાસ સંપ્રદાય પ્રોટેસ્ટન્ટ હોવો જરૂરી છે. અને તેમાં પણ ચર્ચ ઑફ ઈંગ્લેન્ડથી સબંધ ધરાવતો હોવો જોઈએ. તે સિવાય કોઈ રાજા બની શકતો નથી. તે સિવાય પણ એવા ઘણા દેશો છે, જેમાં બિનસાંપ્રદાયિક લોકશાહીના દાવા છતાં એ કહેવામાં આવ્યું કે તેમનો રાજકીય ધર્મ રોમન કેથોલિક છે. આર્જન્ટીના, કોલંબિયા, કોસ્ટારિકા, માલ્ટા, પનામા આ બધા જ દેશો સેક્યુલર હોવા છતાં તેમનો સરકારી ધર્મ રોમન કેથોલિક છે. તેમના રાજા માટે પણ રોમન કેથોલિક હોવું જરૂરી છે. ઉપરાંત ડેન્માર્ક, નોર્વે, આઈસલેન્ડ અને સ્વીડન જેવા દેશો એવું કહે છે કે, તેમના રાજા અને પ્રમુખ માટે એવું જરૂરી છે કે તે લોથરન ચર્ચથી સબંધ ધરાવતા હોય એટલે માત્ર ખ્રિસ્તી હોવું પર્યાપ્ત નથી, માત્ર પ્રોટેસ્ટન્ટ હોવું પર્યાપ્ત નથી, બલ્કે પ્રોટેસ્ટન્ટમાં પણ એક ખાસ સંપ્રદાય લોથરનના ચર્ચથી સબંધ જરૂરી છે. ગ્રીસમાં રાજા

પ્રમુખ માટે ઓર્થાડોક્સ (રૂઢિવાદી) ચર્ચ સાથે સબંધ હોવો જરૂરી છે. ઈઝરાયલમાં યહૂદી હોવુ અને નેપાલમાં હિંદુ હોવું જરૂરી છે. પરંતુ તેમના વિશે કહેવામાં આવે છે કે, તે ધાર્મિક રાષ્ટ્રો છે. સંપૂર્ણ બિનસાંપ્રદાયિક લોકશાહીના પાબંદ નથી. પરંતુ ઉપર વર્ણન કરેલા રાષ્ટ્રોએ પોતાના રાજા-પ્રમુખો માટે કોઈ ન કોઈ ધર્મ જરૂરી ગણ્યો છે. એ યોગ્ય છે કે તે દેશોના રાજ્યવ્યવસ્થાના વડાપ્રધાન માટે કોઈ ખાસ ધર્મની શરત નથી. અને ત્યાં એ દલીલ આપવામાં આવે છે કે, દેશમાં બીજા ધર્મના લોકો પણ વસે છે, એટલા માટે વડાપ્રધાન માટે કોઈ ખાસ ધર્મની શરત લગાવવામાં તેમની સાથે અન્યાય થશે. હાલાંકે હુકૂમતના પ્રમુખ અથવા રાજા માટે પણ એ જ દલીલ આપી શકાય છે. પરંતુ ત્યાં એ વાતનો ખ્યાલ રાખવામાં આવતો નથી કે તેમને રાજા કે પ્રમુખ બનવાનો મોકો ન આપવો એ તેમની સાથે અન્યાય છે.

ઈસ્લામ તો પોતાને જાહેરમાં ઈસ્લામી હુકૂમત કહે છે, માટે જો તે પોતાના રાજા અથવા વડાપ્રધાન માટે એ શરત લગાવે કે તે મુસલમાન હોવો જોઈએ, તો એ બિલ્કુલ તાર્કિક બાબત છે.

- **ત્રીજી શરત પુરૂષ હોવું :**

હુકૂમતના રાજા-પ્રમુખ માટે ત્રીજી શરત કે તે પુરૂષ હોય, તેની દલીલમાં નબીએ કરીમ (સલ.)નો ઈર્શાદ છે : ‘‘તે કૌમ ક્યારેય સફળતા પ્રાપ્ત કરી શકે નહીં, જેણે પોતાની ઉપર કોઈ સ્ત્રીને શાસક બનાવી લીધી હોય.’’ *(બુખારી શરીફ : ૪૪૨૫)* આ વાત આપ (સલ.)એ ત્યારે ઈર્શાદ ફરમાવી હતી, જ્યારે ઈરાનીઓએ એક સ્ત્રીને શાસક બનાવી લીધી હતી.

અન્ય એક જગ્યાએ ઈરશાદ છે : ‘‘જ્યારે તમારા અમીર (શાસક) તમારાથી શ્રેષ્ઠ હોય અને તમારા માલદાર સખી દાનવીર હોય, અને તમારા મામલાઓ પરસ્પરના સલાહ-મશ્વરાથી નક્કી થતા હોય તો ધરતીની પીઠ (પડ) તમારા માટે તેના પેટ (અંદર)થી શ્રેષ્ઠ છે અને જ્યારે તમારા અમીર-શાસક તમારાથી દુષ્ટ-પાપી હોય અને તમારા માલદાર કંજુસ હોય, અને તમારા મામલાઓ તમારી સ્ત્રીઓને સોંપી દેવામાં આવે તો ધરતીનું પેટ તમારા માટે ધરતીની પીઠ કરતાં શ્રેષ્ઠ છે. *(તિરમિઝી : ૨૨૬૬)*

ઉપરાંત શરીઅતમાં આગેવાનીને ઈમામત કહી છે. ઈમામતના બે પ્રકાર છે : એક ઈમામતે સુગરા એટલે નમાઝની ઈમામત. અને બીજી ઈમામતે કુબરા એટલે હુકૂમતની આગેવાની. એ વાત સર્વસંમતિથી નક્કી છે કે, સ્ત્રી ઈમામતે સુગરા નથી કરી શકતી એટલે તે પુરૂષોની નમાઝની ઈમામત કરી શકતી નથી. તો પછી ઈમામતે કુબરા કેવી રીતે કરી શકે છે ? માટે આ મસ્અલામાં ઉમ્મતના ફકીહોમાંથી કોઈનો અન્ય મત નથી. અલબત્ત ઈમદાદુલ ફતાવામાં હઝ. મવ. અશરફઅલી થાનવી (રહ.)નો એક ફતવો છે, જેના આધારે લોકો કહે છે કે, હઝરત (રહ.)એ સ્ત્રીની આગેવાનીના જાઈઝ હોવાનો ફતવો આપ્યો છે. પરંતુ હકીકતમાં એ એક ભ્રમ છે. કારણ કે હઝરત થાનવી (રહ.)એ આ ફતવામાં એ વાતથી તો સંમતિ દર્શાવી છે કે સ્ત્રી શાસક બની શકતી નથી, પરંતુ એ જરૂર ફરમાવ્યું કે, આજના લોકશાહી શાસનમાં વડાપ્રધાન હકીકતમાં વ્યવસ્થાપક હોતો નથી. કારણ કે હકીકતમાં વ્યવસ્થાપક પાર્લામેન્ટ હોય છે, અને વડાપ્રધાન પણ તેનો જ એક ભાગ છે. તેને વ્યવસ્થાપક ન કહી શકાય. એટલે હઝરત થાનવી (રહ.)એ ફરમાવ્યું કે, વડાપ્રધાન જો કે વ્યવસ્થાપક નથી, એટલે જાઈઝ છે. માટે વાસ્તવિક રીતે અસલ શરઈ મસ્અલામાં હઝરત થાનવી (રહ.)એ કોઈ મતભેદ કર્યો નથી. અસલ મસ્અલો એ બયાન કર્યો કે, સ્ત્રી વ્યવસ્થાપક અને આગેવાન બની શકતી નથી.

આજના માહોલમાં સ્ત્રી-પુરૂષ સમાનતાનો નારો એટલા જોરથી લગાવવામાં આવી રહ્યો છે કે તેની વિરૂદ્ધ કોઈ વાત કરવી પાપ સમાન બની ગયું છે. એવા માહોલમાં જ્યારે એ કહેવામાં આવે છે કે, સ્ત્રી આગેવાન-શાસક બની શકતી નથી, તો તેની ઉપર આધુનિક્તાવાદીઓ તરફથી આક્ષેપો શરૂ થઈ જાય છે. હવે અહીંયાં સમાજમાં સ્ત્રીના સ્થાન વિશે ચર્ચા કરવામાં આવે તો એક મોટો ગ્રંથ લખાય જાય.

યુરોપની દૃષ્ટિએ પુરૂષ અને સ્ત્રીના જીવનના ધ્યેયોમાં કોઈ તફાવત નથી. જો સ્ત્રીની શારીરિક રચના ઉપર વિચાર કરવામાં આવે તો એ વાત સ્પષ્ટ થાય છે કે, તેના જીવનનો ધ્યેય અને હેતુ પુરૂષથી બિલ્કુલ અલગ છે.

ઈસ્લામ કહે છે કે, અલ્લાહ તઆલાએ સ્ત્રીને એક શાંતિપૂર્ણ અને સુખદ ખાનદાનની બુનિયાદ બનાવી છે. તે કૌટુંબિક જીવનનો પાયો છે. તેના આધારે પરિવાર બને છે. પરિવારથી કુટુંબ, કુટુંબથી સમાજ તૈયાર થાય છે. અને તેના આધારે સભ્યતાની ઈમારત કાયમ થાય છે. અને સ્ત્રીની ગોદમાં કૌમોની પરવરિશ થાય છે. જો સ્ત્રીને તેના જીવનના મુખ્ય ધ્યેયથી દૂર કરી દેવામાં આવે તો તેનું પરિણામ તેના સિવાય કંઈ નહીં આવે કે કુટુંબની માળા એવી રીતે તૂટી પડશે, જેવી રીતે પશ્ચિમના દેશોમાં તૂટી ગઈ છે. અને તેની ઉપર ચિંતા કરવા છતાંય કુટુંબને ફરી એકત્ર કરવાનો કોઈ માર્ગ નહીં મળે.

ટૂંકમાં એ હકીકત નકારી ન શકાય કે સ્ત્રીઓના જીવનધ્યેયો નક્કી કરવામાં પશ્ચિમે ઘણી મોટી ભૂલ કરી છે. તેનો કેટલાક લેખકોએ એકરાર પણ કર્યો છે. સોવિયેટ યુનિયનના છેલ્લા મહામંત્રી મિખાઈલ ગોર્બોચોવે પેરેસ્ટ્રોઈકા (આર્થિક અને સામાજિક સુધારણા) નામનું પુસ્તક લખ્યું હતું. તેમાં તેની હકીકતનો એકરાર કર્યો હતો કે યુરોપમાં સ્ત્રીઓને ઘરેથી બહાર કાઢવાના પરિણામે કેટલાક આર્થિક ફાયદા પ્રાપ્ત થયા, પરંતુ કુટુંબો વિખેરાઈ ગયા અને હવે એ એક અગત્યનો પ્રશ્ન છે કે, તેને કેવી રીતે પરત લાવવામાં આવે ?

- **ચોથી શરત કુરૈશી કબીલામાંથી હોવું :**

  આ શર્ત ફક્ત ખલીફાની નિમણુંક માટે છે.

- **પાંચમી શરત ઈલ્મ-જ્ઞાન :**

રાજનીતિના બધા આલિમોએ સર્વસંમતિથી કહ્યું છે કે, અમીર-નેતા માટે જ્ઞાન જરૂરી છે. હવે પ્રશ્ન એ છે કે જ્ઞાનનું કોઈ માપદંડ નક્કી છે ? તે વિશે કેટલાક મુફતીઓનું તો એ બયાન છે કે, તેને જાતે શરીઅતના કાનૂનોનું જ્ઞાન હોવું જરૂરી છે. માટે અલ્લામા માવરદી (રહ.)એ અહકામુસ્સુલ્તાનિય્યહમાં એવું ફરમાવ્યું છે. પરંતુ પાછળથી આવનારા ઉલમાએ ફરમાવ્યું કે, શરીઅતના કાનૂનોનું સંપૂર્ણ જ્ઞાન હોવું જરૂરી નથી. અલબત્ત એટલું જ્ઞાન હોવું જરૂરી છે, જે એક શાસકને ઈસ્લામી પધ્ધતિથી શાસન કરવા માટે જરૂરી છે.

- **છઠ્ઠી શરત ન્યાયી હોવું :**

માનવી પોતાના જીવનમાં ઈસ્લામી હુકમો પર અમલ કરે અને ગુનાહોથી પરહેજ કરે. કાઝી અબૂ યઅ્લા (રહ.)એ ફરમાવ્યું કે, આગેવાન અને અમીર માટે જ્ઞાન અને અદાલતના તે જ ગુણો હોવા જોઈએ, જે કાઝી માટે જરૂરી છે. *(અહકામુસ્સુલ્તાનિય્યહ : ૨૦)*

અને કાઝી માટે શરૂઆતમાં એ પણ જરૂરી હતું કે, તે જ્ઞાનમાં મુફતીના દરજ્જા સુધી પહોંચેલો હોય અને અદાલતની બધી શરતોમાં નિપૂણ હોય. અહીં સુધી કે અલ્લામા ઈબ્ને તયમિય્યહ (રહ.)એ તો પોતાના પુસ્તક 'અસ્સિયાસતુશ્ શરીઅહ'ની શરૂઆતમાં તેની ઉપર વિસ્તૃત ચર્ચા કરી છે કે, અદાલતમાં પણ જે વ્યક્તિ સૌથી શ્રેષ્ઠ હોય, તેને અમીર અથવા કાઝી બનાવવામાં આવે. અને તેની ઉપર હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.)ની હદીસ દલીલરૂપે રજૂ કરવામાં આવી છે.

ફરમાવે છે : ''જે વ્યક્તિએ કોઈ જમાઅત પર (કોઈ કૌમ પર) કોઈ વ્યક્તિને નિયુક્ત કર્યો, જ્યારે કે તે જમાઅતમાં (તે કૌમમાં) અલ્લાહપાકને તેનાથી વધારે રાજી કરનારો વ્યક્તિ ઉપસ્થિત હોય, તો તેણે અલ્લાહપાક, તેના રસૂલ (સલ.) અને મુસલમાનો સાથે ખિયાનત કરી.'' *(હાકિમ : ૭૦૬૩)*

ઈમામ અબૂ હનીફા (રહ.) ફરમાવતા હતા કે, મુસલમાન ગવાહને ન્યાયી સમજવા માટે તેનું જાહેરી જીવન કાફી છે. એટલે જાહેરી જીવનમાં તેના ગુનાહ નજર ન આવતા હોય તો તેને ન્યાયી સમજવામાં આવશે. તેમાં વધારાની પૂછપરછની જરૂરત નથી, પરંતુ સાહિબૈન (રહ.)એ ફરમાવ્યું કે, પૂછપરછ જરૂરી છે. અને હનફી ફકીહોએ સાહિબૈનના કથન પર ફત્વો આપ્યો. *(ફત્હુલ કદીર : ૬/૪૫૭, ૪૫૮)*

પરંતુ જેમ જેમ સામાજિક પડતી આવતી ગઈ, આ શરતોમાં નરમી આવતી ગઈ. માટે પછી ન્યાયની વ્યાખ્યા આ રીતે કરવામાં આવી છે : ''એટલે તે વ્યક્તિ જેની ભલાઈ તેની બુરાઈઓથી વધારે હોય.''

પછી એ પણ કહેવામાં આવ્યું કે, આજે ન્યાયીની શરત હોવી ઘણી

મુશ્કેલ છે. એટલે એ ધ્યાનમાં રાખવું. "કાઝીનો ન્યાય તેને કહેવામાં આવશે, જે હક પ્રમાણે ફેંસલો કરે અને હાકેમ અમીરનો ન્યાય જુલ્મને બદલે ન્યાયથી કામ લેવાને કહે છે."

પરંતુ ધ્યાનથી જોવામાં આવે તો હકીકત એ છે કે, આ વાતોમાં કોઈ વાદ-વિવાદ નથી. અને અહીંયા બે વસ્તુઓમાં તફાવત કરવો જરૂરી છે. એક મામલો તો એ છે કે, જે લોકો કોઈ હાકેમ અથવા કાઝીને નિયુક્ત કરે તેમની શી ફરજો છે ? અને એક મામલો એ છે કે, કોઈ કાઝી અથવા હાકેમ બની જાય અથવા બનાવી દેવામાં આવે તો તેનો શું હુકમ હશે ? જ્યાં સુધી પહેલા મામલાનો સબંધ છે, નિયુક્ત કરનારાઓની જવાબદારી તો આજે પણ એ જ છે કે તેઓ પોતાની સુઝ પ્રમાણે ઉત્તમથી ઉત્તમ વ્યક્તિને નિયુક્ત કરે અને ઉત્તમની હાજરીમાં અન્યને અગ્રીમતા ન આપે. જેમકે હદીસમાં તાલીમ આપવામાં આવી છે. પરંતુ જો એવી વ્યક્તિ ન મળે અથવા પોતાના અધિકાર સિવાય કોઈ ગુનેહગાર વ્યક્તિને હાકેમ અથવા કાઝી (ન્યાયાધીશ) બનાવી દેવામાં આવે તો મજબુરી છે. માટે ફત્હુલ કદીરમાં ઈમામ ગઝાલી (રહ.)નું આ કથન નકલ કર્યું છે :

"ઈસ્લામી મસ્અલાઓનું જ્ઞાન અને ન્યાય આ બંને શરતો આજના યુગમાં પ્રાપ્ત થવી મુશ્કેલ છે. કારણ કે ઈસ્લામી મસ્અલાઓનું જ્ઞાન અને ન્યાયથી ધરતી ખાલી થઈ ગઈ છે. માટે હવે તો તરીકો એ જ છે કે, જે વ્યક્તિને બાદશાહ (આગેવાન) કાઝી બનાવી દે, તેના ફેંસલાઓ માન્ય ગણાશે." *(ફત્હુલ કદીર : ૬/૩૫૭)*

## અમીરની પસંદગી અને નિમણૂંક

ઉપર દર્શાવેલ ગુણોને ધ્યાનમાં રાખીને ઈસ્લામે હુકમ કર્યો કે, અમીર અથવા પ્રમુખની નિમણુંક કમિટી દ્વારા થવી જોઈએ. આ સિદ્ધાંતમાં બે બાબતો છે. એક એ કે, મુસલમાનો માટે વાજીબ (જરૂરી) છે કે, તેઓ પોતાની ઉપર કોઈ અમીર નક્કી કરે. જેમકે અકીદા અને ફિકહના પુસ્તકોમાં નસબુલ ઈમામ કહેવામાં આવ્યું છે. બીજી બાબત એ છે કે, આ નિમણૂંક કમિટી દ્વારા

થવી જોઈએ. જ્યાં સુધી ઈમામનો સબંધ છે, તેના વિશે બધા વિદ્વાનો અને ઇસ્લામી જ્ઞાનીઓ એ વાત પર સંમત છે કે, ઈમામની નિમણૂંક કરવી મુસલમાનો પર વાજીબ છે. એટલે મુસલમાનોની આખી જમાઅત પર વાજીબ છે કે, તેઓ કોઈને પોતાનો ઈમામ બનાવી લે. એવી વ્યક્તિને ઈમામ બનાવે, જે આ ગુણો ધરાવતો હોય. ટૂંકમાં ઈમામની નિમણૂંક ફર્ઝે કિફાયા છે.

પરંતુ અહીંયાં એ તફાવત સમજી લો કે ઈમામની નિયુક્તિ તે સ્થિતિમાં વાજીબ છે, જ્યારે મુસલમાનોનો કોઈ આગેવાન ન હોય. એટલે કે કોઈ તેમનો હાકેમ ન હોય. તે વખતે મુસલમાનોમાંથી કોઈ એકને ઈમામ બનાવવો વાજીબ છે. પરંતુ જો કોઈ તેમનો આગેવાન નિયુક્ત છે, ભલે જબરદસ્તી બન્યો હોય કે બેઈમાનીથી બન્યો હોય, અને તે ઈમામના ગુણો ન ધરાવતો હોય, જેમકે આજે ઇસ્લામી દેશોમાં આગેવાનોમાં દેખાય છે, તો તે વખતે મુસલમાનોનું ક્યું કાર્ય હોવું જોઈએ ? તેનો સબંધ આ મસ્અલાથી છે કે આજના આગેવાનોને દૂર કરીને કોઈ સાચા આગેવાનોને લાવવા માટે કઈ પધ્ધતિ હોવી જોઈએ. આ મસ્અલો ઈન્શાઅલ્લાહ આગળ આવશે.

બીજી બાબત એ છે કે, ઈમામને શૂરા (કમિટી)ની પધ્ધતિ પ્રમાણે નિયુક્ત કરવો જરૂરી છે. એ ઉચિત નથી કે કોઈ વ્યક્તિ જબરદસ્તી ઈમામ બની જાય અથવા બે-ચાર વ્યક્તિઓ કોઈની સલાહ-મશ્વેરા વગર કોઈને ખલીફા કે અમીર બનાવી દે. બલ્કે એ ખિલાફત શૂરા (કમિટી) દ્વારા હોવી જોઈએ. તેની દલીલ કુર્આને કરીમની આ આયત છે : "અને તેમના (મુખ્ય) કામો આપસની સલાહથી થાય છે." *(સૂ.શૂરા : ૩૮)*

તે સિવાય ખિલાફત શૂરા (કાઉન્સિલ) દ્વારા નિયુક્ત કરવાની સૌથી મોટી દલીલ એ છે કે, હુઝૂર (સલ.)એ કોઈ ખલીફાની નિમણૂંક નથી કરી અને નિમણૂંક કરવી જ એ વાતની દલીલ છે કે, આ નિમણૂંક આમ પ્રજાજનો પર છોડી હતી. જો મુસલમાનોને નિમણૂંક કરવાનો અધિકાર ન હોત તો આપ જાતે કોઈને નિયુક્ત કરીને દુન્યાથી તશરીફ લઈ જતે.

તેનાથી વધારે સ્પષ્ટ દલીલ તે હદીસ છે, જેમાં હુઝૂરે પાક (સલ.)એ

હઝરત આયશા (રદી.)થી ફરમાવ્યું : ‘‘મારો એ ઈરાદો થયો હતો કે, હું હઝરત અબૂબક્ર અને તેમના પુત્રને પયગામ મોકલું અને (તેમને ખલીફા બનાવવાનો) આદેશ આપું, પરંતુ પછી મેં કહ્યું કે, અલ્લાહ તઆલા પણ (તેમના સિવાય કોઈ બીજાને બનાવવાથી) ઈન્કાર કરશે અને મુસલમાનો પણ (કોઈ બીજાને) રદ કરી દેશે.’’ *(બુખારી : ૫૬૬૬)*

તેનાથી માલુમ થયું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખલીફાની પસંદગી મુસલમાનોના મશ્વેરા પર છોડી અને આપ (સલ.)ને વિશ્વાસ હતો કે, મુસલમાન હઝરત અબૂબક્ર (રદી.) સિવાય કોઈ બીજા પર રાજી નહીં થાય. એટલા માટે જાતે પસંદ કરવાની જરૂરત ન સમજી.

બીજી એક હદીસ શરીફમાં ખલીફાની પસંદગીમાં શૂરા (કાઉન્સીલ)ની અગત્યતા માલુમ પડે છે. બુખારી શરીફમાં ખૂબ જ વિસ્તૃત હદીસ છે. તેનો ખુલાસો છે કે, હઝરત ઉમર (રદી.)ના અંતિમ હજ્જના મોકા પર તેમણે કેટલાક લોકોથી સાંભળ્યું કે, તેઓ પરસ્પર એ વાતો કરી રહ્યા હતા કે હઝરત અબૂબક્ર (રદી.)ના હાથ પર જે બયઅત કરી હતી, તે ઉતાવળમાં કરી હતી અને તેનાથી હઝરત સિદ્દીકે અકબર (રદી.) ખલીફા બની ગયા. માટે આપણે પણ હઝરત ઉમર (રદી.)ની વફાત પછી એવું જ કરીશું કે જલ્દી જલ્દી પોતાની પસંદગીના વ્યક્તિ પર બયઅત કરી લઈશું, તો તે પણ એવી રીતે ખલીફા બની જશે, જેવી રીતે સિદ્દીકે અકબર (રદી.) બન્યા હતા. હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.)એ એ વાત ફારૂકે આઝમ (રદી.)થી કહી કે, લોકોમાં આવી વાતો થઈ રહી છે.

હઝરત ફારૂકે આઝમ (રદી.)ને આ સાંભળી તકલીફ થઈ અને શરૂમાં તેમણે ઈરાદો કર્યો કે, આ હજ્જના મોકા પર હું કોઈ ખુત્બો આપું અને આ ગેરસમજને દૂર કરૂં. પરંતુ હઝ. અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.)એ મશ્વેરો આપ્યો કે, હજના મોકા પર દરેક પ્રકારના લોકો હાજર હોય છે, આ એક અગત્યની વાત છે, જો આપે એ વિષય પર કોઈ ખુત્બો આપ્યો તો ન જાણે કોઈ તેનો કોઈ ગલત અર્થ લે અને તે આપની તરફ સબંધિત કરીને બીજા

સુધી પહોંચાડે. એટલા માટે ઉચિત છે કે જ્યારે આપ મદીના મુનવ્વરહ પહોંચી જાઓ તો ત્યાં આ ચોખવટ કરજો. કારણ કે મદીના મુનવ્વરહ જ મુહાજિર અને અન્સારના આગેવાન લોકોનું કેન્દ્ર છે. તેઓ તમારી વાતને બરાબર સમજશે અને તેનું સારૂં પરિણામ લાવશે.

હઝરત ફારૂકે આઝમ (રદી.)ને આ મશ્વેરો ઉચિત લાગ્યો અને પછી આપે મદીના મુનવ્વરહ જઈને તે પ્રખ્યાત ખુત્બો આપ્યો, જે સંપૂર્ણ બુખારી શરીફમાં છે. તેના મહત્વ વિશે આપ એ વાતથી અંદાજો લગાવી શકો છો કે, હઝ. અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.) જુમ્આના દિવસે પહેલાથી પ્રતિક્ષામાં હતા કે આજે ફારૂકે આઝમ (રદી.) કોઈ ખાસ મસ્અલા પર વાતચીત કરશે. તેથી તેમણે પોતાની સાથે બેઠેલા હઝરત સઈદ બિન ઝૈદ (રદી.)થી કહ્યું કે, ફારૂકે આઝમ (રદી.) આજે ખૂબ જ અગત્યના મસ્અલા પર વાત કરવાની છે. માટે હઝરત ફારૂકે આઝમ (રદી.)એ ખુત્બો આપ્યો અને તેમાં ઘણી વાતો ઈર્શાદ ફરમાવી.

"મને ખબર મળી છે કે, તમારામાંથી કોઈ એવું કહે છે કે, જો ઉમરનું મૃત્યુ થઈ ગયું તો હું ફલાણાંના હાથ ઉપર બયઅત કરીશ. કોઈ વ્યક્તિ એ ધોકામાં ન રહે કે હઝરત અબૂબક્ર (રદી.)ની બયઅત અચાનક થઈ હતી અને તે સફળ પણ થઈ ગઈ. યાદ રાખો કે તે બયઅત જરૂર એ રીતે થઈ હતી (એટલે પહેલાથી આયોજન સાથે બધા મશ્વેરાવાળાને બોલાવ્યા ન હતા, બલ્કે જે ત્યાં હાજર હતા તેમણે જ બયઅત કરી લીધી હતી). પરંતુ અલ્લાહ તઆલાએ તેની બૂરાઈથી બચાવી લીધા. કારણ કે તમારામાંથી કોઈ એવો નથી જેની તરફ ગરદન એવી રીતે ઉઠે, જેવી અબૂબક્ર (રદી.) તરફ ઉઠતી હતી. જે વ્યક્તિ કોઈ પણ વ્યક્તિના હાથ પર મુસલમાનોના મશ્વેરા વગર બયઅત કરશે, તો ન તે બયઅત કરનારની પેરવી કરવામાં આવે અને ન બયઅત થનારની પેરવી કરવામાં આવે. કારણ કે એ બંને વિશે આ વાતનો ભય છે કે, તેમને કતલ કરી દેવામાં આવે અને જ્યારે અલ્લાહ તઆલાએ પોતાના નબી (સલ.)ને પોતાની પાસે બોલાવ્યા, તો તે વખતે હઝરત અબૂબક્ર (રદી.) અમારામાં સૌથી શ્રેષ્ઠ હતા." *(બુખારી : ૬૮૩૦)*

ત્યાર પછી હઝ. ઉમર (રદી.)એ સકીફએ બનુ સાઈદહના ઈજતિમાનો સંપૂર્ણ બનાવ સંભળાવ્યો કે કેવી રીતે અચાનક તેમને એ જાણ થઈ હતી કે અન્સાર ત્યાં ભેગા થઈને ખિલાફત માટે કોઈની પસંદગી કરી રહ્યા છે અને પછી તેઓ અને હઝરત સિદીકે અકબર (રદી.) કેવી રીતે ત્યાં પહોંચ્યા અને એક બાજુ એ ખતરો હતો કે જો અન્સારે કોઈને ખલીફા બનાવી લીધા તો ઉમ્મતમાં અરાજકતા ફેલાઈ જશે અને બીજી બાજુ એ વાતનો સંપૂર્ણ વિશ્વાસ હતો કે આખી ઉમ્મત હઝરત અબૂબક્ર (રદી.) પર એકમત થઈ જશે. કારણ કે તેઓ સર્વાનુમતે અમારામાં સૌથી શ્રેષ્ઠ હતા. એટલા માટે અમે તે જ ઘડીએ તેમની તરફ બયઅત માટે હાથ લંબાવી દીધો અને આ કિસ્સો સંભળાવીને હઝરત ફારૂકે આઝમ (રદી.)એ તે વાક્ય ફરી ઉચ્ચાર્યું :

‘‘જે વ્યક્તિ કોઈ પણ વ્યક્તિના હાથ પર મુસલમાનોના મશ્વેરા વગર બયઅત કરશે, તો ન તે બયઅત કરાવનારની પેરવી કરવામાં આવે અને ન બયઅત થનારની પેરવી કરવામાં આવે. કારણ કે એ બંને વિશે એ અંદેશો છે કે, તેમને કતલ કરી દેવામાં આવે.’’

અને મુસન્નફ ઈબ્ને અબી શયબહમાં હઝરત અબૂ હુરૈરહ (રદી.)ની રિવાયતથી હઝરત ઉમર (રદી.)નો ઈર્શાદ છે : ‘‘જે વ્યક્તિ મુસલમાનોના મામલાને મશ્વેરા વગર જબરદસ્તીથી પડાવી લે, તો તેની બયઅત થતી નથી.’’ *(મુસન્નફ ઈબ્ને અબી શયબહ : ૩૦૭)*

આ બધી દલીલો એ વાતની સ્પષ્ટતા કરવા માટે પર્યાપ્ત છે કે, ખલીફાની પસંદગી માટે શૂરા (કાઉન્સીલ) જરૂરી છે. હવે શૂરાનો અર્થ શો છે ? તે પુખ્તવયના લોકોના આધારે મતદાન અથવા કોઈ ખાસ જમાઅત અથવા વિસ્તાર તરફથી મતદાન ? તો તેના માટે કુરઆન શરીફ અને હદીસ શરીફે કોઈ ખાસ તરીકો નક્કી કરવાને બદલે તે દરેક સમયના મુસલમાનો પર છોડ્યું છે. જો કે સામાન્ય રીતે આપણા ઉલમાએ કિરામે એ વાત ફરમાવી છે કે, શૂરાનો અર્થ એ નથી કે દરેક પુખ્તવયનો વ્યક્તિ ભલે તે સમજદાર હોય કે ન હોય, તે અમીરની પસંદગી કરે. બલ્કે શૂરાનો અર્થ એ છે કે મહત્વના

સમજદાર લોકો તે વિશે મત આપે. આ ઈસ્લામી રાજનીતિની એક વ્યાખ્યા છે. તેનો અર્થ એ છે કે, ખલીફાની પસંદગી શૂરા કરશે અને તેની દલીલ એ છે કે ખિલાફતે રાશિદાના સમયમાં ખલીફાની જે પસંદગી થઈ તે માત્ર સમજદારોના મશ્વેરાથી થઈ. હઝરત સિદ્દીકે અકબર (રદી.)ના મામલામાં પણ એવું જ બન્યું કે દરેકથી પૂછવામાં ન આવ્યું, પરંતુ અન્સાર અને મુહાજિરની એક જમાઅત બેઠેલી હતી, તેમણે મળીને એ નિર્ણય કર્યો. પછી હઝ. ઉમર (રદી.)એ પોતાના પછી ખલીફાની પસંદગી માટે છ વ્યક્તિઓની એક જમાઅત બનાવી અને તેમને જ પસંદગીનો હક આપવામાં આવ્યો અને તે જમાઅતે જ હઝ. ઉસ્માન (રદી.)ની પસંદગી કરી. પછી જ્યારે હઝરત ઉસ્માન (રદી.) શહીદ થયા તો લોકો હઝ. અલી (રદી.)ની સેવામાં હાજર થયા અને તેમનાથી બયઅત કરવા માટે હાથ લંબાવવા કહ્યું તો હઝરત અલી (રદી.)એ ફરમાવ્યું : ''આ મામલો તમારા હાથમાં નથી, આ તો શૂરા અને બદરી સહાબાનું કાર્ય છે. હવે જેને પણ શૂરા પસંદ કરે તે ખલીફા બનશે. માટે અમે એકત્ર થઈશું અને તે વિશે વિચારીશું.''

*(અલ ઈમામતુ વસ્સિયાસતુ : ૧/૪૩)*

તારીખે તબરીમાં છે કે, જ્યારે શરૂઆતમાં સહાબા (રદી.)એ હઝરત અલી (રદી.)ના હાથ પર બયઅત કરવી ચાહી અને કહ્યું કે હઝરત ઉસ્માન (રદી.) શહીદ થઈ ગયા છે અને કોઈના હાથ પર બયઅત જરૂરી છે અને આપથી વધારે શ્રેષ્ઠ કોઈ વ્યક્તિ મૌજુદ નથી, જે ઈસ્લામમાં આટલો જુનો અને આપ (સલ.)થી આટલો નજીકનો સબંધ ધરાવતો હોય. તો તેમણે ફરમાવ્યું : ''એવું ન કરો, કારણ કે મારૂં મંત્રી રહેવું મારા અમીર બનવાથી બેહતર છે.''

પછી જ્યારે લોકોએ આગ્રહ કર્યો તો ફરમાવ્યું કે, ''સારૂ, મસ્જિદમાં જઈએ. કારણ કે મારી બયઅત છૂપી ન હોઈ શકે અને મુસલમાનોની ખુશી વગર ન થઈ શકે.''

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.) ફરમાવે છે કે, મને એ વાત પસંદ ન હતી કે તેઓ મસ્જિદમાં જઈને બયઅત કરે. કારણ કે ભય હતો કે

કેટલાક લોકો શોર કરશે, પરંતુ હઝ. અલી (રદી.) ન માન્યા અને મસ્જિદમાં તશરીફ લાવ્યા. પછી ઈબ્ને અબ્બાસે ફરમાવ્યું કે, “જ્યારે હઝરત અલી (રદી.) મસ્જિદમાં દાખલ થયા તો મુહાજિર અને અન્સાર પણ દાખલ થયા અને તેમણે હઝરત અલી (રદી.)થી બયઅત કરી. પછી બધા લોકોએ બયઅત કરી.” *(તારીખે તબરી : ૨/૬૯૬)*

એ રીતે હઝરત અલી (રદી.)એ આમ લોકોની રાયને પ્રમાણભૂત ન માની અને ફરમાવ્યું કે, શૂરા અને બદરી સહાબા (રદી.)ને ભેગા કરો. તેના આધારે ઉલમાએ કિરામ એ વાત કહે છે કે, ખલીફાની પસંદગી શૂરાને સુપ્રત છે અને તે જ તેની પસંદગી કરશે.

સમજદાર અને શૂરા (કાઉન્સીલ)થી તે લોકો છે, જેને સામાન્ય લોકો પોતાના માર્ગદર્શક અને આગેવાન માને. તે જમાનામાં જેમને સમજદાર સમજવામાં આવતા હતા, તેમાં વિવિધ કબીલાઓના સરદારો પણ હતા, આલિમો પણ હતા, ફકીહો પણ હતા, જુદા જુદા વિસ્તારોના આગેવાનો પણ હતા અને આ કાઉન્સીલ માટે કોઈ ઝઘડો ન હતો, બલ્કે લોકોને જાણ હતી કે સમજદાર અને કાઉન્સીલના સભ્યો કોણ હોય શકે છે ? અને સમજતા હતા કે જ્યાં સુધી તેમનો મશ્વેરો નહીં લેવાય, ત્યાં સુધી કોઈ પ્રતિનિધિ નક્કી નહીં થાય.

સામાન્ય રીતે ખલીફાની નિયુક્તિ માટે એ પધ્ધતિ હતી કે, કાઉન્સીલના સભ્યો તેમના હાથ પર બયઅત કરતા હતા અને બયઅત વખતે આ પ્રકારના શબ્દો કહેતા હતા : “અમે ખુશીથી આપના હાથ પર એ વાતની બયઅત કરીએ છીએ કે આપ કુર્આન શ. અને હદીસ શ. પ્રમાણે ઈમામત (ખલીફા)ની ફરજો અદા કરતા ન્યાય કાયમ કરશો.” પરંતુ બયઅત માટે હાથમાં હાથ આપવો જરૂરી નથી, બલ્કે મોઢાથી પણ બયઅત થઈ જાય છે.

પરંતુ બાદમાં શૂરા (કાઉન્સીલ)ની એ કામગીરી બાકી રહી નહીં કે વિવાદ વગર નક્કી થાય. હવે કાઉન્સીલ માટે મુસલમાનોએ કોઈ પદ્ધતિ અપનાવવી પડશે. તેના માટે આજે કઈ પદ્ધતિ અપનાવવી ? તેનો જવાબ એ

છે કે, શૂરા જેનું વર્ણન આગળ આવે છે, તેને જ લવાદ તરીકે નક્કી કરવામાં આવી શકે છે. કેન્દ્રિય અને રાજકીય ક્ષેત્રે પણ શૂરા જ લવાદ તરીકે કાર્યરત્ બની શકે છે. અને શૂરાની નિયુક્તિ પ્રત્યક્ષ રીતે સાર્વત્રિક મતદાનથી થઈ શકે છે. તેની ચર્ચા ઈન્શાઅલ્લાહ આગળ આવશે. ઉપરાંત શરીઅતમાં એ વાતની પણ ગુંજાઈશ છે કે, ઈમામની પસંદગી પણ પ્રત્યક્ષ રીતે સાર્વત્રિક (સામાન્ય) પુખ્તવય મતાધિકારથી કરી શકાય છે.

આ તો ઈમામ (અમીર)ની નિયુક્તિની પદ્ધતિ હતી, જે સર્વાનુમતે યોગ્ય અને ઉચિત છે. પરંતુ કોઈ ઈમામની નિયુક્તિ અથવા પસંદગીને માન્ય રાખવા માટેની બીજી બે પદ્ધતિઓ પણ છે, જેને શરીઅતમાં વિશ્વાસપાત્ર ગણાવી છે. એક પ્રભુત્વ મેળવીને અને બીજી પદ્ધતિ અનુગામી બનાવીને. આ પદ્ધતિ ઉપર પણ એક નજર કરી લઈએ.

## અનુગામી-અનુયાયી

અનુગામીનો અર્થ એ છે કે, જે વ્યક્તિ એક વખતે શરઈ દૃષ્ટિએ ઈમામ કે અમીર બની ગયો, તે પોતે જતા પહેલાં પોતાની ઝિંદગીમાં કોઈને પોતાનો અનુગામી બનાવી દે. ઈસ્લામની રાજકીય બાબતોમાં તેની પણ ગુંજાઈશ છે. એટલા માટે જ હઝ. અબૂબક્ર (રદી.)એ હઝ. ઉમર (રદી.)ને પોતાના અનુગામી બનાવ્યા હતા. એટલે કે પોતાના મૃત્યુ પહેલાં હઝરત ઉમર (રદી.)ને ખલીફા બનાવી દીધા હતા. અને આગળ આવી ગયું કે, જાતે હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યું હતું કે, જો હઝરત અબૂ ઉબયદહ બિન જર્રહ (રદી.) જીવિત હોત તો હું તેમને ખલીફા નિયુક્ત કરતે. તેનાથી માલુમ થયું કે પોતાના અનુગામી બનાવવા જાઈઝ છે. પરંતુ તેમાં ત્રણ બાબતો ધ્યાનમાં રાખવી જરૂરી છે :

(૧) પહેલી બાબત એ છે કે, અનુગામી માત્ર કુટુંબની બુનિયાદ પર થઈ શકતો નથી, એટલા માટે કે જ્યારે હઝ. ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના સંતાનો માટે આગેવાની-અમીરી તલબ કરી તો અલ્લાહપાકે ફરમાવ્યું : ''મારૂં (આ) વચન જુલ્મીઓને પહોંચશે નહીં.'' *(સૂરએ બકરહ : ૧૨૪)*

જ્યારે હઝ. અબૂબક્ર સિદ્દીક (રદી.)એ હઝ. ઉમર (રદી.)ને પોતાની પછી ખલીફા નક્કી કર્યા તો લોકોથી ફરમાવ્યું કે, મેં મારા કોઈ રિશ્તેદારને નિયુક્ત કર્યા નથી. *(તારીખે તબરી : ૨/૩૫૨)*

આ વાત પર ઉમ્મતનો એકમત છે. તેથી અલ્લામા ઈબ્ને હઝમ (રહ.) ફરમાવે છે : "મુસલમાનો વચ્ચે તેમાં કોઈ મતભેદ નથી કે ખિલાફતમાં વારસો જાઈઝ નથી."

(૨) બીજી બાબત એ છે કે, ખલીફા જો કોઈને પોતાના પછી પોતાનો અનુયાયી બનાવવા માંગે છે તો તેને માટે જરૂરી છે કે તે ખિલાફતની શરતોને ધ્યાનમાં રાખીને શ્રેષ્ઠથી શ્રેષ્ઠ વ્યક્તિની નિમણૂંક કરે અને એ નિમણૂંક પણ મશ્વેરાથી થવી જોઈએ. જેમકે હઝ. સિદ્દીકે અકબર (રદી.)એ કર્યું હતું. આવી પરિસ્થિતિમાં જો કોઈ ખલીફા પોતાના કુટુંબીજનોને પસંદ કરે તો તે રિશ્તેદારીને કારણે નહીં, પરંતુ તેના ગુણોને કારણે પસંદગી કરે. અને આક્ષેપોથી બચવા માટે તેનાથી દૂર રહેવું જ ઉત્તમ છે. હઝ. ફારૂકે આઝમ (રદી.)ની સામે એ વાત મૂકવામાં આવી કે આપ પોતાના પુત્ર હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)ને નિયુક્ત ફરમાવી દો, તો હઝરત ઉમર (રદી.)એ ઈન્કાર ફરમાવ્યો. બલ્કે એક રિવાયતમાં છે કે, જે વ્યક્તિએ આ વાત મૂકી હતી, તેનાથી ફરમાવ્યું : "તમે આ વાતમાં અલ્લાહપાકની ખૂશીને ધ્યાનમાં ન રાખી." *(તબ્કાતે ઈબ્ને સઅદ : ૩/૩૧૮)* હઝરત ઉસ્માન (રદી.) તો શહીદ થયા. એટલા માટે કોઈને નિયુક્ત કરવાનો મોકો ન મળ્યો. હઝરત અલી (રદી.)ને કહેવામાં આવ્યું કે તેઓ પોતાના પુત્ર હઝ. હસન (રદી.)ને ખલીફા બનાવી દે. અને લોકોએ પૂછ્યું કે અમે તેમના હાથ પર બયઅત કરી લઈએ ? તેના જવાબમાં હઝરત અલી (રદી.)એ ફરમાવ્યું : "હું તમને ન હુકમ કરૂં છું, અને ન રોકું છું. તમે તમારી સમજદારીથી નિર્ણય કરી લો." તેમજ ફરમાવ્યું કે, "હું તમને એવી રીતે છોડીને જઈશ, જેવી રીતે હુઝૂર (સલ.) છોડીને ગયા હતા." *(મુસ્નદે અહમદ : ૧૦૭૮, ભાગ-૨)*

એવી રીતે ખુલફાએ રાશિદીને કોઈએ પોતાના પુત્ર અથવા રિશ્તેદારને પોતાના ખલીફા ન બનાવ્યા. સૌપ્રથમ હઝ. મુઆવિયહ (રદી.)એ પોતાના

પુત્ર યઝીદને પોતાના અનુગામી બનાવ્યા તો એ વિશે એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે, તેમણે આ અમલ ઉમ્મતની ભલાઈ સમજીને જ કર્યો હતો, કોઈ ખરાબ નિય્યત ન હતી. જેમકે અલ્લામા ઈબ્ને ખલ્લિદૂન (રહ.) ફરમાવે છે કે, "હઝ. મુઆવિયા (રદી.)એ યઝીદને જે રાજગાદીના વારસદાર બનાવ્યા, તે એ ભયથી બનાવ્યા કે મુસલમાનોમાં વિખવાદ ન થાય. કારણ કે બનુ ઉમય્યા પોતાના સિવાય બીજા કોઈને આ મામલો સોંપવા તૈયાર ન થતા. એટલા માટે જો કોઈને બનાવતે તો વિરોધ કરત. ઉપરાંત યઝીદ વિશે તેમનું ગુમાન એ હતું કે, તે નેક માણસ છે અને તેમાં કોઈને શંકા ન થવી જોઈએ. અને હઝ. મુઆવિયા (રદી.) વિશે તે સિવાય કોઈ બીજું ગુમાન ન કરી શકાય. જો તેમને યઝીદ વિશે ફાસિક હોવાનો વિશ્વાસ હોત તો આપ તેને રાજગાદીના વારસદાર ન બનાવતા." *(મુકદ્દમા ઈબ્ને ખલ્લિદૂન-૨૫૮)*

ઈબ્ને ખલ્લિદૂનની આ વાતનું સમર્થન તેનાથી થાય છે કે, હઝરત મુઆવિયા (રદી.) એક ખુત્બામાં એ દુઆ કરી : "હે અલ્લાહપાક ! તું જાણે છે કે મેં તેને (યઝીદને) એટલા માટે રાજગાદીના વારસદાર બનાવ્યા છે કે તે મારી નજરમાં તેને માટે યોગ્ય છે, તો આ હુકૂમતને તેના માટે પૂર્ણ ફરમાવ અને જો મેં એટલા માટે તેને રાજગાદીના વારસદાર બનાવ્યા છે કે, મને તેમનાથી મુહબ્બત છે, તો આ હુકૂમતને પૂર્ણ ન ફરમાવ."

*(અલ બદાયહ વન્નિહાયહ : ૮/૮૭)*

હાફિઝ શમ્સુદીન ઝહબી (રહ.) અને અલ્લામા જલાલુદીન સુયુતી (રહ.)એ અતિય્યા બિન કૈસના હવાલાથી આ દુઆના શબ્દો નકલ કર્યા છે : "હે અલ્લાહપાક ! જો મેં યઝીદને તેની લાયકાતના ધોરણે રાજગાદીનો વારસદાર બનાવ્યો છે, તો તું તે સ્થાન સુધી પહોંચાડી દે જેની મેં તેમના માટે ઉમ્મીદ કરી છે, અને તેમની મદદ ફરમાવ. અને જો મને આ કામ પર માત્ર તેની મુહબ્બતે તૈયાર કર્યો છે, જે પિતાને પુત્રથી હોય છે, તો તેના સ્થાને પહોંચતા પહેલાં તેની રૂહ કબ્જ કરી લે." *(તારીખે ઈસ્લામ : ૨/૨૬૭)*

પરંતુ એ પોતાની જગ્યાએ છે કે પરિણામસ્વરૂપે એ પગલું ઉમ્મત માટે નુકસાનકારક સાબિત થયું અને બાદમાં આવનારાઓ માટે નમુનારૂપ બની

ગયું, જે ખોટી રીતે વાપરવામાં આવ્યું. અને ખિલાફત વંશપરંપરાગત બની ગઈ. જો કે દરમિયાનમાં કેટલોક બદલાવ પણ આવ્યો, પરંતુ સદીઓ સુધી ખિલાફતની પસંદગીની પદ્ધતિ ખુલફાએ રાશિદીનના તરીકા પર ન થઈ શકી. આ વિષય પર હઝરત મૌલાના મૂફતી તકી ઉસ્માની સા. (દા.બ.) પોતાના પુસ્તક "હઝ. મુઆવિયા (રદી.) ઔર તારીખી હકાઈક"માં વિસ્તૃત ચર્ચા કરી છે.

(૩) ત્રીજી બાબત એ છે કે, અનુયાયીની હેસીયત શું છે ? એટલે તે અનુગામીઓ (પબ્લીક) માટે જરૂરી છે કે નહીં ? તેમાં ઉલમા વચ્ચે મતભેદ છે. કેટલાક આલિમો એવું ફરમાવે છે કે, ખલીફાએ જેને પોતાનો અનુગામી બનાવ્યો, તે બાદના લોકો માટે જરૂરી છે. એટલા માટે કે જ્યારે તેના હુકમો માનવા વાજીબ છે, તો તે હુકમોમાંથી એક હુકમ આ પણ છે કે, મારા પછી ફલાણાંને ખલીફા બનાવવો. માટે આ હુકમ પણ વાજીબ છે.

અને બીજા કેટલાક આલિમોનું કહેવું છે કે, ના આ માત્ર એક સલાહ જ છે. એ ખલીફા તરફથી છે તેનો મતલબ એ છે કે, હું તમને મશ્વેરો (રાય) આપું છું કે, મારા પછી ફલાણાંને ખલીફા બનાવવો. પરંતુ આ મશ્વેરાને કબૂલ કરવો કે રદ કરવો એ ઉમ્મતની સમજદાર શૂરાનો અધિકાર છે કે તેના મૃત્યુ પછી તેને કબૂલ કરે અથવા રદ કરે. કાઝી અબૂ યઅલાએ પોતાના પુસ્તક 'અહકામુસ્સુલ્તાનિય્યહ'માં આ મતને પસંદ કર્યો છે. તેઓ ફરમાવે છે : "રાજગાદીના વારસદારની ઈમામત તે વ્યક્તિના મૃત્યુ પછી તે સમયના સમજદાર શૂરાના અધિકારથી થાય છે." *(અહકામુસ્સુલ્તાનિય્યહ-૨૬)*

અલ્લામા ઈબ્ને તયમિય્યહ (રહ.) ફરમાવે છે : "એવી રીતે જ્યારે હઝરત અબૂબક્ર (રદી.)એ હઝરત ઉમર (રદી.) માટે વસિય્યત કરી તો તેઓ ખલીફા ત્યારે બન્યા, જ્યારે લોકોએ તેમનાથી બયઅત કરી અને તેમની ઈતાઅત કરી લીધી. અને જો માની લો કે લોકો હઝરત અબૂબક્ર (રદી.)ની વસિય્યતને કબૂલ ન કરત અને ન તેમનાથી બયઅત કરત, તો તેઓ ખલીફા ન બનત." *(મિન્હાજુસ્સુન્નહ, ઈબ્ને તયમિય્યહ : ૧/૫૩૦)*

અને આ વાતનું સમર્થન એનાથી થાય છે કે, જ્યારે હઝરત સિદ્દીકે અકબર (રદી.)એ હઝરત ફારૂકે આઝમ (રદી.)ની પસંદગી કરી તો માત્ર એટલું જ નહીં કે પોતાનો મત આપીને તશરીફ લઈ ગયા, બલ્કે તારીખે તબરીમાં છે કે, આપે પહેલાં હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.) અને પછી હઝરત ઉસ્માન (રદી.)થી મશ્વેરો ફરમાવ્યો. પછી જ્યારે તે સહાબા (રદી.)એ હઝરત ઉમર (રદી.) વિશે કહ્યું તો ત્યાર પછી સમજદાર શૂરાના સાથીઓને એકત્ર કર્યા અને તેમની સામે પોતાની આ વાત મૂકી કે, હું મારા પછી હઝરત ઉમરને ખલીફા બનાવવા ઈચ્છું છું. તેના ઉપર તે લોકોએ ફરમાવ્યું : ''અમે સાંભળી લીધું અને માની લીધું.''

*(તારીખે તબરી : ૨/૩૫૨, ૩૫૩)*

એ રીતે હઝરત અબૂબક્ર (રદી.)એ માત્ર પોતાના મત પર ભરોસો ન કર્યો, બલ્કે સમજદાર સાથીઓ સમક્ષ પોતાનો મત મૂક્યો, પછી તેને અમલી બનાવ્યો. અને જો હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદી.)નું નામજોગ પસંદગીને જરૂરી પણ સમજવામાં આવે તો આજે કોઈ હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદી.)ના સમકક્ષ હોવાનો દાવો કરી શકે છે ? માટે હવે એ વાત સમજમાં આવે છે કે, શૂરાના સાથીઓ તેને પસંદ પણ કરી શકે છે અને રદ પણ કરી શકે છે. રહી વાત એ કે, જ્યારે અનુયાયી બનાવનારો ખલીફા સાચો હતો તો તેનો હુકમ જેવી રીતે જીવનમાં માનવા લાયક હતો, એવી રીતે મૃત્યુ પછી પણ માનવા લાયક રહેવો જોઈએ. તો તે વિશે સાચી વાત એ છે કે, મૃત્યુ પછી તેની ખિલાફત ખતમ થઈ જાય છે. એટલા માટે તેના હુકમો માનવા જરૂરી રહેતા નથી.

અલ્લામા ઈબ્ને આબિદીન (રહ.) ફરમાવે છે : ''શરહે મુનિયહના કથનથી એ વાત નીકળે છે કે, ખલીફાનો હુકમ તેના મૃત્યુ અથવા પદભ્રષ્ટ થયા પછી બાકી રહેતો નથી. જેમકે ફતાવા ખયરિય્યહમાં તેની સ્પષ્ટ સમજૂતિ કરવામાં આપી છે. અને તેના આધારે કહેવામાં આવ્યું છે કે, જો ખલીફાએ પંદર વર્ષ વિત્યા પછી દાવાને સાંભળવાથી ઈન્કાર કરી દીધો, તો આ મનાઈ તેના મૃત્યુ પછી બાકી નહીં રહે.'' *(રદ્દુલ મુહ્તાર)*

# હુકૂમત ચલાવવાના સિદ્ધાંતો

આગળ વર્ણન કરેલ સિદ્ધાંતો પ્રમાણે હુકૂમત બની જાય તો તે એવી સંપૂર્ણ નથી કે જે રીતે ચાહે હુકૂમત કરે, બલ્કે હુકૂમત પણ કેટલાક ખાસ સિદ્ધાંતો આધારિત કરવી પડશે. તેમાંથી કેટલાક સિદ્ધાંતોનું વર્ણન અહીંયા કરવામાં આવે છે.

## કુર્આન શરીફ અને હદીસ શરીફનો પાબંદ હોય :

સૌથી પહેલો સિદ્ધાંત એ છે કે, હાકેમ (શાસક) પોતાના બધા હુકમો અને પગલાં ભરવામાં કુર્આન, હદીસ અને ઉમ્મતની સર્વસંમતિનો પાબંદ હશે. ન તે કોઈ એવો કાનૂન બનાવી શકશે અને ન કોઈ એવું પગલું ભરશે, જે કુર્આન શરીફ અને હદીસ શરીફની વિરૂદ્ધ હોય. અને આ તે બુનિયાદી વિચારનો નતીજો છે જેમાં દર્શાવ્યું કે હુકૂમત અલ્લાહ તઆલાની જ છે અને દુનિયાનો હાકેમ (શાસક) તેનો ખલીફા છે. માટે તે કોઈ એવું કામ નહીં કરે, જે અલ્લાહ તઆલાના હુકમની વિરૂદ્ધ હોય, જે તેણે કુર્આન શરીફમાં બયાન કર્યું છે અથવા પોતાના આખરી નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) દ્વારા દુનિયામાં મોકલ્યું છે. અને જો અમીર (શાસક) કુર્આન શરીફ અને હદીસ શરીફ વિરૂદ્ધ કોઈ હુકમ આપે અથવા કોઈ કાર્ય કરે તો તેને અદાલત દ્વારા ખતમ કરાવી શકાય છે.

## શાસકનો શૂરા (કાઉન્સીલ)થી મશ્વેરો લેવો :

શૂરાથી મશ્વેરો લેવાની જરૂરત માત્ર ખલીફાની પસંદગી માટે નથી, બલ્કે ખલીફાની પસંદગી થયા પછી પણ હુકૂમત ચલાવવા માટે ખલીફાની ફરજ છે કે, તે શૂરાના સિદ્ધાંતો પર કામ કરે અને મશ્વેરાથી હુકૂમત ચલાવે, આ વાત ઈમામ માટે વાજીબ છે. અહીંયા સુધી કે ફુકહાએ કિરામે એ ફરમાવ્યું છે કે, જો કોઈ ખલીફા રાજકીય બાબતોમાં મશ્વેરો ન કરે, તો તે પદભ્રષ્ટતાને લાયક છે. અને આ વાત કુર્આને કરીમે ફરમાવી છે : "એ (મુસલમાનોથી) મશ્વેરો કર્યા કરો. (સલાહ-મશ્વેરા) પછી જ્યારે આપ નક્કી કરી લો તો અલ્લાહ તઆલા પર જ ભરોસો રાખો." *(આલિ ઈમરાન : ૧૫૯)*

યાદ રહે કે આ હુકમ હુઝૂર (સલ.)ને આપવામાં આવ્યો છે કે, આપ મુસલમાનોથી મશ્વેરો કરો. હાલાંકે આપ દરેક પ્રકારના ગુનાહોથી પાક હતા. આપ (સલ.)ને વહી દ્વારા પણ હિદાયત મળી હતી. તેમ છતાં આપ (સલ.)ને મશ્વેરો કરવાના હુકમથી એ બતાવવાનું છે કે, બાદમાં આવનારા શાસકોએ તો વધારે મજબૂતીથી તેના ઉપર અમલ કરવાનો છે. માટે આપ (સલ.)ની આદત હતી કે આપ અગત્યના કાર્યોમાં સહાબા (રદી.)થી મશ્વેરો લેતા હતા.

હઝરત અબૂ હુરૈરહ (રદી.) ફરમાવે છે : ‘‘મેં રસૂલુલ્લાહ (સલ.)થી વધારે કોઈને પોતાના સાથીઓથી મશ્વેરો કરતા નથી જોયા.’’

*(મુસ્નદે અહમદ : ૧૮૯૨૮)*

હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ ઉપરની આયતની તફસીરમાં એવા ઘણાં મામલાઓનો હવાલો આપ્યો છે, જેમાં આપે સહાબા (રદી.)થી મશ્વેરો ફરમાવ્યો. તેમાં ગઝ્વએ બદ્રના સમયે અબૂ જહલના લશ્કરથી મુકાબલો કરવો. યુદ્ધ કેદીઓને ફિદયો (મુક્તિ દંડ) લઈને છોડવા, ગઝ્વએ ઉહુદમાં સમયે શહેરથી બહાર જઈને કાફિરોથી મુકાબલો કરવો, ગઝ્વએ અહઝાબમાં ખંદક ખોદવી, હઝરત આયશા (રદી.) પર મુનાફિકોએ જે આક્ષેપ લગાવ્યો હતો તેમાં મશ્વેરો લેવો વગેરે તેના સ્પષ્ટ ઉદાહરણો છે. હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ એ જગ્યાએ મુસ્નદે અહમદના હવાલાથી હઝ. અબ્દુર્રહમાન બિન ગનમ (રદી.)ની રિવાયત નકલ કરી છે કે, આપ (સલ.)એ હઝરત અબૂબક્ર તથા હઝરત ઉમર (રદી.)થી ફરમાવ્યું : ‘‘જો કોઈ મશ્વેરામાં તમે બંને એક વાત પર સહમત થઈ જાઓ તો હું તમારો વિરોધ નહીં કરૂં.’’

*(તફસીર ઈબ્ને કષીર : ૨/૧૫૦)*

અલ્લામા હયષમી (રહ.) આ હદીસની પ્રમાણભૂતતા પર વિવેચન કરે છે કે, આ હદીસના રાવી ભરોસાપાત્ર છે.

*(મજમઉઝ્ઝવાઈદ : ૯/૪૦, હદીસ-૧૪૩૫૫)*

અલબત્ત અહીંયા શરીઅતે શૂરા (કાઉન્સીલ) માટે કોઈ ખાસ તરીકો હંમેશા માટે નક્કી નથી ફરમાવ્યો. અર્થાત્ એ શૂરાના હેતુઓ ક્યા હોય ? ક્યા લોકોને શૂરામાં દાખલ કરવા ? બલ્કે તેની સમજૂતિ દરેક યુગના સમજદાર

આલિમો પર છોડી છે કે, તેઓ પરિસ્થિતિ પ્રમાણે આ વાતની સમજૂતિ આપી શકે છે. માટે આ શૂરાનો કોઈ ખાસ ઢાંચો જરૂરી નથી કે તેના માટે કાયદેસર રીતે કોઈ કમિટી અથવા એસેમ્બલી હોય અને તેના સભ્યો નક્કી હોય અને દરેક મામલામાં તેમનો જ મશ્વેરો લેવામાં આવે. શક્ય છે કે, કોઈ સમયમાં કોઈ આયોજનબદ્ધ શૂરા નક્કી થઈ જાય અને એ પણ થઈ શકે છે કે, શૂરા નક્કી ન હોય, બલ્કે ઈમામ (ખલીફા) તે જમાનાના સમજદાર લોકોની પસંદગી કરીને મશ્વેરો કરે. અને એ પણ શક્ય છે કે, ક્યારેક અમુક લોકોને ભેગા કરીને તેમનાથી મશ્વેરો કરે અને ક્યારેક બીજાઓથી. અને એ પણ શક્ય છે કે, લોકોની સમજશક્તિ પ્રમાણે એક મામલામાં એક જુથથી મશ્વેરો કર્યો અને બીજા મામલામાં બીજાથી મશ્વેરો કર્યો. હુઝૂર (સલ.) અને સહાબા (રદી.) અને ખિલાફતે રાશિદા સુધી એવું ન હતું કે કોઈ શૂરા એવી યોજનાબદ્ધ બનાવવામાં આવી હોય. જેમકે આજે એસેમ્બલીના સભ્ય કાયદેસર રીતે નક્કી કરવામાં આવે છે, બલ્કે શૂરાના સિદ્ધાંત પર સાદગીથી અમલ કરી લેવામાં આવતો હતો. અને ખલીફા અગત્યના લોકોથી મશ્વેરો કરીને એ વાતનો વિશ્વાસ કરી લેતા કે જે વાત મશ્વેરામાં નક્કી થઈ છે તે ઉમ્મતના સામૂહિક વિચારો સાથે મેળાપ ખાય છે. પરંતુ આજના બદલાતા હાલાતમાં તેનો કોઈ આયોજનબદ્ધ ઢાંચો નક્કી કરવો યોગ્ય હોય તો તે પણ શૂરાની વ્યાખ્યામાં આવી શકે છે.

અને આ જ હકીકતમાં ઈસ્લામના રાજનૈતિક હુકમોની ખૂબી છે કે, તેમાં કેટલા પાયાના સિદ્ધાંતો નક્કી કરીને વિસ્તૃત માહિતી દરેક સમયના સમજદાર આલિમો પર છોડી છે. તેનું કારણ એ છે કે, ઈસ્લામના હુકમો ન કોઈ એક વિસ્તાર પૂરતા મર્યાદિત છે, ન એક યુગ પુરતા. તેના હુકમો કિયામત સુધી આવનારા બધા હાલાતો-સંજોગો અને બધા વિસ્તારો માટે અમલ-પાત્ર છે. બીજી બાજુ એ અનુભવ છે કે, પ્રદેશો અને જાતિઓના સ્વભાવ અને સમયની પરિસ્થિતિ પ્રમાણે તકાદાઓ બદલતા રહે છે. માટે કોઈ સમાજ એવો હોય, જ્યાં શૂરાનો કોઈ ખાસ ઢાંચો બનાવવો શક્ય ન હોય અને બીજી બાજુ એ પણ શક્ય છે કે, કોઈ સમાજમાં શૂરાનો વિચાર એટલો ઢીલો છોડવાના

કારણે ખરાબીનો ભય હોય. એટલા માટે ઈસ્લામે એ દરવાજો ખુલ્લો રાખ્યો છે કે, દરેક યુગ અને ત્યાંના માહોલ પ્રમાણે શૂરાનું કાર્ય નક્કી કરવામાં આવે છે. આજે જો શૂરાના કાયદાને બિલ્કુલ ઢીલો કરી દેવામાં આવે અને અમીર (ખલીફા)ની વિવેકબુદ્ધિ પર રાખવામાં આવે કે તે કોઈનાથી અને કેટલો મશ્વેરો કરે, તો તેમાં ઘણા ખતરાનો ભય છે. એટલે આજના શૂરા (કાઉન્સીલ) નક્કી કરવી જરૂરી છે.

**બહુમતીના આધારે નિર્ણય :**

એક પ્રશ્ન એ છે કે, બહુમતીનું ઈસ્લામમાં શું સ્થાન છે ? એટલે શૂરાનો ફેંસલો માત્ર ત્યારે માનવામાં આવશે, જ્યારે બધા એકમત હોય અથવા જ્યાં બહુમતી હોય.

આ વાત આગળ આવી ગઈ છે કે, લોકશાહીમાં તો મોટેભાગે બહુમતીને આધારે હાર-જીત થાય છે અને બધુ તેને આધારે જ નક્કી થાય છે. તે વિશે ઈકબાલે ઘણી સારી વાત કહી છે :

જમહુરીયત એક તર્ઝે હુકૂમત હે કે જીસમેં
બંદાકો ગિના કરતે હે, તોલા નહીં કરતે

એટલે લોકશાહીમાં લોકોના ગુણોને જોવામાં આવતા નથી, માત્ર તેમની ગણત્રી કરવામાં આવે છે કે, કેટલા લોકોનો ક્યો મત છે ? પરંતુ કુર્આન અને હદીસના હુકમોને જોયા પછી એ વાત ધ્યાનમાં રહે કે જ્યાં સુધી સત્ય અને અસત્યનો સવાલ છે, તેમાં બહુમતીને કોઈ સ્થાન નથી. એટલે જ્યાં એ વાત નક્કી કરવાની છે કે, કઈ વસ્તુ હલાલ અથવા સત્ય છે અને કઈ વસ્તુ હરામ અને અસત્ય છે. ત્યાં બહુમતીને કોઈ સ્થાન નથી. તેથી કુર્આને કરીમમાં ફરમાવ્યું : “અને દુનિયામાં ઘણા લોકો એવા છે કે જો આપ તેઓનું કહ્યું માની લેશો, તો તેઓ આપને અલ્લાહ તઆલાના માર્ગથી રખડાવી દેશે. તે બધા માત્ર પોતાની અટકળો પર જ ચાલે છે અને તદ્દન અટકળની જ વાતો કરે છે.” *(સૂ.અન્આમ : ૧૧૬)*

માટે અસત્ય અને સત્યને નક્કી કરવામાં બહુમતીને કોઈ સ્થાન નથી.

ત્યાં તો દલીલની કુવ્વત અને કુર્આન-હદીસના હુકમોને ધ્યાનમાં રાખવામાં આવશે. માટે જ્યાં કોઈ મામલામાં શરીઅતે કોઈ સ્પષ્ટ હુકમ આપ્યો છે, ત્યાં બહુમતીના આધારે કોઈ ફેંસલો કરવામાં નહીં આવે. જો કે બહુમતી એટલી સામાન્ય પણ નથી કે શરીઅતના કોઈ પણ મામલામાં તેને કંઈ ગણવામાં ન આવે. વાસ્તવિક્તા એ છે કે, બે બાબતો એવી છે જેમાં બહુમતને વિશ્વાસ-પાત્ર ગણી શકાય છે. એક એ કે, ચર્ચા માટેના અનેક માર્ગો છે અને તેના માટે કોઈ એક માર્ગને અપનાવવાનો છે. તો તેમાં બહુમતને અપનાવી શકાય છે. તેની એક દલીલ હઝ. ફારૂકે આઝમ (રદી.)એ પોતાના પછી ખલીફાની નિયુક્તિ માટે છ વિદ્વાન સહાબા (રદી.)ની એક કમિટી બનાવી હતી. તેમાં હઝરત ઉસ્માન, હઝરત અલી, હઝ. અબ્દુર્રહમાન બિન ઔફ, હઝ. તલ્હા, હઝ. ઝુબૈર અને હઝ. સઅદ બિન અબી વક્કાસ રદિયલ્લાહુ અન્હુમ હતા. આ કમિટીને એ કાર્ય સોંપવામાં આવ્યું કે તેઓ ભેગા થઈને નવા ખલીફા નક્કી કરે. તે વખતે હઝરત ઉમર (રદી.)એ જે હિદાયતનામુ અર્પણ કર્યું, તે એ હતું કે જો તમારી વચ્ચે કોઈ મતભેદ થઈ જાય તો જે વ્યક્તિને વધુ મત મળે તે અપનાવી લેજો. એટલે જો છ માંથી ચાર એક તરફ થઈ જાય તો તે સૂચન અપનાવી લેજો. માટે ઈતિહાસમાં તેમની હિદાયતના શબ્દો નકલ કર્યા છે : ‘‘પોતાના મામલામાં મશ્વેરો કરો, પછી બે વ્યક્તિઓ એક બાજુ અને બીજા બે એક બાજુ (એટલે બંને બાજુ મત બરાબર છે) તો બીજી વખત મશ્વેરો કરો. અને જો ચાર એક બાજુ અને બે એક બાજુ હોય તો બહુમત તરફ અમલ કરો.’’

અહીંયાં હઝરત ઉમર (રદી.)એ બહુમતને માન્ય રાખ્યો.

બીજી બાબત જેમાં વિદ્વાન આલિમોની કુર્આન શરીફ અને હદીસ શરીફની સમજૂતિમાં રાય અલગ-અલગ હોય ત્યાં પણ કેટલીક વખતે બહુમત માન્ય રાખી શકાય છે. કેટલાક આલિમોએ આ વાતને આ રીતે સમજી છે કે, બહુમત કોઈ દલીલ નથી, પરંતુ દલીલની નિશાની બની જાય છે કે, આટલા બધા ઉચ્ચ કોટિના આલિમો જ્યારે એક તરફ જઈ રહ્યા છે, તો તેનાથી માલુમ પડ્યું કે, આ વાતની મજબુત દલીલ છે. તેથી અનેક એવા મસાઈલ

છે, જેમાં હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.) એક બાજુ છે અને બીજી બાજુ વિદ્વાનોની બહુમતી છે. પરંતુ હઝરત શયખુલ હિંદ (રહ.) ફરમાવતા હતા કે, જ્યાં હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.) બીજા વિદ્વાનોની વિરૂદ્ધ એકલા પડી જાય છે, તે વખતે મને એવી ધારણા થાય છે કે, ઈમામ અબૂ હનીફા (રહ.)ની દલીલ મજબૂત છે. એટલા માટે કે જો તેમની દલીલ વધુ મજબૂત ન હોત તો તેઓ વિદ્વાન આલિમોની આટલી મોટી સંખ્યાથી અલગ ન જતા.

ટૂંકમાં શરીઅતના અમલોમાં બહુમત ભલે કોઈ અંતિમ દલીલ નથી, પરંતુ તેને દલીલોના સંઘર્ષ સમયે એક વિશેષ સંદર્ભ તરીકે અપનાવવામાં આવે છે.

આ કારણોથી શૂરા (કમિટી)ના નિયમોમાં આ વાત નક્કી કરવામાં આવી શકે છે કે, જાઈઝ કાર્યોના ડાયરામાં જ્યાં મતભેદ હોય ત્યાં બહુમત પર અમલ થઈ શકશે.

અહીંયાં એક વાત તરફ ઈશારો યોગ્ય માલુમ પડે છે કે, આજે સભામાં એ વાત નક્કી થાય છે કે, જો કોઈ મસ્અલામાં શૂરા (કમિટી) વચ્ચે મતભેદ હોય અને બંને બાજુ મત સરખા હોય તો પ્રમુખ (અધ્યક્ષ)ને એક વધારાનો મત (Casting Vote) આપવાનો અધિકાર આપવામાં આવે છે. આ પદ્ધતિની બુનિયાદ પણ હઝરત ઉમર (રદી.)ના હિદાયતનામામાં મળે છે. કારણ કે એક રિવાયતમાં છે કે, પોતાના પછી ખલીફાની પસંદગી માટે આપે છ વ્યક્તિઓની એક કમિટી બનાવી હતી. તેમનાથી ફરમાવ્યું હતું કે, ''જો ત્રણ મત એક તરફ અને બીજા ત્રણ મત બીજી તરફ, તો તે લોકોના મત પર અમલ કરવો, જેમાં હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.)નો મત હોય.''

*(તબ્કાતે ઈબ્ને સઅદ : ૩/૫૮)*

એવી રીતે શૂરામાં કેટલાક એવા લોકોને પણ દાખલ કરી લેવામાં આવે, જે મશ્વેરામાં તો હાજર હોય, પરંતુ જ્યારે મત ગણત્રીમાં લેવામાં આવે તો તેમનો મત ગણવામાં આવતો નથી. એવા લોકોને “Nonvoting members” (બિન મતદાન સભ્યો) કહેવામાં આવે છે. તેની બુનિયાદ પણ હઝ. ઉમર (રદી.)ના આ હિદાયતનામામાં મૌજુદ છે. આપ (રદી.)એ છ વ્યક્તિ-

ઓની કમિટીમાં પોતાના પુત્ર હઝ. અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)ને પણ જોડાવવાની પરવાનગી આપી હતી, પરંતુ એ ફરમાવ્યું હતું કે, "હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) પણ આપણી સાથે રહેશે, પરંતુ મામલામાં તેમને કોઈ અધિકાર નહીં હોય." *(બુખારી : ૩૬૯૯)*

## શૂરા (કમિટી)ના ગુણો :

ત્રીજો મસ્અલો શૂરા વિશે એ છે કે, શૂરાના સભ્યો માટે પણ કોઈ ગુણો જરૂરી છે કે નહીં ? એ વિશે એ વાત આવી ગઈ કે ખલીફાની પસંદગી સમજદાર લોકો દ્વારા થાય છે અને તે સમજદારોથી જ શૂરા તૈયાર થાય છે. એટલે એ વાત નક્કી થઈ ગઈ કે, શૂરા દરેક પ્રકારના વ્યક્તિઓથી બનતી નથી. તેના માટે ખરેખર કેટલાક ગુણો જરૂરી છે. તેમાંથી તો કેટલાક સાહજિક પ્રકારના છે. દા.ત. તેમને હુકૂમત અને રાજનીતિના મામલાનું જ્ઞાન હોવું જોઈએ, તે ઈમાનદાર હોવા જોઈએ. પરંતુ અન્ય ગુણો માટે શરીઅતે કોઈ ખાસ શરતો મૂકી નથી, બલ્કે તેને દરેક યુગના હાલાત અને તે યુગના સમજદારો પર છોડ્યું છે. આ એવા લોકો હોવા જોઈએ, જેમની સમજ, ઈમાનદારી અને ધાર્મિકતા પર લોકોને વિશ્વાસ હોય. આદિજાતિ (કબીલાઓ)ના જીવનમાં આ પ્રકારના લોકો દરેક સમાજમાં નક્કી હતા. તેમના માટે કાયદેસર ચૂંટણીની જરૂરત ન હતી. પરંતુ આજના સમયમાં તો પરિસ્થિતિ બાકી રહી નથી. એટલા માટે એવા લોકોની નિયુક્તિ માટે ચૂંટણીની જરૂર પડશે. આ ચૂંટણી સાર્વત્રિક મતાધિકારથી હોય અથવા તેમની નિયુક્તિ માટે કોઈ ચૂંટણી પંચ હોવું જોઈએ. એ વિશે પણ શરીઅતે કોઈ ખાસ કાયમી હુકમ આપ્યો નથી. જો દેશ શિક્ષિત છે, તો પુખ્તવય મતાધિકારના ધોરણે તેમની નિયુક્તિ થઈ શકે છે. અને જો સામાન્ય પ્રજાને ધ્યાનમાં રાખીને એ યોગ્ય લાગે કે ચૂંટણી વિવિધ તબક્કાવાર હોય તો શરીઅતમાં તેની પણ કોઈ મનાઈ નથી.

## શૂરા (કમિટી)માં સ્ત્રીઓનું સભ્ય પદ :

અહીંયા એક પ્રશ્ન એ થાય છે કે, શૂરામાં સ્ત્રી સભ્ય બની શકે છે કે નહીં ? તે વિશે રાજનીતિના નિષ્ણાંત આલિમોમાં મતભેદ છે. એક જૂથનું

કહેવું છે કે, સ્ત્રીઓને સભ્યપદ માટે કોઈ મનાઈ નથી અને તેને દલીલરૂપે રજૂ કરે છે કે કેટલીક વખતે નબીએ કરીમ (સલ.)એ સ્ત્રીઓથી મશ્વેરો કર્યો છે. હઝ. ઉમ્મે સલમહ (રદી.)નો કિસ્સો મશહુર છે કે, સુલેહ હુદયબિય્યહના સમયે જ્યારે નબીએ કરીમ (સલ.)એ સહાબા (રદી.)થી ફરમાવ્યું કે, તેઓ કુર્બાની અને હલક (માથુ મુંડાવીને) કરીને એહરામ ખોલી નાંખે. તો ત્રણ વખત એલાન કરવા છતાં કોઈ પણ ન ઉઠ્યું. આ એક એવી વાત હતી કે એક ઈશારા પર જાન આપનારા સહાબા (રદી.)માંથી આપ (સલ.)ના વારંવારના એલાન છતાં અમલ કરવા કોઈ તૈયાર ન હતું. તેને લઈ આપ (સલ.) અંદર તશરીફ લાવ્યા અને હઝરત ઉમ્મે સલમહ (રદી.)થી આ વાત કહી તો હઝરત ઉમ્મે સલમહ (રદી.)એ મશ્વેરો આપ્યો કે, આપ વધારાનું કંઈ કહ્યા સિવાય પોતાના જાનવરોની કુર્બાની કરી હલક કરનારાને બોલાવો અને હલક કરાવી દો. આપ (સલ.)એ આ મશ્વેરા પર અમલ કર્યો. જ્યારે સહાબા (રદી.)એ આપ (સલ.)ને આ અમલ કરતા જોયા તો બધા સહાબા (રદી.) એકબીજાથી વધીને કુર્બાની અને હલક કરવા લાગ્યા. *(બુખારી શરીફ : ૨૭૩૨)*

ભલે આ કિસ્સામાં હઝરત ઉમ્મે સલમહ (રદી.)ના મશ્વેરા પર આપે અમલ કર્યો, પરંતુ તેનાથી શૂરા (કમિટી)માં સ્ત્રીઓના સભ્યપદ હોવાની દલીલ કમજોર છે. બીજી એક દલીલ એ રજૂ કરવામાં આવે છે કે, જ્યારે હઝરત ઉમર (રદી.)એ ખલીફાની નિયુક્તિ માટે છ વ્યક્તિઓની એક શૂરા બનાવી, તો હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.)એ ફરમાવ્યું કે, હું મારા આ અધિકારનો ત્યાગ કરૂં છું અને હું જાતે લોકોનો મત લઈને કોઈને નિયુક્ત કરીશ. બધાએ કહ્યું કે, ઠીક છે. તો હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.) ત્રણ દિવસ સુધી લોકોનો મત લેતા રહ્યા. ઈતિહાસમાં છે : ''હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.) ઉભા થયા અને તેમણે એ બંને (હઝરત ઉસ્માન અને હઝરત અલી રદી.) વિશે લોકોથી મત લેવાનું શરૂ કર્યું. અહીંયાં સુધી કે પડદાવાળી સ્ત્રીઓ પાસે પણ પડદાનો ખ્યાલ રાખી ગયા.''

*(અલ બિદાયહ વન્નિહાયહ : ૫/૨૨૭)*

માટે તે લોકોનું કહેવું છે કે, જો સ્ત્રીઓ પણ શૂરામાં હોય તો કોઈ વાંધો

નથી. શરત એટલી છે કે, તેઓ પડદામાં અને મર્યાદામાં હોય. પરંતુ આ દલીલ પણ એટલી મજબૂત નથી. એટલા માટે કે આ રિવાયતમાં એ પણ છે કે, ''અહીંયાં સુધી કે તેમણે મદ્રસાના બાળકોથી પણ સવાલો કર્યા.''

હવે જાહેર છે કે, તેનાથી એ દલીલ માનવામાં નહીં આવે કે, મદ્રસામાં પઢનારા બાળકોને પણ શૂરામાં સભ્યપદ મળવું જોઈએ.

બીજા લોકોનો મત છે કે, સ્ત્રીઓને શૂરામાં સભ્યપદ નહીં મળે. તેનું કારણ એ છે કે, જે પહેલાં હદીસમાં આવી ગયું. આપ (સલ.)એ ફરમાવ્યું કે, ''જ્યારે પરસ્પરના મામલા સ્ત્રીઓને સોંપી દેવામાં આવશે, તો ધરતીનું પેટ (અંદરનો ભાગ) તેના ઉપરના ભાગથી શ્રેષ્ઠ છે.'' *(તિરમિઝી : ૨૨૬૬)*

પરંતુ આ હદીસની સાબિતી પણ વિચારવા લાયક છે. કારણ કે હદીસ શરીફમાં જેની મનાઈ આવી છે, તે એ છે કે બધા જ મામલાઓ તેમના હવાલે કરી દેવામાં આવે અને તેમના જ મત પર નિર્ણય કરવામાં આવે. પુરૂષો દરેક મામલામાં સ્ત્રીઓની પાછળ ચાલવા લાગે. પરંતુ તેનો એ અર્થ સમજવો કે તેનાથી ક્યારેય મશ્વેરો ન લેવો એ જાઈઝ નથી.

ટૂંકમાં આ મસ્અલા પર બંને પ્રકારની દલીલો છે. પરંતુ કોઈ એવી સ્પષ્ટ કુર્આનની આયતો પણ નથી કે તેમને કમિટીમાં ન સમાવવામાં આવે. અલબત્ત એ વાત નક્કી છે કે, જો તેમને કમિટીમાં દાખલ કરવામાં આવે તો શરઈ પડદો ખૂબ જ જરૂરી છે.

## સરકારી ખજાનાનું અનામત હોવું :

હુકૂમત ચલાવવા માટે સરકારી ખજાનો હોવો જરૂરી છે. ઈસ્લામી હુકૂમતમાં તેનું નામ બયતુલમાલ છે. જે સમયમાં ઈસ્લામ આવ્યો, તે સમયમાં સમગ્ર વિશ્વનો આમ રિવાજ એ હતો કે, સરકારી ખજાનો સંપૂર્ણ રીતે બાદશાહો પાસે રહેતો હતો. તેના આવકના સાધનો પણ બાદશાહ જાતે જ નક્કી કરતો અને જ્યારે તે ઈચ્છતો, જેટલો ઈચ્છતો, તેટલો લોકો પર ટેક્ષ નાંખીને તીજોરી ભરવામાં આવતી હતી અને તેને ખર્ચ કરવામાં પણ તે આપખુદ હતો. બલ્કે તેને તે પોતાની ખાનગી મિલ્કત સમજતો અને તેને મોજશોખમાં ખર્ચ કરતો.

ઈસ્લામે પહેલી વખતે બયતુલમાલ (સરકારી ખજાના) વિશે એ નિયમ નક્કી કર્યો કે, તે હાકેમ-શાસકના હાથમાં સમગ્ર કૌમની અમાનત છે. અને તેને સંપૂર્ણ સાવધાની સાથે લોકોના જ લાભ માટે ખર્ચ કરવો જરૂરી છે. એટલા માટે ઈસ્લામે પ્રારંભમાં જ વ્યવસ્થિત રીતે મહેસૂલ નક્કી કર્યું કે, બયતુલમાલની આવક માત્ર આ મહેસુલ દ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે. તેમાં ઝકાત, ઉશ્ર, જમીન મહેસુલ, જિઝિયા વેરો, માલે ગનીમત (જિહાદમાં પ્રાપ્ત માલ), કોઈનો ખોવાયેલો માલ જેનો માલિક ન હોય, વગેરે દાખલ છે. પછી તે વિભિન્ન વસ્તુઓથી પ્રાપ્ત થનારી આવકના ખર્ચ કરવાના અલગ-અલગ નિયમો બનાવ્યા. દા.ત. ઝકાત અને ઉશ્રના ખર્ચના ક્ષેત્રો અલગ છે. જમીન મહેસુલ અને જિઝિયા વગેરેના ખર્ચના ક્ષેત્રો અલગ છે. કુરૂઆન-હદીસ અને ખુલફાએ રાશિદીનના નિયમની રોશનીમાં ફુકહાએ કિરામે ખર્ચના હુકમો સંપાદિત કર્યા છે. આ વિષય પર ઈમામ અબૂ યૂસુફ અને ઈમામ યહ્યા બિન આદમ (રહ.)ની કિતાબ 'અલ ખિરાજ' અને ઈમામ અબૂ ઉબૈદ કાસિમ બિન સલ્લામ (રહ.)ની કિતાબ 'અલ અમ્‌વાલ' ખાસ બુનિયાદી હેસિયત ધરાવે છે.

હઝ. ઉમર (રદી.)એ પોતાના એક ખુત્બામાં બયતુલમાલની હેસિયત વર્ણન કરતાં ફરમાવ્યું : "મારા નજદીક આ માલને દુરૂસ્ત રાખવા માટે ત્રણ વાતો જરૂરી છે. એક તેને સત્ય માર્ગે (સ્ત્રોતે) લેવામાં આવે. બીજું તેને સાચા માર્ગે ખર્ચ કરવામાં આવે અને ત્રીજું તેને ખોટા માર્ગથી રોકવામાં આવે. મારી હેસિયત તમારા આ માલમાં એવી છે, જેમકે કોઈ અનાથના માલનો રક્ષક. જો મને જરૂરત નહીં હોય તો હું તેમાંથી કંઈ પણ લેવાથી પરહેજ કરીશ. અને જો મને જરૂરત હશે તો હું એટલું લઈશ, જેટલું કાયદા પ્રમાણે હોય."

*(કિતાબુલ ખિરાજ : ૧૧૭)*

ઈબ્ને સઅદ (રદી.)ની એક રિવાયતમાં એ પણ વધારો છે કે, "જો બાદમાં મને અવકાશ મળ્યો તો (જેટલું મેં બયતુલમાલમાંથી લીધું છે) તે પરત કરીશ." *(તબ્કાતે ઈબ્ને સઅદ : ૩/૨૫૬)*

માટે ખુલફાએ રાશિદીને બયતુલમાલને અમાનત હોવાના ઉસૂલ પર જે

સાવધાની અને તકવા સાથે અમલ કર્યો, તેના બનાવો ઈતિહાસમાં પ્રકાશિત ઉદાહરણોની હેસિયત ધરાવે છે. ખલીફા માટે પગારની શરૂઆત જેવી રીતે થઈ, તેની વિગતો હઝરત અતા બિન સાઈબ (રદી.)એ આ રીતે બયાન ફરમાવી છે : ''જ્યારે હઝરત અબૂબક્ર (રદી.)ને ખલીફા બનાવવામાં આવ્યા, તો બીજા દિવસે સવારે તેઓ પોતાના ખભા પર કપડાં મૂકીને બજાર તરફ નીકળ્યા, જેથી (પોતાના નિત્યક્રમ પ્રમાણે) વેપાર કરે. (રસ્તામાં) હઝરત ઉમર અને હઝરત અબૂ ઉબયદહ બિન જર્રાહ (રદી.)થી મુલાકાત થઈ અને તેમણે પૂછ્યું કે, હે ખલીફએ રસૂલ ! આપ ક્યાં જઈ રહ્યા છો ? તેમણે કહ્યું : બજાર ! બંનેએ કહ્યું કે, તમે ત્યાં જઈને શું કરશો ? જ્યારે કે તમને મુસલમાનોના મામલા સોંપવામાં આવ્યા છે ? હઝરત અબૂબક્ર (રદી.)એ કહ્યું : પછી હું મારા કુટુંબીજનોને ક્યાંથી ખવડાવું ? બંનેએ કહ્યું કે, ચાલો અમે આપના માટે કંઈક (પગાર) નક્કી કરીએ. માટે તેઓ તેમને સાથે લઈ ગયા અને તેમના માટે રોજની અડધી બકરી અને માથું તેમજ પેટ છૂપાવવા માટે પોશાક નક્કી કરી દીધો.'' *(તબકાતે ઈબ્ને સઅદ : ૩/૧૬૮)*

આ રીતે હઝરત અબૂબક્ર (રદી.) બયતુલમાલમાંથી પોતાનો ખર્ચ મેળવતા રહ્યા, પરંતુ હઝરત હસન બસરી (રહ.)ની રિવાયત પ્રમાણે હઝરત અબૂબક્ર (રદી.)એ આ ખર્ચ મજબૂરીમાં કબૂલ કર્યો હતો અને સાથે ફરમાવ્યું હતું કે, ''ઉમર (રદી.) પર અફસોસ ! મને શંકા છે કે, મારા માટે આ માલમાંથી ખાવું જાઈઝ ન હોય.''

હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે કે, બે વર્ષ અને ત્રીજા વર્ષના કેટલાક મહિના (જે તેમની ખિલાફતનો સમય હતો) તેમણે (પોતાની ઉપર) આઠ હજાર દિરહમ ખર્ચ કર્યા હતા, પરંતુ જ્યારે આપની વફાતનો સમય આવ્યો તો ફરમાવ્યું, મેં ઉમર (રદી.)થી કહ્યું હતું કે, મને શંકા છે કે આ માલમાંથી કંઈક ખાવું મારા માટે જાઈઝ ન હોય. માટે મારા મૃત્યુ પછી મારા માલમાંથી આઠ હજાર દિરહમ બયતુલમાલમાં પરત જમા કરાવી દેવા. જ્યારે હઝરત ઉમર (રદી.)ને આ વસિય્યત પહોંચી, તો હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યું : ''અલ્લાહ તઆલા હઝરત અબૂબક્ર (રદી.) પર રહમ

કરે, આપે પોતાની બાદમાં આવનારાને તકલીફમાં નાંખી દીધા.''

*(કન્ઝુલ ઉમ્માલ : ૫/૫૯૯, ૬૦૦)*

હઝ. ઉમર (રદી.) બયતુલમાલમાંથી જે કંઈ લેતા હતા, તેની માહિતી જાતે આપે આ રીતે બયાન કરી છે : ''હું તમને બતાવું છું કે, મારા માટે આ (બયતુલમાલ)માંથી હું કેટલું હલાલ સમજું છું ? મારા માટે બે જોડી કપડાં હલાલ છે. એક ઠંડીની જોડી અને એક ગરમીની. એક સવારી જેની ઉપર હું હજ્જ અને ઉમરહ કરી શકું અને મને અને મારા પરિવારને ખાવાનું, જે કુરૈશના એક એવા માણસ જેવું હોય જે ન વધારે માલદાર હોય અને ન વધારે ફકીર. ત્યાર પછી હું મુસલમાનોના એક સામાન્ય વ્યક્તિની જેમ છું, જે તેમને મળશે તે મને પણ મળશે.'' *(તબ્કાતે ઈબ્ને સઅદ : ૩/૨૫૬)*

તેમ છતાં સામાન્ય લોકોની પરિસ્થિતિ પર એટલી નજર હતી કે જ્યારે દુષ્કાળ પડ્યો તો હઝરત ઉમર (રદી.)એ ગોશ્ત અને ઘી ખાવાનું છોડી દીધું હતું અને પોતાના સંતાનોને પણ તેની મનાઈ ફરમાવી દીધી. રોટલીને માત્ર તેલમાં પલાળીને ખાઈ લેતા. જેને કારણે પેટમાં ખરાબી આવી ગઈ, પરંતુ પોતાના પેટને સંબોધી ફરમાવ્યું કે, જ્યાં સુધી લોકોની તંગી (દુષ્કાળ) દૂર નહીં થાય, તને આના સિવાય કંઈ નહીં મળે.

*(તબ્કાતે ઈબ્ને સઅદ : ૩/૨૯૨)*

ખુલફાએ રાશિદીનના તકવા અને પરહેઝગારીના જે ઉદાહરણો રજૂ કર્યા તે ખરેખર બેનમુન છે. પરંતુ તેનો અર્થ એ નથી કે ખલીફા અથવા કોઈ અધિકારી તેનાથી વધારે પગાર લઈ શકતો નથી જેટલો તે લોકોએ લીધો હતો. અસલ હેતુ એ છે કે, તેઓ પગારના નામ પર બયતુલમાલ પર બોજ ન બને અને નકામા ખર્ચાઓ માટે પગાર વધારે નક્કી ન કરે. હુઝૂર (સલ.)થી રિવાયત છે કે, આપે મક્કા મુકર્રમહના હાકિમ હઝરત ઈતાબ બિન ઉસેદ (રદી.)નો પગાર ચાલીસ ઔકિયા ચાંદી વાર્ષિક નક્કી કરી હતી. *(બયહકી શરીફ : ૬/૩૫૫)* ચાલીસ ઔકિયાનો અર્થ સોળસો દિરહમ વાર્ષિક છે. તેનાથી માલુમ પડ્યું કે, પગારની કોઈ ખાસ રકમ શરીઅતે નક્કી કરી નથી. પરિસ્થિતિ પ્રમાણે તેમાં વધઘટ થઈ શકે છે. શરત એટલી કે તેને નકામા

ખર્ચનું બહાનું ન બનાવવામાં આવે.

**ટેક્ષનો શરઈ હુકમ :**

બયતુલમાલની આવકના જે સાધનો શરીઅતે નક્કી કર્યા છે, એટલે કે ઝકાત, ઉશ્ર, મહેસુલ, જિઝિયાવેરો, ગનીમતનો માલ અને નનામી માલ, તે સિવાય લોકો પર ટેક્ષ લગાવવાના મામલામાં ઈસ્લામ ખૂબ જ સભાન છે. એટલે સામાન્ય પરિસ્થિતિમાં આ રીતે ટેક્ષ લગાવવાને જુલ્મ ગણે છે. જેની ઉપર હદીસમાં વઈદો આવી છે. અલબત્ત જો કોઈ સમયે દેશ પર એવી કટોકટી સર્જાય કે બયતુલમાલમાં દેશ અને પ્રજાની જરૂરતો પૂરી કરવાની શક્તિ ન હોય તો એવી સ્થિતિમાં માત્ર જરૂરત પૂરતો ટેક્ષ નાંખવાની પરવાનગી છે. પરંતુ આ તે વખતે છે, જ્યારે ખલીફા પોતાના મોજશોખથી દૂર રહીને ખરેખર લોકોની જરૂરતને ધ્યાનમાં રાખીને ટેક્ષ લગાવે અને જો કે હાકેમ ઉપર આ વાતનો સંપૂર્ણ વિશ્વાસ કરવો મુશ્કેલ હતો, એટલા માટે ફુકહાએ કિરામે આ મસ્અલો ડરતાં ડરતાં રજૂ કર્યો છે અને એ પણ કહ્યું છે કે, તેની જાહેરાત ન કરવામાં આવે જેથી જુલ્મી હાકિમો તેનાથી નાજાઈઝ લાભ ન ઉઠાવે.

અલ્લામા ઈબ્ને આબિદીન શામી (રહ.) ફરમાવે છે : ''અબૂ જઅફર બલ્ખી (રહ.)એ ફરમાવ્યું કે, સુલ્તાન જે ટેક્ષ પ્રજાની જરૂરતને ધ્યાનમાં રાખીને લગાવે, તે એક વાજિબ કર્જ બની જાય છે. અને જમીન મહેસુલની જેમ તે પણ એક વાજિબ (જરૂરી) હક છે. અને અમારા મશાઈખે ફરમાવ્યું છે કે, ઈમામ જે કોઈ ટેક્ષ લોકો પર તેમની મસ્લિહતને લીધે નક્કી કરે, તેનો હુકમ પણ એ જ છે. અહીંયા સુધી કે ચોરોથી માર્ગોની સુરક્ષા માટે ચોકીદારોની અને માર્ગો બનાવવા અને સડકોના દરવાજા બનાવવાની મજુરીનો પણ એ જ હુકમ છે. પરંતુ જો કે ફિત્નાનો ડર છે, એટલે તેની જાહેરાત ન કરવામાં આવે.''

આગળ તેમણે ફરમાવ્યું કે, આ નિયમ પ્રમાણે જયહૂન નદીની દીવાલો અને શહેરના કોટની દીવાલોની મરામત અને એના જેવી બીજી જરૂરતો માટે લોકો પાસેથી જે કંઈ લેવામાં આવે છે, તે એક જરૂરી કર્જ છે. તે અદા ન

કરવું જાઈઝ નથી અને એ જુલ્મ પણ નથી. આ મસ્અલો અમલ કરવા માટે મૂફતીઓના જ્ઞાનમાં તો રહેવું જરૂરી છે. પરંતુ એ જાહેરાત કરવા માટે નથી, જેથી હાકિમો જરૂરતથી વધારે માંગ કરવાની હિંમત ન કરવા લાગે.

આ લેખ નકલ કર્યા પછી અલ્લામા શામી (રહ.) ફરમાવે છે : "આ મસ્અલાને આ શરત પર રાખવામાં આવે કે જ્યારે બયતુલમાલમાં એટલી ગુંજાઈશ ન હોય, જે તે કામોને પૂરતી થાય." *(રદ્દુલ મુહતાર : ૩/૩૩૬, ૩૩૭)*

હુઝૂર (સલ.)ની એક હદીસ છે, જેમાં ફરમાવ્યું : "નાજાઈઝ ટેક્ષ લેનારો જન્નતમાં દાખલ થશે નહીં."

તેના આધારે કેટલીક વખતે એ સમજી લેવામાં આવે છે કે, આ હદીસ દરેક પ્રકારના ટેક્ષની મનાઈ કરે છે. માટે તેમાં તે ટેક્ષ પણ દાખલ છે, જે અલ્લામા ઈબ્ને આબિદીન શામી (રહ.)એ ઉપર બયાન કર્યો છે. પરંતુ હકીકતમાં મકસ (ટેક્ષ)ની સમજુતી મુહદ્દિષો અને ફકીહોએ અલગ અલગ કરી છે. ઈમામ અબૂ ઉબૈદ કાસિમ બિન સલ્લામ (રહ.) તેની સમજુતી આપતાં ફરમાવે છે : "તેની અસલ જાહિલિયતમાં હતી, જેની ઉપર બધા બાદશાહો અમલ કરતા હતા અને તેમનો તરીકો એ હતો કે, જ્યારે વેપારીઓ તેમના વિસ્તારમાંથી પસાર થતા, તો તેમની પાસેથી માલનો દસમો ભાગ વસુલ કરતા હતા." *(કિતાબુલ અમવાલ : ૨/૨૦૧)*

ઈમામ તહાવી (રહ.) તેની સમજુતીમાં ફરમાવે છે : "જે ઉશ્રને રસૂલુલ્લાહ (સલ.)એ મુસલમાનોથી ખતમ ફરમાવ્યો, તે ઉશ્ર (દસમો ભાગ) હતો, જે જાહિલિયતમાં લેવામાં આવતો હતો."

*(શર્હે મઆની અલ્ આષાર લિત્તહાવી : ૨/૩૧)*

સ્પષ્ટ છે કે, જાહિલિયતના બાદશાહોએ પ્રજા પર જે ટેક્ષ પોતાના મોજશોખ માટે લગાવ્યો હતો, તે ખરેખર જુલ્મ હતો. અને આજે પણ હુકૂમતોએ જરૂરત વગર જે ટેક્ષ લગાવ્યા છે, જે અલ્લામા શામી (રહ.)એ બયાન કર્યો, તે ખરેખર જુલ્મ છે. પરંતુ અલ્લામા શામી (રહ.)એ જે પ્રજાની જરૂરતને ધ્યાનમાં રાખીને બયાન ફરમાવ્યો છે, તેણે જાહિલિયતના જુલ્મી ટેક્ષ સાથે સરખાવી ન શકાય જેની ઉપર વઈદ આવી છે.

ઈમામ ગઝાલી (રહ.)એ પોતાની કિતાબોમાં પહેલાં એ હાકિમોની નિંદા કરી છે, જે પોતાના લશ્કરના મોજશોખ પર ખર્ચ કરવા માટે પ્રજા પર ટેક્ષ નાંખે છે. ત્યાર પછી ફરમાવે છે :

તેનો ટૂંકસાર એ છે કે, ઈમામ ગઝાલી (રહ.)એ આ પ્રકારના ટેક્ષ નાંખવા માટે નીચેની શરતો વર્ણવી છે.

- ઈમામ (બાદશાહ-અમીર) એવો હોય કે તેની ઈતાઅત વાજિબ (વાત માનવી જરૂરી) હોય.
- દેશની સુરક્ષા માટે ખરેખર જરૂરત હોય.
- બયતુલમાલ (સરકારી ખજાના)માં માલ ન હોય.
- ટેક્ષ એટલો જ નાંખવામાં આવે, જે જરૂરત પૂરી કરવા માટે પૂરતો હોય. અહીંયા સુધી કે બયતુલમાલમાં રાહત પેદા થઈ જાય.
- ટેક્ષની વસુલાતમાં ન્યાયથી કામ લેવામાં આવે. એવું નહીં કે કોઈ પર વધારે અને કોઈ પર ઓછો હોય.

જો કે હાકિમોથી આ શરતોની ઠીક ઠીક પાબંદી મુશ્કેલ હતી, એટલા માટે ઉલમાએ કિરામે આ પ્રકારના ટેક્ષ લગાવવાની હંમેશા હિંમત ન કરી અને જરૂરત વખતે પરવાનગી આપી તો શરતો સાથે આપી. તેથી જ્યારે તાતારીયોએ ઈસ્લામી દેશો પર આક્રમણો કર્યા અને સુલ્તાનને યુદ્ધ ખર્ચ પેટે માલની જરૂરત પડી તો તેમણે ચાહ્યું કે એ માટે વેપારીઓથી કરજ લે અને થોડો ટેક્ષ લગાવે. એટલા માટે તેમણે ઉલમાએ કિરામ અને કાઝીઓની સભા બોલાવી. તે વખતે ઉલમાના સરદાર હઝરત શેખ ઈઝ્ઝુદીન બિન અબ્દુસ્સલામ (રહ.) હતા. તેમણે સુલ્તાનથી ફરમાવ્યું : "જ્યારે દુશ્મન મુસ્લિમ દેશ પર આક્રમણ કરે તો બધા મુસલમાનો પર તેમનાથી લડવું વાજિબ થઈ જાય છે. અને તમારા માટે જાઈઝ છે કે, પ્રજાથી એટલો માલ વસૂલ કરો, જેનાથી આક્રમણ રોકી શકાય. પરંતુ શરત એટલી છે કે, બયતુલ-માલમાં કંઈ રકમ બાકી ન રહે અને આપ સોના-ચાંદીના પડવાળા અને ઉત્તમ સાધનોને વેચી દો અને લશ્કરનો દરેક સૈનિક પોતાની સવારી અને પોતાના હથિયાર પર સંતોષ માને અને તે (મિલ્કતમાં) સામાન્ય લોકોની

સમાન થઈ જાય. પરંતુ જો લશ્કરના લોકો પાસે ઉચ્ચ પ્રકારનો સામાન હોય અને તેમ છતાં તે પ્રજાથી માલ માંગે તો તેની પરવાનગી નથી.

એવી રીતે તાતારીયોના ફિત્નાના મોકા પર સિરિયાના સુલ્તાન ઝાહિર બેબરસે દુશ્મનના મુકાબલા માટે પ્રજાથી માલ લેવાનો ઈરાદો કર્યો તો ઉલમાએ કિરામે જરૂરત પ્રમાણે પરવાનગી આપી. પરંતુ અલ્લામા નવવી (રહ.)એ સુલ્તાનથી ફરમાવ્યું : “મને ખબર છે કે, આપ અમીર બંદકારના ગુલામ હતા. અને આપની પાસે કોઈ માલ ન હતો. પછી અલ્લાહપાકે આપ પર ઉપકાર કર્યો અને આપને બાદશાહ બનાવ્યા. અને મેં સાંભળ્યું છે કે, તમારી પાસે એક હજાર ગુલામ છે અને દરેકની પાસે સોનાના વસ્ત્રો છે અને તમારી પાસે ૨૦૦ દાસીઓ છે. તેમની પાસે ઝેવરના ઢગલા છે. હવે જો આપ આ બધુ ખર્ચ કરી દો અને ગુલામો પાસે સોનાના વસ્ત્રોને બદલે ઉનના વસ્ત્રો રહી જાય અને દાસીઓ પાસે માત્ર કપડાં રહી જાય, ઝેવર ન હોય તો હું તમને ફતવો આપું કે આપ પ્રજા પાસેથી ટેક્ષ વસૂલ કરી શકો છો.

ટૂંકમાં જરૂરત વખતે, જરૂરત પ્રમાણે ટેક્ષ લગાવવાની પરવાનગી બધાએ આપી છે. બલ્કે હઝરત ઈમામે હરમૈન અલ્લામા જુવૈની (રહ.)એ નિઝામુલ મલિક અલ્લામા તુસી (રહ.)ના હુકમથી જે કિતાબ લખી છે, જે અલ્ ગયાષીના નામથી પ્રખ્યાત છે, તેમાં તેમણે અનેક વિભાગોમાં આ વિષય પર ચર્ચા કરી છે અને અહીંયાં સુધી ફરમાવ્યું કે, જો બયતુલમાલની જરૂરત હંમેશા હોય તો આ પ્રકારના ટેક્ષ પણ હંમેશા માટે લગાવી શકાય છે.

પરંતુ આ જાઈઝ હોવાની સાથે એ ભય ઉલમાએ કિરામને રહ્યો કે ક્યાંક એ પરવાનગી ખોટી ન થવા લાગે. આજે હુકૂમતોના માલમાં ભ્રષ્ટાચાર સામાન્ય છે. સરકારી ખજાનાઓને પોતાની માલિકી સમજીને વાપરવામાં આવે છે. સરકારી ખજાનાનો મોટો ભાગ હાકિમોના મોજ-શોખમાં વપરાય છે. અનેક એવા ખર્ચાઓ છે, જેની કોઈ છૂટ નથી. નિરર્થક સભાઓમાં અને નકામા પ્રવાસોમાં ખૂબ જ ખર્ચાઓ કરવામાં આવે છે. હાકિમોના રહેઠાણોનો ખર્ચ અગણિત છે. બલ્કે અફસોસ એ છે કે, સરકારી ખજાનાઓને વિચાર્યા

વગર વાપરવામાં મુસલમાન દેશો ઘણા બિનમુસ્લિમ દેશોથી પણ આગળ છે. જો આ નકામા ખર્ચાઓ પર રોક લગાવવામાં આવે તો પ્રજા પરનો ટેક્ષ ઘણો ઓછો થઈ શકે છે.

પરંતુ આ હકીકતથી પણ ઈન્કાર ન કરી શકાય કે આજના યુગમાં ઘણા એવા જરૂરી ખર્ચાઓ પેદા થઈ ગયા છે, જે મોજશોખની વ્યાખ્યામાં ન આવે. બલ્કે આજના યુગમાં કોઈ દેશને સારી રીતે જીવવા માટે જરૂરી છે. સ્વયં ઈમામ ગઝાલી (રહ.)એ પોતાના જમાનામાં એ ફરમાવ્યું કે, માલે ગનીમત (દુશ્મનથી મળેલ સામાન) લશ્કરની જરૂરીયાત માટે પર્યાપ્ત નથી.

આજની હુકૂમતોને ઘણી એવી સેવાઓ આપવી પડે છે, જે પહેલાંની હુકૂમતોની જવાબદારીમાં ન હતી. દા.ત. દેશમાં વિજળી અને ગેસ પૂરો પાડવો. ઉપરાંત ઘણા એવા ક્ષેત્રો જે પહેલાં તો હતા, પરંતુ તેમના ખર્ચા આટલા ન હતા. દા.ત. સુરક્ષા માટે આધુનિક હથિયારો, પાકી સડકો, સંચાર માધ્યમો, પ્રચાર-પ્રસાર માધ્યમો, શિક્ષણ અને આરોગ્ય વગેરે. તેમાંના દરેકના ખર્ચાઓ ખરેખર ખૂબ જ વધારે હોય છે અને તેમાં મોટાભાગે ઝકાત અથવા ઉશ્રની રકમ વાપરી ન શકાય. માટે જો દાવા પ્રમાણેના નકામા ખર્ચાઓ ખતમ પણ કરી દેવામાં આવે તો પણ ઉપર વર્ણન કરેલ કાર્યો માટે માત્ર બયતુલમાલથી બધો ખર્ચો પહોંચી વળવો મુશ્કેલ છે. કારણ કે ઝકાત અને ઉશ્રને અલગ કર્યા પછી માત્ર જમીન મહેસૂલ, જિઝિયો અને માલે ગનીમત રહી જાય છે. જમીન મહેસૂલ જમીનના ઉત્પાદન પર આધારિત છે અને દારૂલ ઈસ્લામની જમીનોમાં અસલ દસમો ભાગ છે. જિઝિયાની નક્કી કરેલ રકમ એટલી ઓછી છે કે તેનાથી કોઈ મોટી રકમ જમા થવી અશક્ય છે. અને માલે ગનીમત જિહાદ દ્વારા પ્રાપ્ત થઈ શકે છે. અને આજના યુદ્ધોમાં તો વિજેતા પણ આર્થિક દષ્ટિએ કંગાળ બની જાય છે. માટે આજે જો કોઈ ઈસ્લામી હુકૂમત કાયમ થાય તો શરૂઆતમાં તેને માલની જરૂરત પડશે. અલબત્ત જો ખરેખર પરહેઝગારી અને સાવધાનીથી કામ લેવામાં આવે અને નકામા ખર્ચાઓ બંધ કરવામાં આવે તો તેની રકમ ઓછી હશે અને જો માત્ર અલ્લાહપાકના હુકમોની પેરવી કરવામાં આવે તો અલ્લાહ તઆલા તરફથી

એવી બરકતોની આશા છે, જે અગણિત અને હિસાબ વગર હશે.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ''જો એ વસ્તીવાળાઓ ઈમાન લાવત અને પરહેઝગારી અપનાવત, તો અમે તેઓના ઉપર આકાશ અને પૃથ્વીની બરકતો(ના દરવાજા) ખોલી નાંખત.'' *(સૂ.અઅ્રાફ : ૯૬)*

## મહેસૂલધારામાં હઝરત ઉમર (રદી.)ના સુધારા :

જમીન મહેસૂલ ખાતામાં જે સૌથી મહાન પરિવર્તન હઝરત ઉમર (રદી.)એ કર્યું, અને જેના કારણે પ્રજાના કલ્યાણ અને આબાદીમાં એકાએક મોટી પ્રગતિ થવા પામી તે એ હતી કે, જમીનદારી અને જમીનના માલિકી-પણાંનો જે જુનો ધારો હતો, અને જે ઘણો જ ઝુલ્મી હતો, તેનો નાશ કર્યો. રોમનોએ જ્યારે સિરિયા અને મિસર કબ્જે કર્યા, તો સર્વે જમીનો અસલી રહેવાસીઓ પાસેથી પડાવી લઈ થોડીક ફૌજના અફસરોને, થોડીક દરબારના સભ્યોને, થોડીક જમીનોને શાહી જાગીરો ઠેરવી અને કેટલીક ખ્રિસ્તી દેવળો-ચર્ચોને અર્પણ કરવામાં આવી. મૂળ રહેવાસીઓ પાસે જમીનનો એક ટુકડો પણ રહેવા દીધો નહીં. તેઓ ફક્ત ખેડવાનો હક્ક ધરાવતા હતા. અને જો જમીનનો માલિક પોતાની જમીન કોઈના નામે ચઢાવી આપતો, ત્યારે સાથે એ જમીનને ખેડનાર ખેડૂતોને પણ ખેડવાયા તરીકે તેના નામે કરી આપતો હતો. અંતમાં રહેવાસીઓને કંઈક જમીનદારીનો હક્ક મળવા લાગ્યો. પરંતુ જમીનદારીની સાચવણી અને તેનાથી લાભ ઉઠાવવા માટે રોમન જમીનદારોની સહાય લેવી પડતી હતી. એ બહાના હેઠળ જમીનદાર પોતે તે જમીન પર કબ્જો જમાવી લેતા હતા, અને બીચારા ખેડૂત એમને એમ રહી જતા હતા. એ પધ્ધતિ કેવળ રોમન સામ્રાજ્યમાં જ હતી એમ નથી, બલ્કે અમે જ્યાં સુધી જાણીએ છીએ ત્યાં સુધી તો સર્વ દુન્યામાં લગભગ એ જ પધ્ધતિ ચાલુ હતી કે જમીનનો ઘણો મોટો ભાગ ફૌજના સરદારો કે રાજ્યના કારભારીઓની જાગીરમાં અપાઈ જતો હતો. હઝરત ઉમર (રદી.)એ દેશ પર કબ્જો કર્યા પછી તરત જ એ ઝુલ્મી કાનૂનનો નાશ કર્યો. ઘણાંખરા રોમનો તો દેશ જીતાતાં જ નાસી ગયા. અને જે રહી ગયા હતા તેમના કબ્જામાંથી જમીન છોડાવી લેવામાં આવી. હઝરત ઉમર (રદી.)એ સર્વે જમીન કે જે શાહી જાગીરો

ગણાતી હતી અથવા જેના પર રોમનોનો કબ્જો હતો, તે સર્વેને દેશના વતનીઓને સોંપી દીધી અને મુસલમાન ઓફિસરો અથવા ફૌજી સરદારોને એ અર્પણ કરવામાં આવે તેને બદલે એક એવો કાનૂન ઘડવામાં આવ્યો કે, મુસલમાનો કોઈ પણ સ્થિતિમાં એ જમીનો પર કબ્જો કરી શકતા નથી. જમીનના માલિકોને કિંમત આપી ખરીદવા ઈચ્છે તો પણ તેઓ ખરીદી શકતા ન હતા. એ કાનૂન લાંબી મુદત સુધી ચાલુ રહ્યો. એક વેળા લયસ ઈબ્ને સઅદે મિસરમાં કેટલીક જમીન ખરીદી. તો મોટા મોટા ધાર્મિક આગેવાનો જેમકે ઈમામ માલિક અને નાફિઅ ઈબ્ને યઝીદે તેમના પર સખ્ત ટીકા કરી. હઝરત ઉમર (રદી.)એ એટલેથી જ માંડી વાળ્યું હોય એમ નથી, બલ્કે અરબ પ્રજા જે એ દેશમાં ફેલાઈ ગઈ હતી, તેમને પણ ખેતી કરવાની બંધી કરી. લોકોના પગારો બાંધી દેવા ફૌજી ઓફીસરોના નામે ફરમાનો મોકલવામાં આવ્યા કે જેથી કોઈને ખેતી કરવાની જરૂર રહે નહીં. એ ફરમાન એવી સખ્ત રીતે જારી કરવામાં આવ્યો હતો કે, શરીફ અત્ફી નામક એક માણસે મિસરમાં કેટલીક જમીન ખેડી, તો હઝરત ઉમર (રદી.)એ તેને બોલાવી તેની સખ્ત ઝાટકણી કરી અને કહ્યું કે, "હું તને એવી શિક્ષા કરીશ કે બીજાઓને એનાથી બોધ મળશે."

એ ધારાઓથી હઝરત ઉમર (રદી.)એ એક બાજુએ તો એવા અદલ અને ઈન્સાફનો નમૂનો રજૂ કર્યો કે, જેનું પ્રમાણ જગતમાં અસ્તિત્વમાં ન હતું. કારણ કે કોઈ વિજેતા કૌમે જીતાયેલી પ્રજા સાથે એટલી બધી ઉદારતા દાખવી નથી. અને બીજી તરફ વસ્તી અને ખેતીવાડીમાં એથી ઘણી જ ઉન્નતિ થઈ. કારણ કે મૂળ વતનીઓ કે લાંબી મુદ્દતથી આ કાર્યોમાં અનુભવ ધરાવતા હતા, તેમની સ્પર્ધા રણવાસી અરબો કરી શકતા ન હતા. સૌથી સારૂં કામ તો એ થયું કે એ યોજનાના પ્રતાપે જીતોનો વિસ્તાર વધારવામાં ભારે સહાય મળી. ફ્રાન્સના એક કાબેલ ગ્રંથકારે લખ્યું છે કે, "એ હકીકત છે કે, ઈસ્લામના વિજયોમાં જમીન મહેસૂલ અને કરના મામલાઓએ ભારે કામ કર્યું છે. રોમન સામ્રાજ્યમાં પ્રજાને સખ્ત મહેસૂલ આપવું પડતું હતું. તેણે મુસ્લિમોની જીતોને ઘણા જ વેગે આગળ ધપાવી છે." મુસ્લિમોના હુમલાઓનો જેણે મુકાબલો કર્યો, તે દેશની પ્રજા તરફથી કરવામાં ન આવ્યો હતો, પરંતુ સરકાર

તરફથી થયો હતો. મિસરમાં કોપ્ટ (કિબ્તી) ખેડૂતોએ જ ગ્રીકો વિરૂદ્ધ મુસ્લિમોને સહાય કરી. દમાસ્કસ અને હિમ્સમાં ખ્રિસ્તી રહેવાસીઓએ હરક્યુલસના લશ્કરના મુકાબલા માટે શહેરના કોટના દરવાજા બંધ કરી દીધા અને મુસ્લિમોને કહ્યું કે, "અમે તમારી રાજસત્તાને નિર્દય રોમનો કરતાં ઘણી જ પસંદ કરીએ છીએ." એમ ન સમજવું જોઈએ કે, હઝરત ઉમર (રદી.)એ બીજી કૌમોને ન્યાય આપતાં પોતાની કૌમના હક્કોને માર્યા હતા, પરંતુ તેમને ખેતીવાડી કરતા રોક્યા હતા. એથી તો ખરૂં જોતાં હઝરત ઉમર (રદી.)ની પરિણામ જાણવાની ઉંડી દીર્ઘદષ્ટિનો પુરાવો મળે છે. આરબોના મૂળ ઉચ્ચ ગુણો, ધૈર્ય, હિંમત, વીરતા, સહનશક્તિ, દઢતા વગેરે ત્યાં સુધી જ તેઓમાં કાયમ રહ્યા, જ્યાં સુધી ખેતી અને જમીનદારીથી દૂર રહ્યા. જે દિવસે તેમણે ખેતીવાડીનું કામ શરૂ કર્યું, તે દિવસથી એ ખૂબીઓ પણ તેમનામાંથી નષ્ટ થઈ ગઈ. એ મામલામાં બીજો એક અતિ ન્યાયી સિદ્ધાંત રાખ્યો હતો તે એ હતો કે, વ્યવસ્થા અને તેને લગતા સર્વે કાર્યોમાં 'ઝિમ્મી' પ્રજા કે જેઓ પારસી કે ખ્રિસ્તીઓ હતા, હંમેશા હઝરત ઉમર (રદી.) તેમનો અભિપ્રાય લેતા હતા અને તેમની ફરમાઈશો પ્રતિ લક્ષ્ય આપતા હતા. ઈરાકની વ્યવસ્થા કરવાની ઈચ્છા થઈ તો સૌથી પહેલાં ત્યાંના અધિકારીઓ ઉપર એમણે લખી મોકલ્યું કે, ઈરાકના બે જાગીરદારોને અમારી તરફ દુભાષ્યાઓ સાથે મોકલી આપો. માપણીનું કામ શરૂ થઈ ગયું ત્યારે ફરી ઈરાકથી દસ-દસ મોટા મોટા જમીનદારોને બોલાવવામાં આવ્યા. એ જ પ્રમાણે મિસરની વ્યવસ્થા વેળા ત્યાંના ગવર્નરને જે પહેલાં મિસરનો હાકેમ હતો, તેની મહેસૂલ સબંધી સલાહ લેવા લખ્યું. એથી પણ સંતોષ ન થયો તો હઝરત ઉમર (રદી.)એ એક જાણકાર કોપ્ટને મદીના બોલાવ્યો. તે આવ્યો અને તેની ઝુબાની લીધી. એ પધ્ધતિ જેવી રીતે ઈન્સાફનું ઉંચું દષ્ટાંત હતું, તેવી જ રીતે મહેસૂલ વ્યવસ્થાના મામલામાં પણ લાભદાયી હતી.

મહેસૂલ વ્યવસ્થાની સાથે હઝરત ઉમર (રદી.)એ જમીનના ખેડાણ અને ખેતીવાડીની ઉન્નતિ પ્રતિ લક્ષ્ય આપ્યું. એમણે એક સામાન્ય ફરમાન બહાર પાડ્યું કે, સમગ્ર દેશમાં જ્યાં જ્યાં પડતર જમીનો આવેલી છે, તેને જે

માણસ ખેડાણ બનાવશે, તે તેના માલિકીની થઈ જશે. પરંતુ જો કોઈ માણસ એવા પ્રકારની જમીનને ખેડાણ કરવાના ઈરાદાથી પોતાના કબ્જામાં લેશે અને તેને ત્રણ વર્ષ સુધીમાં ખેડાણ બનાવશે નહીં, તો જમીન તેના કબ્જામાંથી નીકળી જશે. એ પધ્ધતિથી પડી ગયેલી જમીનો થોડા વખતમાં ખેડાણ બની ગઈ. યુદ્ધ વખતે જ્યાં જ્યાંની પ્રજા ઘરબાર છોડી નાસી ગઈ હતી, તેઓ પાછા ઘેર આવી પોતાની જમીનોનો કબ્જો કરી લે તે માટે જાહેરખબરો બહાર પાડવામાં આવી. ખેતીવાડીની દેખરેખ અને તેની ઉન્નતિ માટે હઝરત ઉમર (રદી.)ને કેવી ચિંતા હતી, તેનો અંદાજો એનાથી કાઢી શકાય છે કે, એક વેળા એક માણસે આવી ફરિયાદ કરી કે, ‘‘સિરિયામાં મારી કેટલીક જમીન હતી, આપનું લશ્કર તે તરફથી પસાર થયું ત્યારે તેના પાકનો નાશ કરી નાંખ્યો.’’ આથી હઝરત ઉમર (રદી.)એ તે જ વેળાએ તેને દસ હજાર દિરહમ બદલા રૂપી અપાવ્યા. એમણે સર્વે જીતાયેલા દેશોમાં નહેરો ચાલુ કરી અને બંધો બાંધવા, તળાવો ખોદાવવા, પાણી પુરૂં પાડવા કાંસ બાંધવા, નહેરોની શાખાઓ પાડવા અને બીજા એ પ્રકારના કાર્યો માટે એક મોટા ખાતાની સ્થાપના કરી. અલ્લામા મુકરિઝીએ લખ્યું કે, ખાસ મિસરમાં એક લાખ વીસ હજાર મજૂરો આખા વર્ષ સુધી દરરોજ એ કામ પાછળ લાગેલા રહેતા હતા. અને સર્વે ખર્ચ બયતુલમાલ (સરકારી તિજોરી)માંથી આપવામાં આવતો હતો. ખુઝિસ્તાન અને અહવાઝના જીલ્લાઓમાં જઝ ઈબ્ને મઆવિયાએ હઝરત ઉમર (રદી.)ની આજ્ઞા લઈ ઘણી નહેરો ખોદાવી હતી. જેથી ઘણી પડતર જમીનો ફરતી થઈ ગઈ. એ જ પ્રમાણે બીજી સેંકડો નહેરો તૈયાર કરવામાં આવી, જેની જાણકારી ઈતિહાસમાં મળી આવે છે.

મહેસૂલ જે ઠરાવવામાં આવ્યું, તે ઘણું જ ઓછું અને હલકું હતું. એ છતાં પણ હઝરત ઉમર (રદી.) એની ચિંતા રાખતા કે તેમના પર કંઈ સખ્તી તો કરવામાં આવી નથી ? એથી મરતાં મરતાં પણ એ ચિંતા ન છૂટી. દરેક વર્ષે એ ધારો હતો કે, જ્યારે ઈરાકનું મહેસૂલ આવતું હતું ત્યારે દસ માણસ કૂફાથી અને દસ માણસ બસરાથી બોલાવવામાં આવતા હતા. અને હઝરત ઉમર (રદી.) ચાર વાર ભારપૂર્વક સોગંદ આપતા કે, મહેસૂલ વસૂલ કરવામાં

કંઈ સખ્તી તો કરવામાં નથી આવી ? વફાતના બે દિવસ આગળની ઘટના છે કે, એક મહેસૂલના અમલદારને બોલાવી આકારણીને લગતી વાતચીત તેમના સાથે કરી અને વારંવાર પૂછતા રહ્યા કે, મહેસૂલ ભારે તો ઠરાવ્યું નથી. એક મહાન હક જે રૈયતને મળી શકે છે તે એ છે કે, તેમને મુલ્કી વ્યવસ્થાના કારભારમાં તેમનો ભાગ હોવો જોઈએ. હઝ. ઉમર (રદી.) હંમેશા ઝિમ્મીઓ સાથે સબંધ ધરાવતી વ્યવસ્થાઓ તેમના મશ્વેરા અને અભિપ્રાય વિના કરતા ન હતા. ઈરાકનું મહેસૂલ વસૂલ કરવાનો સમય આવ્યો ત્યારે ઈરાની જાગીરદારોને મદીનામાં બોલાવી મહેસૂલની હકીકત પૂછી. મિસરમાં જે જે વ્યવસ્થા કરવામાં આવી, તેમાં ઘણીવાર શાહી પરિવારનો અભિપ્રાય લીધો. જાન-માલ અને મિલ્કતને લગતા જે હકો ઝિમ્મીઓને આપવામાં આવ્યા હતા, તે ફક્ત મૌખિક ન હતા, બલ્કે ઘણી જ નિયમિત રીતે તેઓનું પાલન થતું હતું.

## ગેરમુસ્લિમ પ્રજાઓ (લઘુમતીઓ)ના હક્કો

ઈસ્લામે પોતાની ગેરમુસ્લિમ પ્રજાને જે હક્કો અને સહુલતો તથા તેમની દરેક બાબતોનો જે ખ્યાલ રાખ્યો છે, તે આજ સુધી કોઈ પણ ધર્મ કે સંસ્કૃતિએ પોતાની પ્રજાને આપ્યા નથી. ઈસ્લામ પોતાની ગેરમુસ્લિમ પ્રજા માટે સંપૂર્ણ રહમત સાબિત થયો છે. ઈસ્લામે જે હક્કો તેમને આપ્યા છે, તે તેમને પોતાના દેશ, પોતાની કૌમ અને પોતાના ધર્મવાળી સરકારોએ પણ આપ્યા નથી. બલ્કે તેમની હાલત ગુલામો-બંદીઓથી પણ બદતર હતી. તેમનું કામ પોતાનું લોહી-પસીનો વહાવી હાકેમો અને જાગીરદારોને એશ-આરામ પૂરો પાડવાનું હતું. તેમને નાના અને સામાન્ય ગુનાહોની દર્દનાક સજાઓ વેઠવી પડતી હતી. ઈરાન, રોમ અને ભારતના અછૂતોની દાસ્તાનોથી ઈતિહાસના પાનાઓ ભરેલા છે.

ઈસ્લામ તેમના માટે રહમત બનીને આવ્યો. તેમને બધી જ પ્રકારની સહુલતો અને હક્કો આપ્યા. ગેરમુસ્લિમ પ્રજાને ઈસ્લામે શું હક્કો આપ્યા, તેનો પ્રથમ દસ્તાવેજ ‘‘નજરાન’’ના ખ્રિસ્તીઓ સાથે થયેલ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કરારોથી માલૂમ પડે છે. જેમાં આ પ્રમાણે લખ્યું હતું.

**નજરાનના ખ્રિસ્તીઓ સાથે આપ (સલ.)ના થયેલ કરારો :**

- નજરાન અને તેની આજુબાજુના રહેવાસીઓની જાન, તેમનો ધર્મ, તેમની જમીનો, તેમના માલ-દૌલત, તેમના હાજરજનો, ગેરહાજરો, તેમના કાફલાઓ, તેમના એલચીઓ, તેમના ધર્મસ્થાનો અલ્લાહપાક અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની જવાબદારી હેઠળ છે.
- તેમની વર્તમાન પરિસ્થિતિમાં કોઈ ફેરફાર કરવામાં આવશે નહીં, અને તેમના હક્કોમાંથી કોઈ હક્ક છીનવી લેવામાં આવશે નહીં, અને મૂર્તિ-ઓને બગાડવામાં આવશે નહીં.
- કોઈ સન્યાસીને તેના સન્યાસપણાથી અને કોઈ પાદરી તથા ચર્ચના કોઈ હોદ્દેદારને તેના હોદ્દાથી હટાવવામાં આવશે નહીં.
- અને જે કાંઈ ઓછુ-વત્તુ તેમની પાસે ભંડોળ હશે, તે તેમના કબ્ઝામાં રહેવા દેવામાં આવશે.
- ઈસ્લામ પહેલાના આગલા કોઈ ગુનાહ અથવા ખૂનના બદલામાં તેમનાથી કોઈ બદલો લેવામાં આવશે નહીં.
- તેમની જમીનોનું ઉશ્ર (મુસ્લિમો પાસેથી લેવામાં આવતી ખેતીની ઝકાત) લેવામાં આવશે નહીં.
- ઈસ્લામી ફૌજ તેમની ખેતીવાડી તથા ઝાડ-છોડને નુકસાન કરશે નહીં.
- તેમની કોઈ વ્યક્તિ પોતાના કોઈ હક્કની માંગણી કરશે, તો તેમની સાથે ન્યાયનો વર્તાવ કરવામાં આવશે.
- તેમના ઉપર ઝુલ્મ-અત્યાચાર કરવાની બિલ્કુલ પરવાનગી આપવામાં આવશે નહીં.
- અને તે પણ કોઈના ઉપર અત્યાચાર કરશે નહીં.
- તેમનામાંથી જે વ્યક્તિ વ્યાજુ વ્યવહાર કરશે, તેની જવાબદારી મારા (આપ સલ.) ઉપર રહેશે નહીં.

આ પત્રમાં જે કાંઈ લખવામાં આવ્યું છે, તેની પૂરેપૂરી પાબંદી કરવા

વિશે અલ્લાહપાકની અમાન (રક્ષણ) અને (હઝરત) મુહમ્મદ (સલ.)ની જવાબદારી છે. જ્યાં સુધી આ બાબતે અલ્લાહપાક તરફથી બીજો કોઈ હુકમ કરવામાં ન આવે. જ્યાં સુધી આ લોકો મુસ્લિમોના હિતેચ્છુ અને ભલુ ચાહનાર રહેશે, તેમની સાથે ઉપર કરેલ શર્તોની પાબંદી કરવામાં આવશે. તેમની ઉપર જબરદસ્તી અત્યાચાર કરી કોઈ વસ્તુ ઉપર અમલ કરવા તેમને મજબૂર કરવામાં આવશે નહીં. *(કિતાબુલ્ખિરાજ, ફુતૂહુલ્બુલ્દાન : ૭૨)*

આ દસ્તાવેજી કરારથી નીચે પ્રમાણેના હક્કો સાબિત થાય છે :

- તેમની જાનની સુરક્ષાની ગેરન્ટી આપવામાં આવી.
- તેમની જમીન-જાયદાદ અને માલ-દૌલત તેમના કબ્ઝામાં રહેશે.
- તેમની કોઈ પણ ધાર્મિક ક્રિયાકાંડમાં ફેરફાર કરવામાં આવશે નહીં. ધાર્મિક હોદ્દેદારોને પોતાના હોદ્દાઓ ઉપર કાયમ રાખવામાં આવશે.
- સલીબ (ક્રોસ) અને મૂર્તિઓને નુકસાન પહોંચાડવામાં આવશે નહીં.
- તેમની કોઈ વસ્તુ ઉપર કબ્ઝો કરવામાં આવશે નહીં.
- તેમનાથી ફૌજી સેવા લેવામાં (જબરદસ્તી કરવામાં) આવશે નહીં.
- તેમના ખેતીના પાકમાંથી ઉશ્ર (દસમો ભાગ જે મુસ્લિમો પાસેથી લેવામાં આવે છે) તે લેવામાં આવશે નહીં.
- ઈસ્લામી ફૌજ તેમના પ્રદેશોમાં (હુમલા અર્થે કે ડરાવવા માટે) મોકલવામાં આવશે નહીં, તેમનું રક્ષણ જરૂર કરશે.
- તેમના મુકદ્દમા અને વહેવારમાં સંપૂર્ણ ન્યાય કરવામાં આવશે.
- તેમના ઉપર કોઈ પણ પ્રકારનો ઝુલ્મ-અત્યાચાર કરવામાં આવશે નહીં.
- વ્યાજુ લેવડદેવડ કરનારની જવાબદારી હમો લેવાના નથી.
- કોઈ નિર્દોષને નાહક રંજાડવામાં આવશે નહીં.

ઉપરોક્ત કરારમાં તે બધા જ હક્કોનું વર્ણન આવી ગયું છે. જેની ઝિમ્મીઓને જરૂર હતી.

## હઝરત ઉમર (રદી.)ના સિરિયા તથા ઈરાકના ખ્રિસ્તીઓ સાથે થયેલ કરારો :

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)ના યુગમાં ઈસ્લામ અરબસ્તાનથી બહાર ઈરાક તથા સિરિયામાં પ્રવેશ્યો, પરંતુ આપનો યુગ બે વર્ષનો હતો. અને તેની તુલનામાં સૌથી વધુ પ્રદેશો અને દેશો ઉપર હઝરત ઉમર (રદી.)ના યુગમાં ફતેહ અને સફળતા મળી. ઘણી કૌમો ઈસ્લામી હુકૂમતમાં શામેલ થઈ. તેમના સમયમાં ઈસ્લામી સંપૂર્ણ રાજ્ય વ્યવસ્થા સ્થપાઈ. એટલા માટે ઝિમ્મીઓ સાથેના વ્યવહાર અને વર્તાવ તથા કાયદા-કાનૂનની પરીક્ષાનો સહીહ અને સચોટ માપદંડ હઝરત ઉમર (રદી.)નો જ ખિલાફતકાળ છે. હઝરત ઉમર (રદી.)એ ઝિમ્મીઓ (ગેરમુસ્લિમ પ્રજા)ને જે હક્કો આપ્યા અને જીતેલા પ્રદેશોની પ્રજા સાથે જે કરારો થયા, તે ઈતિહાસના પૃષ્ઠોમાં હજુ સુધી સુરક્ષિત છે. તેમાંથી અમૂક નમુનારૂપી વર્ણન કરૂં છું :

હઝરત ઉમર (રદી.)એ ઝિમ્મી પ્રજાઓને જે હક્કો અર્પણ કર્યા હતા, તેની તુલના તે સમયના બીજા રાજ્યો સાથે કરવામાં આવે, તો કોઈ પણ રીતે મળતાપણું મળી આવશે નહીં. હઝરત ઉમર (રદી.)ના પાડોશમાં જે રાજ્યો હતા, તે રોમન અને ઈરાની રાજ્યો હતા. એ બન્ને રાજ્યોમાં ગૈર કૌમોના હક્કો ગુલામો કરતાં પણ વધુ ખરાબ હતા. સિરિયાના ખ્રિસ્તીઓ જો કે રોમનોના સ્વધર્મી હતા, છતાં પણ તેમને પોતાના કબ્જાની જમીનો પર કોઈ પ્રકારનો માલિકીપણાંનો હક ન હતો, બલ્કે તેમને પોતાને જ એક પ્રકારની મિલ્કત ગણવામાં આવતા હતા. કારણ કે જમીનની બદલીની સાથે તેઓને પણ લેનાર ધણીના નામે ચઢાવી દેવામાં આવતા હતા અને વેચનાર ધણી જે તેમના પર અધિકાર ભોગવતો હતો, તે જ અધિકારો લેનાર ધણીને મળતા હતા. યહુદીઓની દશા તો એથી પણ વધુ ખરાબ અને દયનીય હતી. તેઓ એવી હાલતમાં હતા કે, તેઓ રૈયત કહેવા પાત્ર પણ રહ્યા ન હતા. કારણ કે રૈયત તો અમૂક હક ધરાવે છે, અને યહુદી પ્રજા તો હકના નામથી અજાણ હતી. ઈરાનમાં જે પારસીઓ હતા, તેઓની સ્થિતિ એનાથી પણ વધુ દયાજનક હતી.

હઝ. ઉમર (રદી.)એ જ્યારે એ દેશોને જીત્યા ત્યારે એકાએક એમની સ્થિતિ બદલાઈ ગઈ. જે હક્કો પરધર્મીઓને આપવામાં આવ્યા, તે જોતાં તેઓ જાણે રૈયત ન રહ્યા હતા, બલ્કે અરસપરસ કોલ-કરારો કરનારા બે સમોવડીયાના જે સબંધ હોય છે, તેવો બન્નેમાં સબંધ રહ્યો હતો. વિવિધ દેશોની જીતના સમયે જે કરારો લખવામાં આવ્યા, તેને અમે આ સ્થળે મૂળ રૂપે નકલ કરીએ છીએ કે, જેથી એ દાવાને પુરાવો મળશે. અને સાથે જ એ બાબતને સરખાવવાનો પ્રસંગ મળશે કે, યુરોપે પોતાના સુધારાનો દાવો કરવા સાથે એ પ્રકારના હક્કો કદી ગૈરકૌમને આપ્યા નથી. એ યાદ રાખવું જોઈએ કે, ઈતિહાસોમાં જે કરારો આપવામાં આવ્યા છે, તેમાં કેટલાક સવિસ્તર અને બાકીના સંક્ષિપ્ત છે. કારણ કે વિગતપૂર્વક શરતોનું વારંવાર પુનરાવર્તન કરવું તે લંબાણ આપવાનું કારણરૂપ હતું. તેથી ઘણાખરા કરારોમાં કોઈ વિગતપૂર્વક કરારનો હવાલો આપવામાં આવ્યો છે. બયતુલ મુકદ્દસનો કરાર, જે હઝ. ઉમર (રદી.)ની પોતાની હાજરીમાં અને એમના જ શબ્દોમાં લખાયો હતો, તે નીચે પ્રમાણે છે :

- આ તે રક્ષા છે કે, જે ખુદાપાકના ગુલામ અમીરૂલ મુઅમિનીન ઉમરે ઈલ્યા (સિરિયા)ના લોકોને આપી.
- એ રક્ષા તેમના જાન-માલ, ચર્ચો, ક્રોસ, તંદુરસ્ત, માંદા અને તેમના સર્વે ધર્મવાળાઓ માટે છે.
- આ રક્ષા એ પ્રકારની છે કે, ન તો તેમના ચર્ચોમાં વાસ કરવામાં આવશે, ન તેમને તોડી પાડવામાં આવશે.
- તેમને અને તેમની હદબંદીને હાની પહોંચાડવામાં આવશે નહીં.
- તેમના ક્રોસો અને તેમના માલમાં કાંઈ પણ ઘટાડો કરવામાં આવશે નહીં.
- ધર્મ સબંધી તેમના પર જબરદસ્તી કરવામાં આવશે નહીં.
- તેમનામાંથી કોઈને કાંઈ પણ નુકસાન પહોંચાડવામાં આવશે નહીં.
- ઈલ્યામાં તેમની સાથે યહુદીઓ રહેવા પામશે નહીં. ઈલ્યાવાળાઓની ફરજ છે કે, તેઓ બીજા શહેરોની જેમ જિઝિયો આપે.

- ગ્રીકોને કાઢી મૂકે અને ગ્રીકોમાંથી જે શહેરથી નીકળશે, તો તે સુરક્ષિત સ્થળે પહોંચી જાય ત્યાં સુધી તેના જાન-માલની રક્ષા કરવામાં આવશે.
- અને જે ઈલ્યામાં જ વાસ કરી રહે, તેને પણ રક્ષણ આપવામાં આવશે અને તેને જિઝિયો વેરો આપવો પડશે.
- ઈલ્યાવાસીઓમાંથી જે માણસ પોતાના જાન-માલ લઈ ગ્રીકો સાથે ચાલ્યા જવાની ઈચ્છા રાખે, તો તે સુરક્ષિત સ્થળે પહોંચી જાય ત્યાં સુધી તેમના ચર્ચોની, તેમના ક્રોસો અને તેમની રક્ષા કરવામાં આવશે.

અને જે કંઈક લખાણમાં છે, તેના ઉપર અલ્લાહપાકની, અલ્લાહપાકના રસૂલની, ખલીફાઓની અને મુસલમાનોની બાંહેધરી છે. પરંતુ એ શર્તે કે, એ લોકો ઠરાવેલ જિઝિયા વેરો ભરતા રહે. એ લેખ પર ખાલિદ ઈબ્ને વલીદ, અમ્ર ઈબ્ને આસ, અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ અને મુઆવિયા ઈબ્ને અબી સુફયાન (રદી.)ની સાક્ષીઓ છે. અને એ સને ૧૫ હિ.માં લખવામાં આવ્યો.

એ ફરમાનમાં સ્પષ્ટ રીતે ખુલાસો કરવામાં આવ્યો છે કે, ખ્રિસ્તીઓના જાન-માલ અને ધર્મ દરેક રીતે રક્ષિત રહેશે. અને એ સ્પષ્ટ છે કે, કોઈ પ્રજાને જેટલા પણ હક્કો મળી શકે છે, તે આ ત્રણ વસ્તુઓથી સબંધ ધરાવે છે. ખ્રિસ્તી દેવળો (ચર્ચો) સબંધી એવી વિગત છે કે, તેઓને તોડવામાં ન આવશે, ન તો તેમની ઈમારતને કંઈક નુકસાન પહોંચાડવામાં આવશે કે ન તેમની હદબંધીઓને કંઈક હરકત પહોંચાડવામાં આવશે. ધાર્મિક સ્વતંત્રતા સબંધી બે વાર ખુલાસો કર્યો છે કે, **'લા યુકરહુન અલા દીનિહિમ'** (તેમને ધર્મ બાબતે મજબૂર કરવામાં આવશે નહીં.) ખ્રિસ્તીઓના વિચાર પ્રમાણે હઝરત ઈસા અલયહિસ્સલામને યહુદીઓએ ક્રોસ પર ચઢાવી કત્લ કર્યા હતા. અને એ બનાવ ખાસ બયતુલ મુકદસમાં બન્યો હતો. તેથી ખ્રિસ્તીઓના લીધે એ શરત મંજૂર રાખવામાં આવી કે, યહુદીઓ બયતુલ મુકદસમાં રહેવા પામશે નહીં. ગ્રીકો જો કે મુસલમાનોથી લડતા હતા અને સાચુ જોતાં મુસલમાનોના મૂળ શત્રુ તેઓ જ હતા, છતાં પણ તેમના માટે એ છૂટ રાખવામાં આવી હતી કે, તેઓ બયતુલ મુકદસમાં રહેવા ચાહે તો તેઓ રહી શકે છે,

અને નીકળી જવા ચાહે તો નીકળી શકે છે. બન્નેવ રીતે તેમને રક્ષણ આપવામાં આવશે. અને તેમના ચર્ચો અને તેમની વસ્તુઓને કંઈ પણ નુકસાન પહોંચાડવામાં આવશે નહીં. સૌથી મોટી વાત તો એ છે કે, બયતુલ મુકદસના ખ્રિસ્તીઓ જો ચાહે તો વતન છોડી રોમનોથી મળી જાય, તો તે માટે પણ એમને કોઈ અટકાવનાર ન હતો, બલ્કે બયતુલ મુકદસમાં આવેલા એમના ચર્ચો વિગેરે સુરિક્ષત રાખવામાં આવશે.

શું કોઈ પ્રજા જીતેલા દેશો સાથે એવી શ્રેષ્ઠ વર્તણૂંક કરી શકે છે ? સૌથી શ્રેષ્ઠ બાબત તો એ છે કે, ઝિમ્મીઓના જાન-માલને મુસલમાનોના જાન-માલ બરાબર ઠેરવવામાં આવ્યા હતા. કોઈ મુસલમાન જો ઝિમ્મીને મારી નાંખતો હતો, તો હઝરત ઉમર (રદી.) તરત જ તેના બદલામાં મુસલમાનને કત્લ કરાવતા હતા. ઈમામ શાફઈ (રહ.)એ રિવાયત કરી છે કે, કબીલા બક્ર ઈબ્ને વાયલના એક માણસે હિયરાના એક ખ્રિસ્તીને મારી નાંખ્યો. હઝરત ઉમર (રદી.)એ લખીને મોકલ્યું કે, ''ખૂનીને મરનારના વારસોને સોંપી દો.'' એથી ખૂનીને મરનારના હુનૈન નામક વારસને સોંપી દીધો. અને એ વારસે તેને કત્લ કરી નાંખ્યો. માલ અને મિલ્કતને લગતા તેમના હક્કોનું રક્ષણ એનાથી વધુ શું થઈ શકે છે કે, જેટલી પણ જમીનો એમના કબ્જામાં હતી, તેમને તે જ ધોરણ પર તેમના કબ્જામાં રહેવા દીધી કે, જે ધોરણે દેશ જીતાયા અગાઉ તેમના કબ્જામાં હતી. વળી, એ ઉપરાંત મુસલમાનો માટે એમની જમીનોને ખરીદવાનું પણ ગેરકાયદેસરનું ઠરાવ્યું.

## બિનમુસ્લિમ લઘુમતીઓના હકો :

આજના યુગમાં મુસ્લિમ દેશો વિરૂદ્ધ એ પ્રોપેગન્ડો ખૂબ જ જોરશોરથી લગાવવામાં આવી રહ્યો છે કે, મુસ્લિમ દેશોમાં બિનમુસ્લિમોના હકો સુરક્ષિત નથી. હાલાંકે આ પ્રોપેગન્ડો પાયાહીન છે. એ યોગ્ય છે કે, ઈસ્લામ અલ્લાહ પાક પર કોઈના ભાગીદાર વગર ઈમાન લાવવાની દાવત છે. પરંતુ એ દાવત એ વાતની છે કે, લોકો ઈસ્લામને દલીલોની રોશનીમાં સમજ સાથે કબૂલ કરે. આ કામમાં જબરદસ્તી કરવાની કુર્આને કરીમે મનાઈ ફરમાવી છે.

''દીનના બારામાં બળજબરી નથી. કારણ કે હિદાયત પોતે જ ગુમરાહીથી જુદી પડી ચૂકી છે. હવે જે કોઈ જૂઠા પૂજ્યોને માને નહીં અને અલ્લાહપાક પર ઈમાન લાવે તો તેણે એવું મજબૂત કડું પકડ્યું, જે કદી તૂટનાર નથી.''

*(સૂ.બકરહ : ૨૫૬)*

માટે કોઈ પણ બિનમુસ્લિમને ઈસ્લામ કબૂલ કરવા પર મજબૂર ન કરી શકાય અને ન ઈસ્લામી ઈતિહાસમાં ક્યારેય કોઈ ઈસ્લામી હુકૂમતે બિનમુસ્લિમ પર જબરદસ્તી કરી હતી. અહીંયાં સુધી કે આપણા ઈતિહાસમાં એક વખતે એવું પણ બન્યું કે, એક હાકિમે કેટલાક લોકોને ધમકી આપીને જબરદસ્તી મુસલમાન બનાવી લીધા હતા. તે સમયના મુફતી સાહેબોએ ફતવો આપ્યો કે તેઓ પર જબરદસ્તી કરવામાં આવી છે. એટલા માટે તેમણે પોતાના પાછલા ધર્મ પર જવાનો અધિકાર પ્રાપ્ત છે. અને કાઝી સામે જબરદસ્તીનો સુબુત રજૂ થયો તો કાઝીએ ફેંસલો આપ્યો કે તેમને પોતાના પાછલા ધર્મ તરફ પરત ફરવાની અને તેની ઉપર અમલ કરવાની છૂટ આપવામાં આવે. માટે તેમાંથી ઘણા લોકો પોતાના ધર્મ તરફ જતા રહ્યા.

*(અલ બિદાયા વન્નિહાયા : ૧૭/૫૭૮)*

જ્યારે બિનમુસ્લિમ પ્રજા ઈસ્લામી હુકૂમતથી કરાર કરીને તેમના શાસન હેઠળ આવી જાય તો તેમના જાન-માલ અને ઈજ્જતની સુરક્ષા ઈસ્લામી હુકૂમતની ફર્જ બની જાય છે. અને તેમને મુસ્લિમ પ્રજા જેટલા હક પ્રાપ્ત થશે. બલ્કે ઈસ્લામી દેશોમાં બિનમુસ્લિમો (લઘુમતીઓ)ના હકોની જેટલી રક્ષા કરવામાં આવી છે, કદાચ તેના ઉદાહરણો બીજા ધર્મોમાં મળવા મુશ્કેલ છે. ઈસ્લામની પરિભાષામાં ઈસ્લામી દેશના બિનમુસ્લિમોને 'કરારી' અથવા 'ઝિમ્મી' (બિનમુસ્લિમ જે ઈસ્લામી દેશમાં રહે અને જિઝિયો આપે) કહે છે. કરારીનો અર્થ એ છે કે, જેનાથી કોઈ કરાર કરેલો હોય. અને બિનમુસ્લિમ લોકોને કરારી એટલા માટે કહેવામાં આવે છે કે, તેમની સાથે કરાર કરવામાં આવ્યો છે કે, તેઓ ઈસ્લામી હુકૂમતમાં મુસ્લિમોની જેમ અમનથી રહેશે. અને ઝિમ્મીનો અર્થ છે ''તે જેના જાન, માલ અને આબરૂની સુરક્ષાની જવાબદારી લેવામાં આવી હોય.'' આ વિશે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમ)ની કેટલીક હદીસો બયાન કરવામાં આવે છે :

‘‘યાદ રાખો ! જે વ્યક્તિએ કોઈ કરારી (બિનમુસ્લિમ) પર કોઈ જુલ્મ કર્યો અથવા તેની બેઈજ્જતી કરી અથવા તેની શક્તિથી વધારે તેની ઉપર બોજ નાંખ્યો, તો કિયામતના દિવસે હું તે(મુસ્લિમ)ની વિરૂદ્ધ વકાલત કરીશ.’’ *(અબૂ દાવૂદ : ૩૦૫૨)*

‘‘જે વ્યક્તિએ કોઈ કરારીને કારણ વગર કતલ કરી નાંખ્યો, તો અલ્લાહ તઆલા તેની ઉપર જન્નત હરામ કરી આપશે.’’ *(અબૂ દાવૂદ : ૨૭૬૦)*

‘‘જે વ્યક્તિ કોઈ કરારીને કતલ કરે, તો તે જન્નતની સુગંધ પણ સુંઘી શકશે નહીં. જ્યારે કે તેની સુગંધ ચાલીસ વર્ષની દૂરીથી પણ અનુભવી શકાય છે.’’ *(બુખારી શરીફ : ૩૧૬૬)*

હઝરત ઉમર (રદી.) જાતે બિનમુસ્લિમોના હાલાતની દેખભાળ રાખતા હતા. માટે એક વખતે બસરાનું એક પ્રતિનિધિમંડળ આવ્યું તો તેમનાથી પૂછ્યું કે, ત્યાંના મુસ્લિમો બિનમુસ્લિમોને કોઈ તકલીફ તો પહોંચાડતા નથી ? પ્રતિનિધિમંડળે કહ્યું કે, ના. જ્યાં સુધી અમને ખબર છે, તેઓ બિન-મુસ્લિમોને તેમના હકો આપે છે. *(તારીખે તબરી : ૪/૨૧૮)*

એક વખતે હઝ. ઉમર (રદી.) એક વૃદ્ધ યહૂદી પાસેથી પસાર થયા, જે ભીખ માંગી રહ્યો હતો. આપ તેનો હાથ પકડીને પોતાના ઘરે લઈ ગયા અને પોતાના ઘરેથી કંઈક આપ્યું. પછી બયતુલમાલના ખજાનચીથી કહ્યું : આના જેવા લોકોને જુઓ. અલ્લાહની કસમ ! જો આપણે તેની યુવાની વાપરીએ અને વૃદ્ધાવસ્થામાં તેને નિઃસહાય છોડી દઈએ, આ તો ન્યાય નથી. માટે આપે આના જેવા વૃદ્ધો પાસેથી જિઝિયો લેવાનું બંધ કરી દીધું અને બયતુલમાલમાંથી તેમને પેન્શન આપવાનું નક્કી કર્યું. *(કિતાબુલ ખિરાજ : ૨૫૯, ૨૬૦)*

હઝરત ખાલિદ બિન વલીદ (રદી.) ફરમાવે છે : ‘‘ત્રણ માણસો પર અમીર બનવા માટે ક્યારેય ત્રણ ડગલાં પણ ન ચાલો (એટલે પ્રયત્ન ન કરો). અને કોઈ કરારી (ગેરમુસ્લિમ)ને સોય જેટલું પણ નુકસાન ન પહોંચાડો.’’ *(કિતાબુલ અમવાલ : ૧/૩૮)*

જેમની તેમ જ રાખવામાં આવશે. ખુદાના રસૂલે વચન આપ્યું કે, કોઈ બિશપ પોતાના હોદ્દાથી બરતરફ નહીં થાય અને ન તેમની સત્તાઓ, અધિકારો અને દિનચર્યામાં કોઈ ફેરફાર કરવામાં આવશે. જ્યારે તેઓ શાંતિ, સુલેહ અને પ્રમાણિકતાથી રહે, તો ન તેમના ઉપર બળજબરી અને અત્યાચાર કરવામાં આવશે, ન તેઓ કોઈના ઉપર બળજબરી અને અત્યાચાર કરશે.

*(Prophet Muhammad : P.158)*

હઝરત મુહમ્મદ (સલ.)એ મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) અને કાફિરો (ઈસ્લામના વિરોધીઓ)ની સાથે જેટલા પણ કરારો કર્યા, તે બધામાં આ કલમ શામેલ હતી કે, "તેઓના જાન-માલ, વેપાર, જમીનો, સંપત્તિ સુરક્ષિત રહેશે. તેમના પાદરીઓ અને પૂજારીઓ તેમના પદો ઉપરથી હટાવવામાં નહીં આવે. *(મકાલાતે શિબ્લી : ભાગ-૧, પેજ-૧૯૭)*

હઝ. ઉમર (રદી.)ના શાસનકાળમાં જેરૂસલેમના પ્રસિદ્ધ વિજય પછી જ્યારે હઝરત ઉમર (રદી.) ગિરજાઘરને જોઈ રહ્યા હતા, ત્યારે નમાઝનો સમય થઈ ગયો. પાદરીએ કહ્યું : "તમે અહીં જ નમાઝ પઢી લો." પણ તેમણે કહ્યું કે, "હું અહીં એટલા માટે નમાઝ નથી પઢતો કે, ક્યાંક પછીથી આવનારા મુસલમાનો મારા આ અમલના હવાલાથી આ ગિરજાઘરને મસ્જિદમાં બદલવાની કરવાની કોશિશ ન કરે."

ભૂતકાળમાં લશ્કરી હુમલા કરવા અને વધુમાં વધુ પ્રદેશો પોતાના આધિન કરી લેવા એ રાજાઓ, સમ્રાટો અને શાસકોનો પસંદગીનો શોખ હતો. પ્રદેશ જીતી લીધા પછી વિજેતા કૌમ દાનવ બનીને ભૂખ્યા વરુઓની જેમ પરાજિત કૌમો ઉપર તૂટી પડતી હતી. મહિલાઓ સાથે અભદ્ર વ્યવહાર તથા બાળકો, વૃદ્ધો અને અશક્તો સુદ્ધાંની કત્લેઆમ જાણે તેમનો અધિકાર બની જતો. તેના સામે ઈસ્લામના અનુયાયીઓ સામાન્ય પરિસ્થિતિમાં તો ખરૂં જ, યુદ્ધકાળમાં પણ તેઓ એ વાતનું હંમેશા પાલન કરતા રહ્યા કે, કોઈ બિનમુસ્લિમ સાથે ધાર્મિક મામલાઓમાં બળજબરી ન કરવામાં આવે અને ધર્મ પરિવર્તન માટે કોઈને મજબૂર કરવામાં ન આવે. આ સંદર્ભે એક પ્રસંગ જોઈએ :

"ઈસ્લામના દ્વિતીય ખલીફા હઝરત ઉમર (રદી.)ના શાસન વખતે મિસર (ઈજીપ્ત)માં વિભિન્ન પ્રદેશોમાં હજારો કિબ્તી કબીલાઓના લોકો ગિરફતાર થયા હતા. તેમના સંદર્ભે ખલીફા તરફથી આદેશ આવ્યો કે, તેમને અધિકાર આપવામાં આવે કે, તેઓ ઈચ્છે તો ખ્રિસ્તી જ રહે અને ચાહે તો ઈસ્લામ સ્વીકારી લે. તે વખતના સેનાપતિ હઝરત અમ્ર બિન આસ (રદી.)એ બધાને કતારબંધ ઉભા રાખ્યા. સાથે ખ્રિસ્તી સરદારોને પણ બોલાવ્યા. ત્યાર પછી એકે-એકથી પૂછવામાં આવ્યું કે, તમે ક્યો ધર્મ સ્વીકારવાનું પસંદ કરશો ? જ્યારે તેમનામાંથી કોઈ વ્યક્તિ ઈસ્લામ અંગીકાર કરવાનું એલાન કરતો, તો મુસ્લિમ સૈનિકો 'અલ્લાહુ અકબર' (અલ્લાહ તઆલા મહાન છે) કહીને તેને વધાવી લેતા અને જો કોઈ પોતાના ધર્મ ઉપર કાયમ રહેવાનું કહેતો, તો ખ્રિસ્તીઓ ખુશીથી ઉછળી પડતા અને મુસલમાનો ગમગીન થઈ જતા. કોઈના ઉપર કોઈ પણ પ્રકારની બળજબરી કરવામાં ન આવી." *(ફત્હે ઈસ્કંદરિયા)*

ભૂતકાળમાં ઈરાનમાં અગ્નિપૂજકોનું શાસન હતું. ડગલેને પગલે તેમની અગિયારીઓ હતી. પરંતુ હંમેશા તે સુરક્ષિત રહ્યા. મુસલમાનોએ ઈરાન જીતી લીધાને ત્રણસો વર્ષ પછીના ઈતિહાસકારો અનુસાર ઈરાક, ઈરાન, કિરમાન, ખુરાસાન, આઝરબૈજાનમાં અગ્નિમંદિરો મૌજૂદ હતા. એક વખતે બાદશાહ મોઅતસિમના શાસનમાં એક જનરલે મસ્જિદના એક ઈમામ (નમાઝ પઢાવનાર) અને અઝાન આપનારને કોરડાઓથી ફટકા માર્યા. કેમકે તેમણે એક અગિયારીને મસ્જિદમાં પરિવર્તિત કરવાનો પ્રયત્ન કર્યો હતો. શિરાઝમાં ૧૧મી અને ૧૩મી સદી સુધી બિનમુસ્લિમ પ્રજાના તહેવારો પ્રસંગે બજારને સજાવવામાં આવતું હતું અને આ તહેવારો ખૂબ જ ધૂમધામથી ઉજવાતા હતા. ***(The Caliphs and Their Non Muslim Subjects : P.107)***

**એડવર્ડ ગિબન** લખે છે કે, "ઈસ્લામે કોઈ પણ ધર્મના મામલામાં દખલ કરી નથી, કોઈને તકલીફ નથી આપી, વિધર્મીઓને સજા આપવા કોઈ ધાર્મિક અદાલત કાયમ કરી નથી તેમજ ઈસ્લામે લોકોના ધર્મને બળજબરી પરિવર્તન કરવાનો ક્યારેય ઈરાદો કર્યો નથી. ઈસ્લામ સ્વીકારવાથી લોકોને

વિજેતાઓની બરાબર અધિકારો મળી જતા હતા અને પરાજિત પ્રદેશો એ શરતો અને બંધનોથી પણ સ્વતંત્ર થઈ જતા હતા, જે પ્રત્યેક વિજેતા જગતના પ્રારંભથી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના જમાના સુધી હંમેશા લાગુ કરતા રહેતા હતા.

ઈસ્લામના ઈતિહાસના દરેક પાના ઉપર અને દરેક દેશમાં, જ્યાં તેમને આધિપત્ય પ્રાપ્ત થયું ત્યાં અન્ય ધર્મોથી કોઈ ઘર્ષણ જોવા મળતું નથી. ત્યાં સુધી કે ફલસ્તિન (પેલેસ્ટાઈન)માં એક ખ્રિસ્તી કવિએ આ ઘટનાઓ વિશે બારસો વર્ષ પછી જાહેરમાં કહ્યું હતું કે, માત્ર મુસલમાનો જ ધરતી ઉપર એક એવી કૌમ છે, જે અન્ય ધર્મના અનુયાયીઓને દરેક પ્રકારની સ્વતંત્રતા આપે છે. *(ઝવાલે રૂમતુલકુબરા : પેજ-૧૫૮)*

## આતંકવાદની વ્યાખ્યા-ઈતિહાસ

આતંકવાદ કે ત્રાસવાદ એ એવો શબ્દ છે, જેનો અર્થ, તેનું અર્થઘટન તેમજ વ્યવહારૂ સુસંગતતાનો ઘટનાક્રમ ઘણો ગુંચવણભર્યો છે. આ સંદર્ભે ભાષાકીય રીતે કોઈ ચોક્કસ માર્ગદર્શન મળી શકતું નથી. સામાન્ય રીતે આ એક ભિન્ન પ્રકારની પરિભાષા છે. એક કાર્ય કોઈના માટે આતંકવાદ છે, તો કોઈ અન્ય માટે દેશપ્રેમ, કોઈ તેને ધાર્મિક ફરજ ગણે છે, તો કોઈ ગુનો.

આતંકવાદનો અંગ્રેજી સમાનાર્થી Terrorism, Terror થાય છે. જે લેટિન ભાષાના મૂળ Terror થી લેવામાં આવ્યો છે. જેનો અર્થ આતંકિત કરવાનો, ભયભીત કરવાનો થાય છે. ભય અને ડર પેદા કરવાને Terror કહે છે. Terrorism એ પારિભાષિક શબ્દ છે. ભાષાના પુસ્તકોમાં તેનો ચોક્કસ અર્થ મળતો નથી. જો કે તેનાં જે સ્પષ્ટીકરણ કરવામાં આવ્યા છે, તેમાં બે સ્પષ્ટીકરણ વધુ મહત્વના છે. પ્રથમ, આતંકિત કરવું-ભયભીત કરવું, રાજકીય પ્રપંચ અને જાતિ મુજબ કોઈ સમૂદાય કે જૂથને તાબે કરવા-પરાધિન કરવા માટે ધમકાવવું-ડરાવવું, અને બીજું, શાંતિપ્રિય લોકો વિરૂદ્ધ રાજકીય હેતુઓ માટે અત્યાચાર કરવો.



# આતંકવાદ અને ઈસ્લામ પરસ્પર વિરોધાભાસી દૃષ્ટિકોણ

હું સાક્ષી આપુ છું કે સઘળા મનુષ્યો ભાઈ-ભાઈ છે. *(હઝ. મુહમ્મદ સલ.)*

આતંકવાદ કોઈ પણ દેશની સુખ શાંતિ, સમૃધ્ધિ અને સુરક્ષા માટે અત્યંત ખતરનાક બલ્કે ઝેર સમાન છે. જે સમાજ સુરક્ષિત ન હોય, જે સમાજમાં માનવજાતને પોતાને પોતાની જાન, માલ પ્રત્યે ખતરો લાગેલો રહે, અને જયાં દરેક સમયે માનવી પોતાની સુરક્ષા પ્રત્યે ચિંતિત રહેતો હોય ત્યાં શૈક્ષણિક પ્રગતિ અટકી પડે છે. સંસ્કૃતિ, વારસો અને પરંપરાગતોનો નાશ થવા લાગે છે. દુષ્ટાચાર ઉત્પન્ન થવા લાગે છે. અને અસુરક્ષિત હોવાનો એહસાસ (ભાસ) જીવનના દરેક વિભાગોમાં પ્રગતિ માટે અવરોધરૂપ બની જાય છે. એટલા માટે આતંકવાદથી ચિંતિત અને ભયભીત થવું સ્વાભાવિક છે.

ઈસ્લામ એક એવો ધર્મ છે કે સુખ શાંતિ, સહિષ્ણુતા, સદ્ભાવના, સહનશીલતાની મૂલ્યવાન પરંપરા અને સુરક્ષા તેના ખમીરમાં રહેલી છે. પોતાના અનુયાયીઓ માટે તેણે બે શબ્દો વાપર્યા છે. ''મુઅમિન'' અને ''મુસ્લિમ''. આ બન્નેવ વિવરણો ઈસ્લામ ધર્મની શાંતિપ્રિયતા સૂચવે છે. મુઅમિન અમન શબ્દથી પ્રકટ થયેલ છે, એટલે કે એવો માણસ જે બીજાઓને શાંતિ અર્પણ કરે. અને મુસ્લિમ સલમથી નીકળેલ શબ્દ છે. જેનો અર્થ સુલેહ અને સુરક્ષા છે. આ રીતે મુસ્લિમનો ભાવાર્થ એવી વ્યકિત કે જે સુલહ-વાળો હોય અને જેનાથી બીજા માનવીઓને બલ્કે મૂંગા પ્રાણીઓ, કીડા-મકોડા સુધ્ધાંને રક્ષણ મળે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના પ્રવચનોથી આ વાસ્તવિકતાને જાહેર ફરમાવી છે કે વાસ્તવમાં મુઅમિન તે છે, જેનાથી તેનો પાડોશી સુરક્ષિત હોય.

પરંતુ સર્વપ્રથમ આ જાણવાની જરૂરત છે કે આતંકવાદની વ્યાખ્યા શું છે ? આતંકવાદ (Terrorism) ફ્રાન્સીસી ભાષાનો શબ્દ છે. જેનો ભાવાર્થ લોકોમાં ડર અને ભયનું વાતાવરણ પેદા કરી તેમના જીવનની ખુશી અને સુરક્ષા છીનવી લેવું એ છે.

અંગ્રેજી ભાષાની પ્રખ્યાત ડીક્ષનરીમાં (The New Shorter Oxford English Dictionary) એની એ વ્યાખ્યા કરતાં લખ્યું છે કે, Terrorism - Terrorist principles and practises.

The systematic employment of violence and intimidation to coerce a government or community, esp. into acceding to specific political demands.

## આતંકવાદીઓના નિયમો અને યોજનાઓ

પોતાની રાજકીય માંગો માટે કોઈપણ સરકાર કે સમાજ પર આયોજન-બધ્ધ રીતે હિંસા કે અત્યાચાર (સખતાઈ)નું આચરણ એટલે આતંકવાદ.

ઓક્ષફોર્ડની ડીક્ષનરી અને પ્રો. કલીમુદ્દીન અહમદની લખેલ ડીક્ષનરીના વાંચનથી માલૂમ પડે છે કે, આ શબ્દ (Terrorism) આતંકવાદ ફ્રાન્સીસી ભાષાનો શબ્દ છે અને સૌપ્રથમ ફ્રાન્સીસી લોકશાહી ચળવળ દરમ્યાન એક રાજકીય ક્રાંતિકારી ગૃપ ''જેકોબી''ની એક વ્યકિત માટે આ શબ્દ પ્રયોગમાં આવ્યો. તે પહેલાં કોઈ આ શબ્દને જાણતું ન હતું. ત્યાર બાદ રશિયાના સામ્યવાદીઓ માટે પણ આ શબ્દ વપરાશમાં આવ્યો, કારણ કે તેઓ પણ આતંકવાદી ઢબે જ રશિયામાં ક્રાંતિ લાવ્યા.

આતંકવાદ બીજાઓ પર અત્યાચાર, દમન શોષણ અને અન્યાયનું નામ છે. પરંતુ શું અત્યાચારના વિરૂધ્ધ અવાજ ઉઠાવવો અને અત્યાચારને ડામવાના પ્રયત્નો કરવા પણ આતંકવાદ છે ? કોઈ પણ ન્યાયિક માણસ આ વાત નકારી કાઢશે કે અત્યાચાર ઉપર વિરોધ વ્યકત કરવાને પણ આતંકવાદ કહી શકાય. જગતની અલગ અલગ કૌમોએ આવી અત્યાચારી અને ક્રૂરતા વરસાવનાર કૌમોનો સદા વિરોધ કર્યો છે. જે લોકોએ બીજા દેશો અને ત્યાંની પ્રજાને પોતાના ગુલામ બનાવી તેમનુ દમન અને શોષણ કર્યું, આઝાદીની લડાઈમાં કેટલાય લોકોનું લોહી વહાવ્યુ, અને તેઓના ખૂનથી પોતાની સત્તાની તરસ બુઝાવી. શું આ ક્રાન્તિ અને ઈન્કિલાબના આવા વીરો અને હીરોને પણ આતંકવાદી કહી શકાય ? આપણા ભારત દેશમાં ૯૦ વર્ષ સુધી આઝાદી માટે હિંસક લડાઈઓ થઈ. આ લડાઈઓ એટલા માટે જ લડવામાં

આવી કે આપણે અંગ્રેજોની ગુલામીમાંથી મુકિત પામીએ. શું આઝાદી માટેના પ્રયત્નો અને ચળવળોની પણ આતંકવાદમાં ગણતરી થશે? જગતમાં કોઈ ધર્મ એવો નથી કે જેણે ઝાલિમ સામેની લડાઈને અત્યાચાર અને આતંકનું નામ આપ્યુ હોય. હિન્દુ ઈતિહાસમાં કૌરવો અને પાંડવોની પ્રખ્યાત લડાઈમાં શ્રી કૃષ્ણએ અર્જુનને જે હુકમો આપ્યા તે આજે પણ ગીતામાં સુરક્ષિત છે, નિશ્ચિતપણે તેમાં આ સંદેશો છે કે, પોતાના ઉચિત અને વ્યવહારિક હક્કો માટે લડવુ અને ઝાલિમ અન્યાયી વિરૂધ્ધ બળ પ્રયોગ કરવો આતંકવાદ નથી, બલ્કે પવિત્ર જિહાદ છે. પવિત્ર કુર્આનેપાક પણ ઘણા કોમળ અને સૂક્ષ્મ વિવરણમાં કહે છે કે કોઈ ધૃણાસ્પદ, બુરી વાત જાહેરમાં કહેવી પણ અલ્લાહપાકને પસંદ નથી, પરંતુ જે માણસ અત્યાચારોથી પિડિત હોય તો જરૂર એને આવા અત્યાચાર વિરૂધ્ધ અવાજ ઉઠાવવાનો અધિકાર છે.

આ વાતની સ્પષ્ટતા જરૂરી છે કે, ઈસ્લામ એ માણસને પણ અનીતિ અને ઉચિત હદોથી આગળ વધવાની અનુમતિ નથી આપતો, જેના પર અત્યાચાર થયો હોય એના માટે કુર્આને સીમા અને નિયમો નક્કી કર્યા છે.

## આતંકવાદ ડામવાનો ઉપાય

આતંકવાદ ડામવાના ઉપાય માટે યથાર્થ માર્ગ એ છે કે સર્વ પ્રથમ તેના કારણો પર વિચાર કરવામાં આવે. અને તે વસ્તુઓનો નાશ કરવામાં આવે જે શિષ્ટ, વ્યવહારિક અને શિક્ષિત લોકોને પણ આતંકવાદી બનાવી દે છે. વાસ્તવમાં પોતાના મૂળભૂત, વ્યાજબી અને વ્યવહારૂ હક્કોથી વંચિતતાનો અહેસાસ, અનુભવ, પોતાના હક્કોનું રક્ષણ અને ન્યાય મળવાથી હતાશા અને નિરાશા આતંકવાદ ઉત્પન્ન કરે છે. કદીક આર્થિક નિષ્ફળતા, ધનિક વર્ગ વિરૂધ્ધ ઉત્તેજિત કરે છે. આપણા દેશમાં નકસલવાદી ચળવળ આના આધારે જ ઉત્પન્ન થઈ છે. વંચિત હોવાના એહસાસ અને અનુભવે બેરોજગાર વર્ગની એક મોટી ટીમ તેની આજુ બાજુ ઊભી કરી દીધી છે. કદીક રાજકીય અસફળતા પણ અસામાજિક તથા વિઘ્નસંતોષીઓનું પીઠબળ મળવાથી આતંકવાદનુ કારણ બનતું હોય છે. દેશના સરહદી રાજ્યોની સંવેદના અને આતંકમાં દિવસે દિવસે વધારો તેનું ઉદાહરણ છે.

કોઈકવાર આતંકવાદનું કારણ કોમી અન્યાય અને જ્ઞાતિવાદ પણ બને છે, આ કારણો પર ધ્યાન ન આપવુ, અને તેનાથી ઉત્પન્ન થતી પ્રતિક્રિયાને આતંકવાદ કહી બળપ્રયોગથી તેને ખતમ કરવાના પ્રયત્નો કરવા, જળમૂળને છોડી ડાળીઓ ઉપર પાણી વહેડાવવા સમાન છે, જેનાથી અખંડ ભારતના વૃક્ષના પાયા હચમચી ઉઠયા છે.

ઇસ્લામ ધર્મની પ્રણાલિકા એ છે કે, તે કાયમ પરેશાનીઓના મુખ્ય કારણો શોધે છે. અને અસલ બીમારી પારખીને તેના ઉપાય તરફ સર્વ પ્રથમ ધ્યાન કેન્દ્રિત કરે છે.

ઇસ્લામ પૂર્વે અરબોની અજ્ઞાનતા, લૂંટફાટ, આતંકવાદ અને અનીતિથી કદાચ જ કોઈ અપરિચિત હશે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આગમન પહેલાં મનુષ્ય અપમાનજનક અને આત્મહિનતા તથા તિરસ્કારભર્યુ જીવન ગુઝારતો હતો. પોતાના અંગત લાભ માટે પ્યારા બાળકોની પણ હત્યા કરવામાં આવતી હતી. લૂંટમાર, પાશવી હત્યા તથા ખૂનામરકીને કોમી પ્રતિક સમજવામાં આવતું, જેને લઈ બદલો લેવાની વૃત્તિ, કીના-કપટ, ઝુલ્મ વગેરે મામુલી સમજવામાં આવતાં. કુટુંબમાં વંશપરંપરાગત શત્રુતા ઉતરતી હતી. શત્રુને ગમે તે રીતે તબાહ અને બરબાદ કરવાની કોશિષો કરવામાં આવતી હતી. પરંતુ ઈસ્લામે તેનો ઘણી જ સીફત અને સમજદારી-પૂર્વક ઉપાય કર્યો, અને તે લોકો જેમની અભણતા, જડતા, બર્બરતા અને પાશવી અત્યાચારો ઉદાહરણરૂપ હતા, તેમને આખા જગતના શાંતિના સંદેશવાહક બનાવી દીધા. ઈસ્લામને આ સફળતા આતંક ઉત્પન્ન કરનાર કારણો પર ધ્યાન કેન્દ્રિત કરવાને લઈ મળી છે. સૌથી વધુ જે વસ્તુ માનવીને આતંકવાદી બનાવે છે તે આર્થિક અને માનસિક નબળાઈનો અનુભવ છે. ઈસ્લામે સર્વ પ્રથમ પરલોક (આખિરત) પ્રત્યે વિશ્વાસ પેદા કર્યો, અને જણાવ્યું કે આ દુન્યાની રાહતો નષ્ટ પામવાની છે. દુન્યાની માયાજાળમાં ન ફસાવવાની વારંવાર તાકીદ કરી આત્મશુદ્ધિ ઉપર ખાસધ્યાન આપ્યું અને હક વસૂલ કરવા કરતાં અદા કરવાની પ્રેરણા આપી.

હત્યા, ખૂનામરકી, હિંસા અને અશાંતિથી વધુ કોઈ વસ્તુ અલ્લાહ

પાકને નાપસંદ અને ધૃણાસ્પદ નથી. કુર્આન શ.ના શિક્ષણ પ્રમાણે પયગમ્બરો (અલૈ.)ને દુન્યામાં મોકલવાનો મૂળભૂત હેતુ જગતમાં શાંતિ સ્થાપવી તથા લોકોના જાનમાલ અને ઈજ્જતના રક્ષણની વ્યવસ્થા કરવી પણ છે.

ઈસ્લામ ધર્મ સંપૂર્ણ રહમત, સુખ અને શાંતિ ચાહક છે. તે જીવનની પ્રત્યેક પળોમાં ન્યાય અને ઈન્સાફને પ્રાધાન્ય આપે છે. તેની ડિક્ષનરીમાં મહેરબાની, માફી અને ક્ષમાથી વધુ કોઈ વસ્તુ પ્રિય અને માન્ય નથી. ઝુલ્મ, અત્યાચાર અને અન્યાયથી વધુ કોઈ વસ્તુ તેના સમક્ષ ધૃણાસ્પદ નથી. તેણે અલ્લાહપાકના જે નામનું વારંવાર રટણ કરાવ્યું, તે રહમાન (દયાળુ) અને (કૃપાળુ) રહીમ છે. તેણે પોતાના પૈગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જે ઉપનામ આપ્યુ તે "સમગ્ર વિશ્વ માટે રહમત" છે. જેમને લગાતાર એકવીસ વર્ષના જૂની અદાવત અને દ્વેષ રાખતા મક્કાના દુશ્મનો ઉપર જયારે સંપૂર્ણ કાબૂ મળે છે, તો શાબ્દિક બદલો પણ લેવાનુ તે પસંદ કરતા નથી, અને બધાને એક સાથે માફ કરી દે છે. બલ્કે પોતાનાં તે મકાનો, મિલ્કતો અને જમીનો પણ દુશ્મનો પાસેથી પાછી નથી માંગતા, જેના ઉપર આઠ વર્ષ પહેલા દુશ્મનોએ જબરદસ્તી કબજો કરી લીધો હતો. તેને પણ માફ કરી તેમને તેના માલિક તરીકે બાકી રાખવામાં આવે છે. તેનાથી વધુ શું હોય શકે કે શત્રુના તે ચીફ કમાન્ડર અને સરદાર જેમણે વર્ષો સુધી દરેક લડાઈની કમાન પોતાના હાથમાં લીધી હતી. આજે ફતેહના દિવસે તેમના ઘરમાં આશરો લેનારને પણ માફ કરવાનુ એલાન થાય છે.

## આતંકવાદી ગૃપોને યુરોપ-અમેરિકાના છૂપા આશીર્વાદ

પાછલા પચાસ સાઈઠ વર્ષનો ઈતિહાસ સાક્ષી આપે છે કે, વિશ્વમાં અમુક આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ છે, જે પ્રગતિશીલ અને પ્રગતિપ્રાપ્ત દેશોમાં પોતાની રાજકીય વગ કાયમ રાખવા માંગે છે. એના માટે તેઓ અમુક આતંકવાદી ગૃપોથી છૂપી રીતે મદદ લઈ રહ્યા છે. તેમને ધનદોલત તથા હથિયારોથી સજ્જ રાખે છે. તેમનાથી સરકારોની તોડફોડ કરાવી તે દેશોમાં પોતાની કઠપૂતળી સરકારો કાયમ કરે છે. અત્યંત વિશ્વાસપાત્ર રિપોર્ટો દર્શાવે છે કે પ્રગતિશિલ દેશોમાં ધનિક દેશોની છૂપી એજન્સીઓ જેમાં

અમેરિકાનો પ્રથમ નંબર આવે છે, આ કામ કરવા તે દેશ અથવા સમાજના બેકાર યુવાનોને પોતાના હાથા બનાવી પોતાનો હેતુ પાર પાડે છે. સમાજની નિર્દોષ વ્યકિતઓ જ આવા આતંકવાદી હુમલાઓનું નિશાન બને છે. પોતાનો હેતુ પાર પાડવા આવા નિર્દોષોની જાનથી રમત રમવામાં એમને મજા આવે છે. અમુક સરકારો કે રાજકીય પાર્ટીઓ તો પોતાનો રાજકીય લાભ પામવા આવી નીચ પ્રકારની હરકતો કરીને કહે પણ છે કે, મોટા ફાયદાઓ માટે નાની કુર્બાની તો આપવી જ પડે છે. હકીકતમાં આ ગંદી વિચારધારા યહુદીઓની છે. એમનો પાંચ હજાર વર્ષનો ઈતિહાસ ખાસ કરીને છેલ્લા બે હજાર વર્ષનો ઈતિહાસ સાક્ષી આપે છે કે, જગતમાં ફકત યહુદીઓનું વર્ચસ્વ જ બાકી રહે તેના માટે દરેક યહુદીએ સદા તત્પર રહેવું જોઈએ. એવી તેમની માન્યતા છે. પ્રથમ વિશ્વયુધ્ધનું કારણ પણ યહુદીઓના હથિયારના કારખાના જ બન્યા હતા. ત્યાર બાદ અમેરિકામાં એમના આર્થિક વર્ચસ્વએ આ હેતુ પાર પાડવામાં મહત્વની ભૂમિકા ભજવી છે. એમના પ્રોટોકોલ અને છૂપા એજન્ડા જે એમની વિવિધ મીટીંગોમાં રજુ કરવામાં આવ્યા છે. તે વિશ્વ સમક્ષ આવી ચૂકયા છે. એ બધાનો સારાંશ એ જ છે કે વિશ્વ ઉપર ફકત યહુદીઓનું જ વર્ચસ્વ રહે. કારણ કે યહુદી કૌમ જ ફકત (નઉઝુબિલ્લાહ) અલ્લાહપાકની અવલાદ અને પ્યારી કૌમ છે. માટે જગતની પ્રજાઓ, સંપ્રદાયો અને આર્થિક કે સામાજિક વર્ચસ્વ ધરાવતી કોઈ કૌમ પ્રગતિ ન કરે. એમને અંદરોઅંદર લડાવી પોતાનો હેતુ પાર પાડવો. જગતની બે મોટી ધાર્મિક જાતિઓ ખ્રિસ્તીઓ અને મુસ્લિમોને અંદરો અંદર લડાવવા માટે બોસ્નીયા-સર્બીયાના યુધ્ધને વધુથી વધુ લંબાવવાની અનથક કોશિષો કરી, જેથી મુસ્લિમ દેશો અને યુરોપીય દેશોમાં ઘર્ષણ થાય. હાલમાં પણ યુરોપ તથા અમેરિકામાં મુસ્લિમોની વધતી જતી વસ્તી તથા આર્થિક સધ્ધરતાને લઈ ત્યાંના વાતાવરણને પ્રદૂષિત કરવા અમુક ગૃપો અને છૂપી એજન્સીઓ મારફતે ત્યાં તોડફોડ કરાવવી, જેનો જીવંત દાખલો વર્લ્ડ ટ્રેડ સેન્ટરનો હુમલો છે. જેને ખુદ યુરોપના જ પ્રખર વિદ્વાનોએ યહુદીઓનું કાવત્રુ હોવાના પુરતા પ્રમાણો સાથે પુસ્તકો લખી જાહેર કર્યુ છે. ભારતમાં પણ અમુક વિઘ્નસંતોષીઓ

જેમણે દેશના સ્વતંત્રતા સંગ્રામમમાં એક પાણીનું ટીપુ (પરસેવો) પણ નથી વહાવ્યું, બલ્કે અંગ્રેજી સામ્રાજયના છૂપા એજન્ટો બની કામ કર્યું છે. તેવી શકિતઓ દેશની પ્રગતિમાં તથા હિંદુ-મુસ્લિમ ભાઈચારામાં પોતાનું અહિત સમજે છે. તે પણ યહુદી લોબીના કહૃાા પ્રમાણે દેશનું વાતાવરણ ડહોળી દેશને આર્થિક, સાંસ્કૃતિક તથા સામાજિક પડતીના માર્ગે લઈ જવા માંગે છે. તેના માટે તેઓ વર્લ્ડ ટ્રેડ સેન્ટર જેવા નાટકો ભારતમાં પણ કરી રહૃાા છે. પરંતુ દેશનો સામાન્ય નાગરિક પણ હવે તેમને સારી રીતે ઓળખી ગયો છે. આમા દુર્ભાગ્યે જાણે અજાણે અમુક મુસ્લિમ યુવાનો પણ ગેરમાર્ગે દોરવાઈ તેમના ષડયંત્રનો ભોગ બની જાય છે. સામાન્ય મુસ્લિમો એમના આવા દુષ્કૃત્યો બિલ્કુલ પસંદ કરતા નથી. અને ન ઈસ્લામ નિર્દોષોને મારવાની પરવાનગી આપે છે. ખાસ કરીને ધાર્મિક સ્થળોની તોડફોડને તો અત્યંત ધૃણાસ્પદ સમજે છે.

## વિશ્વના મૂફતીઓનો ફત્વો
## ISISના ગલત પ્રચારથી યુવાનો સાવચેત રહે

ભારતિય મુસ્લિમોના બધા જ સંગઠનો જમીઅતે ઉલમાએ હિંદ, જમાઅત ઈસ્લામી, જમાઅતે અહલે હદીસ, મુસ્લિમ મજલિસે મશાવરત, ઓલ ઈન્ડિયા મિલી કાઉન્સિલ અને વેલફેર પાર્ટી ઓફ ઈન્ડિયા સહિત અગ્રગણ્ય સંગઠનોએ અત્યંત ક્રુર અને ઘાટકી ત્રાસવાદી સંગઠન ISIS ને ઘણા જ કડક શબ્દોમાં વખોડી કાઢી તેમની સઘળી કાર્યવાહીને ઈસ્લામિક નિતીનિયમો, આચારસંહિતાઓ, સિદ્ધાંતો અને કાયદા-કાનૂનના વિરૂધ્ધ હોવાનું જણાવ્યું છે. અને તેની કાર્યવાહી તથા રોજ રોજની ગતિવિધિઓ અને પ્રવૃત્તિઓ બાબતે મુસ્લિમ યુવાનોને જાગૃત રહેવાનું આહ્‌વાન કર્યું છે અને જણાવ્યું છે કે, આ સંગઠન અમેરિકા, ઈઝરાઈલ અને પશ્ચિમી દેશોએ તૈયાર કર્યું છે. જેનો મુખ્ય હેતુ ઈસ્લામિક જગતને છિન્નભિન્ન કરવાનો છે. આ સંગઠન ફકત મુસ્લિમો વચ્ચે ફાટફૂટ, દુશ્મની અને દ્વેષ ફેલાવી સિરીયાના અત્યાચારી શાસક અસદ તથા ઈઝરાઈલને મજબૂત કરી રહ્યું છે.

ISIS તરફથી સ્ત્રીઓ-બાળકો સાથે અત્યંત ઘાટકી, અત્યાચારી વ્યવહાર

કરવામાં આવી રહ્યો છે. લોકોને તડપાવી-તડપાવીને મારી નાખવા, જીવતા આગમાં ફૂંકી મારવા, નાના-નાના બાળકોને ઢાલ બનાવી વાપરવા, માસૂમ ફુલકા જેવા બાળકોના શરીરમાંથી લોહી કાઢી લઈ ISISના ઝખ્મીઓના ઈલાજ માટે વાપરવા, નાના બાળકોને ફૌજી ટ્રેનિંગમાં જબરદસ્તી લઈ જવા તથા ઈસ્લામી ખિલાફતનું એલાન કર્યા બાદ એક વર્ષના ટૂંકા ગાળામાં બે હજાર છસો અઢાર વ્યકિતઓને ફાંસી આપવામાં આવી. જેમાંથી પંદરસો સામાન્ય નાગરિકો હતા અને ૧૩૯ (એકસો ઓગણચાલીસ)નો સબંધ ISISમાં શામેલ લોકોથી હતો. ગલત પ્રચારને લઈ એમની સાથે શામેલ થઈ ગયા હતા અને હવે તેમનો સાથ છોડી રહ્યા હતા. સામાન્ય લોકોને ભયભીત કરવા માટે માથા વધેરવાના બનાવોને વિડિયો કેસેટ મારફતે દુનિયાભરમાં પ્રસારિત કરવામાં આવ્યા. જેલમાં કેદીઓ પાસે પોતાના હાથથી પોતાની કબરો ખોદાવી તેમને જીવતા કબરમાં દફન કરતી વિડીઓ બતાવવામાં આવી, સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરવો, જે પ્રદેશો ઉપર કબ્ઝો કર્યો ત્યાંની બેંકોના લોકરોમાંથી લોકોની સોનાની અમાનતો પોતાના કબ્ઝામાં લઈ લેવી, વેપારીઓ અને માલદારોનું અપહરણ કરી તેમની પાસેથી કરોડો રૂપિયા કઢાવવા વગેરે કોઈ પણ કૃત્યની ઈસ્લામ પરવાનગી આપતો નથી.

ISIS (દાઈશ) વિશે (અમેરિકા, યુરોપ સિવાય) આખી દુનિયા વિચાર-વિમર્શ અને આશ્ચર્યમાં પડી ગઈ છે કે, આ કેવું સંગઠન છે, જેણે ચાર વર્ષના ટૂંકા ગાળામાં ઈરાક અને સિરિયાના ત્રીજા ભાગ ઉપર કબ્ઝો જમાવી દીધો અને ઈરાક તથા અફઘાનિસ્તાનીઓને રહેંસી નાખનાર સુપર પાવર તાકત અમેરિકા પણ ડરતા ડરતા એવું એલાન કરે કે, ISIS ને ખતમ કરવા માટે ૨૦ થી ૩૦ વર્ષ લાગી શકે છે. અને અમેરિકા પોતાની મદદ માટે બીજી સુપરપાવર તાકાત રશિયાને પણ બોલાવે છે ? આ બધા રહસ્યો ઉકેલવા માટે સિરિયાની વર્તમાન સરકાર વિશે થોડુ જાણવું જરૂરી છે.

સિરિયાના પ્રમુખ બશ્શાર અસદ (જે શીયાઓના કટ્ટરપંથી નુસૈરી ફિરકાથી સબંધ ધરાવે છે.) વિરૂધ્ધ દેશના નાગરિકો આરબ વસંતના વાવાઝોડામાં સડકો ઉપર ઉતરી આવ્યા, તો પોતાની ખુરશી બચાવવા તેણે

અમેરિકા અને રશિયાની મદદથી ત્રણ લાખ માણસોને મારી નાંખ્યા, ૨૫ લાખ ઝખ્મી થયા અને દોઢ કરોડ માણસો ઘરવિહોણા થઈ ગયા છે, અને લગભગ એક કરોડ જેટલા લોકો બીજા દેશોમાં શરણ લેવા મજબૂર થયા છે. આ પહેલા એના બાપ અસદે પણ સિરિયાના બે લાખ સુન્નીઓને હલબ અને હિમ્સ શહેરો ઉપર બોંબવર્ષા કરી મારી નાંખ્યા છે. અને અસદે તો ઈઝરાઈલના માંગ્યા વગર ગોલાનની પહાડીવાળો પ્રદેશ તેને આપી દીધો. આ બાપ-બેટાનું કામ ફકત પોતાની સત્તા સાચવવાનું છે.

હાલમાં બશ્શારની સત્તા સાચવવા અમેરિકા અને રશિયા સહિત યુરાપિય ઘણા દેશો શામેલ છે. ઈરાની તરફથી સંપૂર્ણ સહકાર મળી રહયો છે. લેબનોન સ્થિત શિયા હિઝબુલ્લાહ (નસરુલ્લાહ) ગૃપ ખુલ્લમ ખુલ્લી મદદ કરી રહયું છે. છેવટે યમનના શીયા હોષી ગૃપથી મદદ લેવામાં આવી. આ બધાથી પણ સંપૂર્ણ ફતેહ ન મળી તો અમેરિકાએ પોતાની જૂની ચાલ પ્રમાણે ISISને પેદા કર્યું. અમેરિકાના ન્યૂઝ પેપર 'ટાઈમ'માં આજથી ત્રીસ વર્ષ પહેલા લખ્યું હતું કે, જ્યારે અમેરિકા હારી જાય છે, તો એક નવો દુશ્મન (બનાવટી) ઉભો કરે છે.

આ યોજનાનું સંચાલન ક્યાંથી થઈ રહ્યું છે ? આ સંદર્ભે માત્ર એટલો ઈશારો પુરતો હશે કે, માજી અમેરિકી પ્રમુખ જ્યોર્જ બુશ વિશે રાજકીય વિશ્લેષકોએ એક વાત સ્પષ્ટપણે લખી છે કે, તેઓ ''આરબ શીઆ રાજ્ય''ના પ્રથમ જનક છે. ઈરાકમાં તેમણે ઈરાનને ઘૂસણખોરી કરવાનો જે મોકો આપ્યો, તેના જ કારણે ઈરાન ખાડીમાં એક મજબૂત પરિબળ બન્યું.

શીઆ-સુન્ની વૈમનસ્ય ભડકાવવા અને પાછલા દિવસો દરમિયાન મુસ્લિમ જગતમાં આવેલ લોકજુવાળની દિશાને ગૃહયુદ્ધ તરફ વાળવાનું કામ ક્યાંથી થઈ રહ્યું છે ? એનો અંદાજો આપને અમેરિકાની રાજકીય નીતિ ઘડનારા તજજ્ઞોના લેખોથી સરળતાપૂર્વક આવી શકે છે. મિ. જેમ્સ જેફરી ઈરાક અને તુર્કીમાં અમેરિકાના એલચી રહ્યા છે. અને મધ્યપૂર્વ વિશે અમેરિકી નીતિ બાબતે નિપૂણતા ધરાવતા સલાહકારોમાં તેમનું આગવું સ્થાન છે. તેમણે પોતાના એક લેખમાં કરબલાની ઘટનાનો ઉલ્લેખ કરતાં લખ્યું છે કે,

આપણે એ વાત બિલ્કુલ સ્પષ્ટપણે જાણી લેવી જોઈએ કે, શીઆઓ અમેરિકાના દુશ્મન નથી. આપણે બહરૈનની શીઆ બહુમતી પર ગુજારવામાં આવી રહેલ અત્યાચારોને રોકવા માટે વધારે મજબૂત પગલાં લેવા જોઈએ. અને જે લોકોને આ દિશા અપનાવવામાં કંઈક મુશ્કેલી દેખાય, તેમણે એ હકીકત જરૂર નજર સમક્ષ રાખવી જોઈએ કે તે દેશો જ્યાં શીઆઓ બહુમતીમાં છે, ખાસ કરીને ઈરાન અને ઈરાક, ત્યાં ત્રણસો બિલિયન બેરલથી પણ વધારે તેલ (પેટ્રોલ)ના સુરક્ષિત ભંડારો આવેલા છે. જે સાઉદી અરબ સહિત બધા ખાડીના દેશોના કુલ ભંડારોનો બે તૃતિયાંશ ભાગ છે. અને વિશ્વ ભંડારોની તુલનામાં તે ૨૦ ટકા છે.

ડોરગોલ્ડ એક ઉચ્ચસ્તરીય ઈઝરાયેલી નીતિ ઘડનાર આગેવાન છે. જેઓ માજી વડાપ્રધાન એરિયલ શેરોન અને વર્તમાન વડાપ્રધાન નૈતનયાહુના સલાહકાર રહ્યા છે. તેમણે પોતાના એક લેખમાં ઈઝરાયેલી નેતૃત્વને એ સમજાવવાની કોશિશ કરી છે કે, તે શીઆઓ સાથે પોતાના સબંધોનો એક નવો દોર શરૂ કરે.

શીઆઓ વિશે ઈઝરાયેલી નેતૃત્વને હકારાત્મક નીતિ અપનાવવાની ભલામણ કરતાં ડોરગોલ્ડ પોતાના ઉક્ત લેખમાં આગળ લખે છે : "૧૯૪૮ થી પહેલા દક્ષિણી લેબેનોનના શીઆઓએ યહુદી વસ્તી ઉભી કરવામાં સહાય કરી હતી. અને ૧૯૮૦માં ઈઝરાયેલ સાથે મળીને 'પેલેસ્ટાઈની સ્વાતંત્રા સંગઠન' સાથે યુદ્ધ કર્યું હતું."

ઉપરોક્ત લેખો તથા અન્ય માહિતીથી એ વાત બિલ્કુલ સ્પષ્ટ છે કે, અરબ જગતમાં લોકજાગૃતિની જે લહેર ઉભી થઈ અને તેના પરિણામે ઈસ્લામ તરફ પાછા ફરવાનું જે વલણ સામે આવ્યું, તેના મુકાબલા માટે બધા ઈસ્લામ વિરોધી પરિબળોએ સાથે મળી એ યોજના બનાવી કે, જે તે દેશોમાં શીઆ-સુન્ની યુદ્ધની આગ ભડકાવી દેવામાં આવે અને સમગ્ર ઝુંબેશની દિશા ગૃહયુદ્ધ તરફ વાળી દેવામાં આવે.

હવે આ અનુસંધાનમાં ISISને જોઈએ. પાછલા ચાર વર્ષ દરમિયાન ISIS ઉપર સંશોધન કરનાર કુવૈત સ્થિત મેગેઝિન "અલ્‌મુજતમઅ"એ

સિરિયાના વિવિધ સામાજિક, રાજકીય અને ધાર્મિક સંગઠનો તથા પ્રચાર અને પ્રસાર માધ્યમોના વિવિધ પત્રકારો અને કતારલેખકો તથા ISISના શિકાર થયેલ લેખકોના ઈન્ટરવ્યુ લીધા અને એક દળદાર દસ્તાવેજ બહાર પાડયો છે. જેનું ઉર્દૂ ભાષાંતર પ્રખ્યાત અરબી આલિમ અને મિડિયાના સ્પેશ્યાલીસ્ટ, અરબ દેશોમાં વર્ષો રેડિયો સ્ટેશનમાં મિડિયા સાથે જોડાયેલા આલિમ દારૂલ ઉલૂમ નદ્‌વતુલ ઉલમા-લખનૌના ઉસ્તાઝ જનાબ મવલાના નઝરૂલ હફીઝ સાહબે (દા.બ.) પોતાની ઘડાયેલી અનુભવી કલમે કર્યું છે. તેનો ટૂંકસાર રજૂ કરી રહયો છું.

મવલાનાએ આ બધાનો ખુલાસો એ કર્યો કે, આની પાછળ અમેરિકાનો હેતુ અરબ દેશોના નવા ભાગલા અને ટુકડા કરવાનો છે. જેવી રીતે પહેલા વિશ્વયુધ્ધ પછી ''સાઈકસ બેકો'' કરાર પ્રમાણે આરબ દેશોના ટુકડા કર્યા હતા એ જ પ્રમાણે ફરીથી ઈજિપ્ત, સિરિયા, લીબીયા, ટયુનિસ, ઈરાક, યમન અને સઉદી અરબિયાના ટુકડા કરવામાં આવશે. આ બધાનો ઈન્ચાર્જ ઈરાનને બનાવવામાં આવશે. આનો પહેલો હપ્તો ઈરાનને એ રીતે આપવામાં આવ્યો કે તેની સાથે પરમાણુ સમજુતી કરવામાં આવી. આ બધા પાછળ ઈઝરાઈલનુ ભેજુ કામ કરી રહયું છે. જેથી ઈરાનની આડમાં તેનુ પોતાનું સ્વપ્ન (નાઈલથી ફુરાત સુધીના પ્રદેશો ઉપર કબ્ઝો કરવાનું) છે. બધા જ સમુદ્રી નાકાઓ (હુરમુઝની ખાડી, સુએઝ નહર અને બાસ્ફોર્સ ખાડી) ઉપર યુરોપિય શકિતઓની દેખરેખ રહે. અને પેટ્રોલના બધા જ ગોડાઉનો પર તેમનો સીધો કંટ્રોલ થઈ જાય. અને અરબ રાજાઓને થોડી મુદ્દત સુધી કમીશન પેટે અમુક રકમ (શાણીયાણુ) આપી દેવામાં આવે અને છેવટે મુગલ સામ્રાજ્યની જેમ આરબ સામ્રાજ્યનો અંત આવી જાય. અને આરબ દુનિયા પહેલાની જેમ રોમન અને પરશિયન અમ્પાયરના કબ્ઝામાં આવી જાય.

માયુસી કુફ્ર છે, પરંતુ જરા વર્તમાન આરબ દેશોની શું દશા છે ? ઈજિપ્ત (મિસ્ર) ઉપર અસલ ઈઝરાઈલનો કબ્ઝો છે. જોર્ડનના રાજા બ્રિટિશ ખાતુનની અવલાદ છે. સિરિયા ઉપર નુસૈરી (શીયા)ઓનો કબ્ઝો છે. જે અમેરિકાથી પણ વધુ ખતરનાક અત્યાચારી છે. તે સુનિયોજિત રીતે ISISને

માર્ગદર્શન આપી તેના ઓઠાઓમાં સિરિયાના સુન્નીઓ ઉપર અમેરિકા તથા રશિયા પાસે બોંબવર્ષા કરી સુન્નીઓનો સફાયો તથા તેમનો આ બહાને દેશનિકાલ કરાવી રહયા છે. ઈરાક ઉપર તો પહેલાથી જ ઈરાની સરકારનું નિયંત્રણ છે. બહરેન, કુવૈત અને ખાડીના નાના દેશો તો પાણીના પરપોટાની જેમ ગમે ત્યારે ખતમ કરી શકાય છે. એક નવુ કુર્દિસ્તાન જેમાં ૩૬ મીલીયન કુર્દો હશે. જે અમેરિકાને વફાદાર રહેશે. અને જે સિરિયાથી ઈરાનના તબરેજ શહેર સુધી ચાર દેશોમોથી ટુકડા કરી બનાવવામાં આવશે. એ જ પ્રમાણે એક અરબ શિયાઓનો દેશ બનાવશે, જેમાં ઈરાક તથા સાઉદીના તેલના ભંડારોવાળો પ્રદેશ તથા દુબઈ, ઓમાન અને કુવૈત તથા ખાડીના નાના દેશો પણ શામેલ હશે.

આ પ્રમાણે સુન્નીઓની તબાહીનો જે નકશો ગોઠવ્યો છે, તેની ગવાહી સ્વજાતે યુરોપની જવાબદાર વ્યકિતઓએ આપી છે. અમેરિકન પૂર્વ વિદેશ મંત્રી હિલેરી કિલન્ટન, અમેરિકી ગુપ્ત એજન્સીના પૂર્વ ઓફિસર એડવર્ડ સ્નોડન, અમેરિકી ફોજના ચીફ ઓફ સ્ટાફ જોઝેફ ડન્ફોર્ડ, અમેરિકી દૈનિક ન્યુયોર્ક પોસ્ટ, વોલ સ્ટ્રીટ જર્નલ અને અઠવાડિક પેપર ટાઈમ, અમેરિકી હવાઈ ફૌજની રીસર્ચ સંસ્થા રોન્ડના નિબંધો, નોંધો અને ખુલાસાઓ વગેરેની સાક્ષીઓ એકી સૂરે આ બાબતને સ્પષ્ટ કરે છે કે ISISનો મુખ્ય હેતુ શું છે ? યુરોપિય શકિતઓએ એની ગોઠવણી તથા માળખાકીય વ્યવસ્થા કેવી રીતે કરી છે ? આ સંસ્થા ખતરનાક આંતકવાદી પ્રવૃત્તિઓ કેમ કરી રહી છે ? ઈસ્લામી શિક્ષણને પુરી દુનિયામાં બદનામ કેમ કરવામાં આવે છે ? ISISએ બશ્શાર અસદની ફૌજ વિરૂધ્ધ આજ સુધી કોઈ કદમ કેમ નથી ઉઠાવ્યો ? પેલેસ્ટાઈનના પ્રશ્ન બાબતે એણે આજ સુધી કોઈ નિવેદન કેમ નથી આપ્યું ? અને ગાઝામાં હમાસની વિરૂદ્ધ તેણે લડાઈનું એલાન કર્યું. ઉલમાએ કિરામ તથા સુફીયાએ ઈઝામને કેમ કતલ કરે છે ? ISISના ઝખ્મીઓનો ઈલાજ ઈઝરાઈલની હોસ્પિટલોમાં અમેરિકી ખર્ચાથી કેમ થઈ રહ્યો છે ? તથા તેમને અત્યંત આધુનિક અમેરિકી હથિયારો કોણ પુરા પાડી રહ્યું છે ? સહાબએ કિરામ અને બુઝુર્ગોના મઝારો તથા તેમના નામોથી સબંધિત મસ્જિદો અને મદ્રસાઓને કેમ તોડી પાડવામાં આવી રહ્યા છે ? જે

લડાઈ સિરિયાના અત્યાચારો વિરૂદ્ધ લડાઈ રહી હતી, તેને કેમ બંધ કરાવવાની કોશિશો થઈ રહી છે ? તે દેશની આઝાદીના લડવૈયાઓ વિરૂદ્ધ ISIS કેમ મોરચો માંડીને બેઠી છે. તેમના જીતેલા પ્રદેશો ઉપર કેમ કબ્ઝો કરી બેઠી છે અને બશ્શાર અસદની હિમાયત કેમ કરી રહી છે ? તે આટલી બધી તાકતવર છે તો પછી કેમ આજ સુધી બશ્શારને હરાવી શકતી નથી ? તેણે આજ સુધી સુન્નીઓને જ કેમ કતલ કર્યા છે ? યમનમાં પણ ISIS બળવાખોર હૌષીઓની મદદ કેમ કરી રહી છે ? આવા બધા સવાલોના જવાબો આજ સુધી ISIS આપી શકી નથી. અને અચાનક ઈસ્લામી ખિલાફતનું એલાન કરી દીધુ. યહુદી મિડીયા લોકોને સોશિયલ મિડીયા વાપરવાનું માર્ગદર્શન આપીને પોતે જ ISISને વધુથી વધુ કેમ પ્રોત્સાહિત કરી રહ્યું છે ? ISIS વિશે અરબી મિડીયા કરતાં વધુથી વધુ સમાચાર ઈંગ્લીશ મિડીયામાં જ કેમ આવી રહ્યા છે ? અને આવા આતંકી-ઘાતકી ફોટાઓ કેમ દર્શાવવામાં આવી રહ્યા છે. જે આધુનિક હથિયારો ISIS વાપરી રહી છે, તે ઈઝરાઈલ-અમેરિકા સિવાય કોઈ તેમને આપી શકતું નથી.

## ISISનો જન્મ :

ISISને જન્મ આપનારી તે જ યુરોપિય-અમેરિકી સરકારો છે, જેમણે અલ-કાયદાને જન્મ આપ્યો. આ અલ-કાયદાથી અલગ પડેલો એક વર્ગ છે. જેમને અસદ (સિરિયા) તથા અમેરિકાએ તૈયાર કર્યો છે.

યુરોપિય ખબરપત્રીઓ અને સંવાદદાતાઓના બહોળા વાંચન અનુભવ અને અમેરિકી વિદેશ મંત્રાલયની તૈયાર કરેલ રિપોર્ટના સર્વેક્ષણોથી માલુમ પડે છે કે, બ્રિટનના ઓરીએન્ટલી (પૂર્વિય દેશોનો પ્રખર અનુભવી) બર્નાડ લૂઈસે મધ્યપૂર્વ (આરબ દેશો)ને ત્રીસ નવા દેશોમાં વહેંચવાનો એક પ્લાન તૈયાર કર્યો છે. જેને અમેરિકી પેપર વોલ સ્ટ્રીટ જર્નલ, ન્યુયોર્ક ટાઈમ્સ અને અઠવાડિક પેપર 'ટાઈમ'એ પ્રગટ કર્યો હતો. ત્યારબાદ ૧૯૮૨માં આ પ્લાનને અમેરિકી કોંગ્રેસે મંજુરી આપી હતી. આના પછી જ સદ્દામને ગૂંચવીને કુવૈત ઉપર હુમ્લો કરાવ્યો હતો. અને આ બહાને અમેરિકા તથા મિત્ર દેશોની ફૌજ આરબ દેશોમાં મોકલી. ત્યારબાદ જૈવિક શસ્ત્રોનું બહાનું કાઢી ઈરાકને

તબાહ-બરબાદ કરવામાં આવ્યું. ઈરાક ઉપર કબ્ઝો કર્યા બાદ અમેરિકાએ સદ્દામની ફૌજની એક મોટી સંખ્યાને મારી નાંખી અને ઘણાને જેલોમાં મોકલી દીધા. બઅષપાટી (સદ્દામની)ના અમુક કેદી ફૌજીઓને અમેરિકાએ તૈયાર કર્યા કે તે અમેરિકા જેવું કહેશે તે પ્રમાણે મદદ કરવા તૈયાર છે. તે લોકોએ આ દરખ્વાસ્તનો સ્વિકાર કર્યો તો તેમને જેલથી મુક્તિ મળી. બીજી તરફ ઈરાકી અલ-કાયદાનું ઝરકાવી ગૃપ હતું. તેના પ્રમુખ અબુ અમ્ર બગદાદીને બનાવવામાં આવ્યા. ત્યારબાદ ૨૦૦૬માં બધા ઈરાકી ગૃપોએ એક સંગઠન બનાવી નવી પાર્ટી બનાવી. પરંતુ ૨૦૧૦માં અમેરિકાના હવાઈ હુમ્લામાં આ બધા જ ટોચના લીડરો માર્યા ગયા. ત્યારબાદ અબૂબક્ર બગદાદીએ સિરિયાના નુસરા ગૃપને પોતાની સાથે મળી જવાની વાત કરી, પરંતુ તે ગૃપ તૈયાર ન થયું. તે બાબતે ઝરકાવી અને બગદાદીના ગૃપોમાં આપસમાં ખતરનાક જંગો થઈ અને ઈરાકમાં ખાનાજંગી શરૂ થઈ ગઈ. અમેરિકાએ આનાથી લાભ ઉઠાવી મોટા મોટા લિડરોને ખતમ કરાવી દીધા. અને બગદાદીને બાકી રાખ્યો. તેની તથા બઅષપાર્ટીના ફૌજીઓની મદદથી ISIS નામનું સંગઠન બનાવ્યું.

થોડા દિવસો પહેલાં અમેરિકી કમાન્ડરે ISISને અમેરિકાએ ટ્રેનીંગ આપવાને સમર્થન આપ્યું છે. એડવર્ડ સ્નોડીએ N.S.A. રિપોર્ટનું રહસ્ય જાહેર કરતાં બતાવ્યું છે કે, અમેરિકા, ઈઝરાઈલ અને ઈંગ્લેન્ડે જ ISISને ટ્રેનીંગ આપી છે. ***(Politifact.com)***

સ્નોડીને વધુ જણાવ્યું કે, અબૂબક્ર બગદાદીને ઈઝરાઈલે ટ્રેનીંગ આપી છે. (Snwpen Hoak Blogspot.in) આ વાત પણ ન્યુઝપેપરોમાં આવી ચૂકી છે. ISISના ઝખ્મીઓનો ઈલાજ ઈઝરાઈલમાં થયો છે. આ બધી બાબતો જાણવી એટલા માટે જરૂરી છે કે, આપણે આપણા ચોક્કસ સાચા દુશ્મનોને જાણીએ અને તેમના હાથા બનેલા મુસ્લિમોને પણ જાણીએ, જે મિડીયામાં પોતાને ઈસ્લામી ખિલાફતના દાવેદાર બનાવી મુસ્લિમોમાં આપસમાં મસ્લકી, સાંપ્રદાયિક, રંગ, નસલ વગેરેના ભેદભાવ ઉભા કરી મુસ્લિમ દેશોના વર્તમાન ભૌગોલિક નકશાઓમાં ફેરફાર કરી આપસમાં જ લડાઈ-ઝઘડાઓ કરાવ-નારાના હાથા બની રહ્યા છે.

કારણ કે મુસ્લિમોમાં ફૂટફાટ પાડવા માટે અમેરિકાએ જે પ્લાન તૈયાર કર્યો છે, તેમાં ત્રણ તબક્કા રાખ્યા છે : (૧) ન્યુ વર્લ્ડ ઓર્ડર (૨) મહા મધ્યપૂર્વ (૩) મધ્યપૂર્વના દેશોની નવી રચના (૪) કૌમોની કુદરતી (ભૌગોલિક) સરહદો.

એનો ભાવાર્થ એ કે, અરબ દેશોમાં જે કૌમ, ફિરકો કે નસલ જ્યાં રહેતી હોય ત્યાં તેમનો અલગ દેશ બનાવવામાં આવે. જેમકે કુર્દ લોકો ચાર દેશો સિરિયા, ઈરાક, તુર્કી, ઈરાનમાં રહે છે, ત્યાં તેમના માટે અલગ દેશ બનાવવામાં આવે. આજ કુર્દિસ્તાનને તોડીને ઈંગ્લેન્ડે પહેલા વિશ્વયુદ્ધ બાદ ચાર ટુકડામાં વહેંચી નાંખ્યું હતું. હવે તેને ફરીથી એક કરવા માટે ચાર દેશોમાં લડાઈ તથા ફાટફૂટ પેદા કરવામાં આવે.

એ જ પ્રમાણે શિયા ફિરકો જ્યાં જ્યાં વસે છે, ત્યાં ત્યાં તેમના માટે અલગ દેશ બનાવવો. આ પ્લાનને અમલમાં લાવવા માટે (૧) આરબ દેશોમાં વસતા વિભિન્ન ફિરકાઓ, જાતિઓ વગેરેમાં કૌમી તથા ભાષાકીય ઝઘડા-ઓને પ્રોત્સાહન આપવું. (૨) આ પ્રદેશોને પેચીદા ઝઘડાઓમાં ફસાવવા, પેલેસ્ટાઈનનો ઝઘડો, સિરિયાનો ઝઘડો, શિયા-સુન્ની ઝઘડો, યમનનો ઝઘડો તથા ઈરાનના ખાડીના દેશો સાથેનો ઝઘડા. તેનું તાજુ ઉદાહરણ આ છે કે, અમેરિકાના ચીફ ઓફ સ્ટાફ જોઝેફ ડેન્ફોર્ડે અમેરિકી સેનેટની સામે પ્રવચન આપતાં આ ભવિષ્યવાણી કરી છે કે, ISIS મારફતે ઈરાકને કુર્દો તથા શિયાઓમાં વહેંચવામાં આવશે. તેમણે સુન્નીઓ વિશે કહ્યું કે, ઈરાકમાં તેમની કોઈ તાકત નથી, ફક્ત શિયા અને કુર્દ મઝબૂત છે. સુન્ની પ્રદેશોમાં કુર્દો તથા શિયા અત્યાચાર કરી રહ્યા છે. તેમનાથી બચવા અમુક સુન્નીઓ ISIS સાથે તેને સુન્ની સમજીને જોડાય ગયા છે. પરંતુ હવે હકીકત સ્પષ્ટ થતાં તે પણ ISISને છોડી રહ્યા છે. કારણ કે અત્યાર સુધી ઈરાકમાં ISISના હાથે ફક્ત સુન્નીઓની જ કત્લે આમ થઈ છે.

પાછલા અમૂક વર્ષો સુધી ઈસ્લામવાદનો જે મુખવટો ઈરાને ધારણ કરી રાખ્યો હતો, એ તેણે ઉતારીને ફેંકી દીધો છે. અને ખુલ્લમખુલ્લા તે શુદ્ધ શીઆવાદનો રક્ષક અને માત્રને માત્ર સુન્ની મુસ્લિમોના શત્રુની ભૂમિકા ભજવી

રહ્યો છે. સિરિયામાં તેની આ ભૂમિકા બિલ્કુલ સ્પષ્ટ છે. અને તે સુન્ની તથા શીઆવાદના આધારે સિરિયાના ભાગલાની યહુદિત્વ-વાદીઓની યોજનાને ભરપૂર સાથ આપી રહ્યો છે. બીજી બાજુ તુર્કીની ઉભરતી શક્તિને નાથવા તથા તેને દરેક હિસાબથી કમજોર કરવા, ખુદ તેની અંદર શીઆ-સુન્ની વિવાદને ભડકાવવા અને કુર્દો તેમજ અલવિયોને ઉશ્કેરી યુદ્ધ માટે તૈયાર કરવાનું કામ પણ યહુદિત્વવાદી પરિબળોએ ઈરાની નેતૃત્વને જ સુપરદ કરેલું છે. લેબેનોન, યમન, બહરૈનમાં પણ ઈરાનની ભૂમિકા જાણકારોથી છૂપી નથી. આ બધી તૈયારી કોઈ બીજી યોજનાને પૂરી કરવા માટે છે.

વિશ્વની મહાસત્તાઓ પોતાની વૈશ્વિક સત્તા સ્થાપવા માટે તથા તેને મજબૂત કરવા માટે વિવિધ યોજનાઓ પર અમલ કરી રહી છે. આ યોજના-ઓમાં નીતિ ઘડનારી સંસ્થાઓ પણ શામેલ હોય છે. જેમનું કાર્ય વિવિધ કૌમો, ચળવળો તથા વિશ્વભરમાં ફેલાય રહેલા વિચારોનો વિગતવાર અભ્યાસ કરવાનો અને પછી તે અભ્યાસના પ્રકાશમાં રિપોર્ટ તૈયાર કરવાનો હોય છે કે, ક્યારે ક્યા પ્રકારનો કાર્યક્રમ તૈયાર કરવામાં આવે ? તેમજ ક્યા દેશની કઈ પ્રકારની પરિસ્થિતિ આપણી તરફેણમાં ફાયદાકારક પુરવાર થઈ શકે છે ? અને કઈ કૌમના ક્યા પ્રકારના લોકો આપણા ઉદ્દેશ્યો માટે સહાયક થઈ શકે છે ? વૈશ્વિક મહાસત્તાઓની પોલિસી મેકર (નીતિ ઘડનારી) સંસ્થાઓમાંથી અમેરિકામાં આવી જ એક વિખ્યાત અભ્યાસલક્ષી તથા નીતિ ઘડનારી સંસ્થા “Rand Corporation” પણ છે.

આ સંસ્થા અમેરિકાના વિવિધ ખાતાઓ તથા સંસ્થાઓ માટે વૈશ્વિક પ્રશ્નો વિશે રિપોર્ટ્સ તૈયાર કરતી રહી છે. ૨૦૦૪માં તેણે વિદેશ ખાતા માટે સમગ્ર વિશ્વના મુસ્લિમો વિશે એક રિપોર્ટ તૈયાર કર્યો હતો. “Civil Democratic Islam : Partners, Resources, Strategies”ના શિર્ષક હેઠળ પ્રકાશિત થયેલી આ રિપોર્ટ Cherly Benard દ્વારા તૈયાર કરવામાં આવી છે. જે તેની અસામાન્ય વાંચન સામગ્રીના કારણે આકર્ષણનું કેન્દ્ર બની છે. લગભગ ૫૦૦ પેજના આ રિપોર્ટમાં સમગ્ર મુસ્લિમ વિશ્વની વર્તમાન પરિસ્થિતિનો વિગતવાર અભ્યાસ કરી દર્શાવવામાં આવ્યું છે કે, અમેરિકા

મુસ્લિમ વિશ્વને કાબૂમાં રાખવા માટે અને પોતાના હેતુઓ તથા યોજનાઓને પાર પાડવા માટે ક્યા ક્યા પગલાં લે !

આ રિપોર્ટ મુસ્લિમ વિશ્વ વિશે અમેરિકાની માનસિકતા તથા યોજનાના એક વિશેષ પાસાને સ્પષ્ટ કરે છે.

પશ્ચિમ કે અમેરિકા એક એવો ઈસ્લામ ઘડવા માંગે છે, જે તેમના વિચાર-વિભાવના સાથે સુસંગત હોય. આ હેતુ પાર પાડવા માટે સામ-દામ-દંડ તથા ભેદની ચારેય નીતિ અપનાવવામાં આવી રહી છે. આ રિપોર્ટ (જેને અમેરિકી નીતિનું સ્પષ્ટીકરણ પણ કહી શકાય) એ વાત સ્પષ્ટ કરી રહી છે કે, અમેરિકા મુસ્લિમોના વિચાર વ્યવહારને પોતાને મનગમતું રૂપ તથા આકાર આપવા માંગે છે. પશ્ચિમી વિશ્વ મુસ્લિમ સમુદાયને એક ‘‘બિન-સાંપ્રદાયિક, પ્રગતિશીલ, નૂતન ઈસ્લામ’’ની ભલામણ કરવા માંગે છે, જે પશ્ચિમી વિશ્વ સાથે સુમેળ ધરાવતો હોય.

આ રિપોર્ટમાં મુસ્લિમોને ચાર મોટા વર્ગોમાં વહેંચવામાં આવ્યા છેઃ

(૧) એક વર્ગ મૂળભૂતવાદીઓ (Fundamentalists)નો છે, જે ઈસ્લામના સિદ્ધાંતો તથા આદેશોનું કડકાઈપૂર્વક પાલન કરવા માંગે છે. ઈસ્લામ પ્રત્યે તેમની શ્રદ્ધા માત્ર કૌટુંબિક પરંપરા સાથે પ્રેમના પરિણામે નથી, બલ્કે એ ઈસ્લામને ચોક્કસ યકીન સાથે સત્ય સમજે છે. રિપોર્ટના લેખકોના મતે આ વર્ગ આધુનિકતાનો વિરોધી છે અને પશ્ચિમ માટે સૌથી મોટો ખતરો અને પરિણામતઃ સૌથી મોટો શત્રુ છે.

(૨) બીજો વર્ગ પરંપરાવાદીઓ (Traditionalists)નો છે, જે પરંપરા તથા રસ્મો-રિવાજમાં બંધાયેલો રહેવા માંગે છે. અને પરિવર્તન કે કોઈ પ્રકારના નવિનીકરણથી ડરે છે. તેના વિશે એમ કહેવામાં આવ્યું છે કે, તેઓ આપણાં વિરોધી છે, પરંતુ મૂળભૂતવાદીઓ (કટ્ટરવાદીઓ)ની તુલનામાં સારા છે. એટલે જરૂર પડ્યે તેમની મદદ કરી શકાય એમ છે.

(૩) ત્રીજો વર્ગ આધુનિકો (Modernists)નો છે, જે ઈસ્લામને આજના પશ્ચિમી વિશ્વના વિચાર વ્યવહાર સાથે સુસંગત કરવા માંગે છે. તે હેતુ

સિદ્ધ કરવા માટે તેઓ ઈસ્લામના નવીનિકરણના એજન્ડાને પણ અનુસરવા માંગે છે. આ વર્ગ ઈસ્લામ સાથે જો કે પોતાનો સબંધ બાકી રાખવા માંગે છે, પરંતુ આ વર્ગ અમારા માટે સ્વીકાર્ય છે.

(૪) ચોથો વર્ગ પશ્ચિમને સૌથી માનીતો છે. અને તે છે બિનસાંપ્રદાયિકોનો વર્ગ. આ વર્ગ સ્પષ્ટપણે એવું માને છે કે, ધર્મ તથા રાજકારણ બે જુદી જુદી બાબતો છે. તે ધર્મને માત્ર શ્રદ્ધા બલ્કે અંધશ્રદ્ધા કહે છે અને જીવનની બધી બાબતોમાં પશ્ચિમી ધોરણને અનુસરવા માંગે છે.

ભૂતપૂર્વ અમેરિકી વિદેશપ્રધાન હિલેરી ક્લિન્ટને પોતાના પુસ્તક (જે ગયા વર્ષે જ પ્રગટ થયું છે, તે)માં લખ્યું છે કે, હમોને ઈજીપ્ત (મિસ્ર)માં મુર્સી સરકાર ચૂંટાવાની કોઈ જ ઉમ્મીદ ન હતી. પરંતુ ઈલેક્શનમાં તે જીતી ગઈ. હમે ઈજીપ્ત ઉપર હુમ્લો કરી શકતા ન હતા, માટે હમો ISISને અસ્તિત્વમાં લાવ્યા. જેથી આરબ દેશોને "સાઈક્સ બેકો" સમજૂતીની જેમ વહેંચી નાંખીએ.

આરબ દેશોના જાણકાર સુત્રોનું કહેવું છે કે, ISISની સાથે ઈરાક તથા સિરિયાના આલિમો, મૂફતીઓ કે સૂફીઓમાંથી કોઈ પણ શરીક નથી. એટલા જ માટે અરબ દેશોના બધા જ આલિમોએ ISISનો વિરોધ કર્યો છે.

ઈરાકી અને સિરિયાના આલિમો, પત્રકારો, સ્કોલરો અને વેપારીઓના થોડાક ઈન્ટરવ્યુ આપની સમક્ષ રજુ કરીએ છીએ. જેમાંથી ISIS વિશે ત્યાંના રહેવાસીઓના અભિપ્રાય માલૂમ પડે છે. આ બધાના કહેવાનો ખુલાસો એ છે કે......

અરબ દેશોમાં પાછલા અમુક વર્ષોથી બધી જ તરફથી માયુસી હતી. તેવામાં ISISએ શરૂમાં પ્રોપેગન્ડો કર્યો કે હમે સુન્નીઓને થતા અત્યાચારોનો બદલો લઈશું. ઈસ્લામી કાનૂન લાગુ કરીશુ. શરાબ તથા ઉપર ટી.વી.ના નગ્ન અને અશ્લિલ ફોટાઓ ઉપર પાબંદી લાવીશુ. પેટ્રોલની ન્યાયિક વહેંચણી કરીશુ. આ માટે તસ્વીરો અને સીડીઓ બનાવવામાં આવી અને આરબ નવયુવાનો બલ્કે દુનિયાભરના મુસ્લિમ નવયુવાનોને આકર્ષવામાં આવ્યા. હાલાંકે આ સીડીઓથી દુનિયાભરમાં ઈસ્લામ વિરૂધ્ધ નફરતનું વાતાવરણ

ફેલાયુ. અને યુરોપિય મીડીયાએ તેમાં મીઠુ-મરચુ ભેરવી પુરા વિશ્વમાં ઈસ્લામ વિરૂધ્ધ લાગણીઓ ભડકાવી. ISISના પ્રવચનો પ્રથમ અંગ્રેજી અને ફ્રાન્સીસી ભાષાઓમાં તૈયાર કરી દાઈશના અંગ્રેજી અખ્બાર DABIQમાં છપાવાય છે.

ISISનો જે દેશો ઉપર કબ્ઝો છે, ત્યાંના સુન્નીઓને મજબૂર કરવામાં આવે છે કે તે ઈસ્લામ ધર્મ વિશે ISISના દ્રષ્ટીકોણને કબૂલ કરે, નહીં તો તેમની ગરદન ઉડાવી દેવામાં આવશે. આ માંગણી ત્યાંના શિયાઓથી કરવામાં નથી આવતી.

૧. ડો.લૂઈ અબ્દુલ્બાકી *(જનરલ સેક્રેટરી : સંયુકત મોરચો સિરિયન ક્રાંતી)*

૨. જ. અલી સદરૂદીન અલ્બયાનૂની *(જનરલ સેક્રેટરી : મુસ્લિમ બ્રધર્સ સિરિયા)*

૩. ડો.હયસમ માલિહ *(પ્રમુખ : કાનૂની કમીટી સંયુકત મોરચા–સિરિયા)* જે પ્રદેશો અસદી ફૌજ પાસેથી સુન્ની ક્રાંતિકારીઓએ મુકતત કરાવ્યા હતા. ISIS એ ગુપ્ત માહિતી દ્વારા અમેરિકા પાસે તે પ્રદેશો ઉપર બોંબવર્ષા કરાવી તેને ખાલી કરાવી પોતે કબ્ઝો કરી લીધો.

૪. પત્રકાર મુહમ્મદ ઈકબાલ બલ્લુ *(ખુસૂસી રિપોર્ટર : અલ્કુદ્સ અરબી–લંડન)* ISIS ને બશ્શાર અસદની વિરૂધ્ધ લડવાવાળા મુજાહિદોના સંગઠનને તોડવા માટે જ તૈયાર કર્યા છે. ઈસ્લામથી ISIS એટલુ જ દૂર છે જેમ કે પૂર્વથી પશ્ચિમ દૂર છે. પરંતુ એના પ્રોપેગન્ડાને લઈ મુસ્લિમ નવયુવાનો એની જાળમાં ફસાઈ જાય છે.

૫. એન્જીનિયર મહમૂદ દૂરવેશ *(ઉન્ડાન શહેર (સિરિયા)ના પૂર્વ ચેરમેન)* ISIS ખારજીઓનો એક ગુમરાહ ફિરકો છે. જેણે જૂઠ, ફરેબ, દગાબાઝી અને અત્યાચારોથી જ પોતાના હેતુઓ પૂરા પાડયા છે.

૬. બદરૂદીન અલ્કરની *(સિરિયાની દવા બનાવટી ફેકટરીના માલિક)*

૭. પ્રોફેસર અ.લતીફ ઉજાજ *(ભૌતિક શાસ્ત્રના પ્રોફેસર–દમાસ્કસ સિરિયા)*

આ સખ્ત ગલત અકીદા ધરાવતો ફિરકો છે, જે વિદેશી તાકતોનુ રમકડુ બની કામ કરી રહયો છે)

૮. યાસીન અબૂરાઈદ *(ઉન્ડાન–સિરિયાના મીડીયા ઈન્ચાર્જ)*

૯. પ્રોફેસર રફીદહ અલી સબરી *(વિવિધ સંપ્રદાયો વિભાગના ઓફીસર-દમાસ્કસ)* ISISએ સુન્નીઓ પાસેથી તેલ-ગેસના ભંડારોવાળા પ્રદેશ કબ્ઝે કરી આ તેલ અને ગેસ અસદી ફોજને આપી રહયા છે. જો તે નુસય્રી અને દુરઝોના પ્રદેશો ઉપર કબ્ઝો જમાવતે તો સિરિયાની પબ્લીક તેમને માથે બેસાડતી.

સુન્નીઓના પ્રદેશો ખાલી કરાવી શિયાઓને વસાવવામાં આવી રહયા છે, આ બધા ISISને વાપરી રહયા છે. આમાં અમેરિકા એક કાંકણે ઘણા પક્ષીઓ મારી રહયું છે : (૧) ISIS પાસે ઈસ્લામ વિરોધી અત્યાચારી કામો કરાવી ઈસ્લામની છબી દુનિયાભરમાં બગાડવામાં આવી રહી છે. (૨) અંદરખાને સુન્નીઓને ખતમ કરવા. (૩) મુસ્લિમોના હાથે મુસ્લિમોને જ ખતમ કરવા. (૪) દુનિયાના જે દેશના નવયુવાનો સિરિયામાં ISISની જાળમા ફસાય, તે દેશોને પોતાના દબાવ હેઠળ રાખી ત્યાંના મુસ્લિમોને વધુ રંજાડવાના પ્રોગ્રામો કરવા.

ઈસ્લામ નિર્દોષોની થતી હત્યાનું કયારેય સમર્થન કરતો નથી. આ રીતે થતી જાનહાનીનું પ્રમાણ ભલે ઓછું હોય, આવા અત્યાચારનો ભોગ બનનાર એક જ વ્યકિતત કેમ ન હોય, ઈસ્લામ તેને સમગ્ર માનવજાત માટે હાનિકારક ગણે છે. તેની દષ્ટિએ આવી વ્યકિતતગત હત્યા પણ સામૂહિક હત્યા સમાન છે. ઈસ્લામી સમાજમાં આવા કલંકિત કૃત્યનું કોઈ જ સ્થાન નથી.

એ જ પ્રમાણે ઈસ્લામી દેશમાં રહેતા ગેરમુસ્લિમ વિશે પણ ઈસ્લામે ઘણા આદેશો આપ્યા છે. ઈસ્લામે પોતાની ગેરમુસ્લિમ પ્રજાને ઘણા હક્કો અને સહુલતો તથા તેમની દરેક બાબતોનો ખ્યાલ રાખ્યો છે. ઈસ્લામે જે હક્કો તેમને આપ્યા છે, તે તેમને પોતાના દેશ, પોતાની કૌમ અને પોતાના ધર્મવાળી સરકારોએ પણ આપ્યા નથી. બલ્કે તેમની હાલત ગુલામો-બંદીઓથી પણ બદતર હતી. તેમનું કામ પોતાનું લોહી-પસીનો વહાવી હાકેમો અને જાગીરદારોને એશ-આરામ પૂરો પાડવાનું હતું. તેમને નાના અને સામાન્ય ગુનાહોની દર્દનાક સજાઓ વેઠવી પડતી હતી. ઈરાન, રોમ અને ભારતના અછૂતોની દાસ્તાનોથી ઈતિહાસના પાનાઓ ભરેલા છે.

ઈસ્લામ તેમના માટે રહમત બનીને આવ્યો. તેમને બધી જ પ્રકારની સહુલતો અને હક્કો આપ્યા. ગેરમુસ્લિમ પ્રજાને ઈસ્લામે શું હક્કો આપ્યા, તેનો પ્રથમ દસ્તાવેજ ''નજરાન''ના ખ્રિસ્તીઓ સાથે થયેલ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કરારોથી માલૂમ પડે છે.

**આ દસ્તાવેજી કરારથી નીચે પ્રમાણેના હક્કો સાબિત થાય છે :**

- તેમની જાનની સુરક્ષાની ગેરન્ટી આપવામાં આવી.
- તેમની જમીન-જાયદાદ અને માલ-દૌલત તેમના કબ્ઝામાં રહેશે.
- તેમની કોઈ પણ ધાર્મિક ક્રિયાકાંડમાં ફેરફાર કરવામાં આવશે નહીં. ધાર્મિક હોદ્દેદારોને પોતાના હોદ્દાઓ ઉપર કાયમ રાખવામાં આવશે.
- સલીબ (ક્રોસ) અને મૂર્તિઓને નુકસાન પહોંચાડવામાં આવશે નહીં.
- તેમની કોઈ વસ્તુ ઉપર કબ્ઝો કરવામાં આવશે નહીં.
- તેમનાથી ફૌજી સેવા લેવામાં (જબરદસ્તી કરવામાં) આવશે નહીં.
- તેમના ખેતીના પાકમાંથી ઉશ્ર (૧૦મો ભાગ જે મુસ્લિમો પાસેથી લેવામાં આવે છે) તે લેવામાં આવશે નહીં.
- ઈસ્લામી ફૌજ તેમના પ્રદેશોમાં (હુમલા અર્થે કે ડરાવવા માટે) મોકલ-વામાં આવશે નહીં, તેમનું રક્ષણ જરૂર કરશે.
- તેમના મુકદ્દમા અને વહેવારમાં સંપૂર્ણ ન્યાય કરવામાં આવશે.
- તેમના પર કોઈપણ પ્રકારનો ઝુલ્મ-અત્યાચાર કરવામાં આવશે નહીં.
- વ્યાજુ લેવડદેવડ કરનારની જવાબદારી હમો લેવાના નથી.
- કોઈ નિર્દોષને નાહક રંજાડવામાં આવશે નહીં.

ઉપરોક્ત કરારમાં તે બધા જ હક્કોનું વર્ણન આવી ગયું છે. જેની તે પ્રજાને જરૂર હતી.

આ બધા ઈસ્લામી જિહાદ અને ગેરમુસ્લિમ પ્રજા વિશેના કાયદાઓથી વિરૂધ્ધ ISIS મુસ્લિમો તથા ગેરમુસ્લિમો સાથે જે જંગલી અત્યાચારી કૃત્યો કરી રહયું છે. તેનો ઈસ્લામ તથા ઈસ્લામી તઅલીમથી કોઈ જ સબંધ નથી.

થઈ શકે છે કે ISIS વિશે આવતી ખબરો થોડી જૂઠી પણ હશે. પરંતુ ISIS તરફથી તેનો રદીયો આવતો નથી. એટલા જ માટે દુનિયાભરના ઉલમાએ કિરામ ખાસ કરીને આરબ દેશોના ઉલમાએ કિરામ તરફથી આ ફિરકાને ઈસ્લામ વિરૂધ્ધ તાકતોનો પીઠ્ઠુ તરીકે દર્શાવવામાં આવ્યો છે. આપણા દેશના ઉલમાએ કિરામ પણ આ ફિરકાને ઈસ્લામ વિરૂધ્ધ શકિતઓનો હાથો ગણે છે. આઝાદીની ચળવળની મુખ્ય જમાઅત જમીઅતે ઉલમાએ હિન્દ તથા મવલાના સલમાન નદવી સા. (લખનૌ), મવલાના નઝરૂલ હફીઝ સા. નદવી (લખનૌ), મવ. સજ્જાદ નદવી સા. વગેરે ISIS વિશે ઘણું લખી ચૂકયા છે.

હાલમાં ભારતના મૂફતીઓની સંસ્થા ઈસ્લામિક ફિકહ એકેડમીના ચેરમેન અને આદરણીય, અગ્રગણ્ય મૂફતી મવલાના ખાલિદ સયફુલ્લાહ સાહબ (દા.બ.)નો પણ ઘણો જ વિગતવાર લેખ આવ્યો છે. જેમાં આપે ISISના આ કૃત્યોને ઈસ્લામ વિરૂધ્ધ દર્શાવ્યું છે. અને મુસ્લિમો ખાસ કરી નવયુવાનોથી અપીલ કરી છે કે, તે આ પ્રમાણેના પ્રોપેગન્ડાથી સાવચેત રહે. નેટ ઉપર ISISના ભ્રામક પ્રચારથી અંજાઇને કોઈ પણ જાતની પ્રવૃત્તિ કરવાથી બચે. ઉલમાએ કિરામ અને સમાજના પ્રતિષ્ઠિત લોકોથી મળીને પોતાની મૂંજવણો દૂર કરવાની કોશિશ કરે. ISISનો હેતુ ફકત ઈસ્લામને બદનામ કરવાનો તથા અમેરિકા-યુરોપને મુસ્લિમ દેશો ઉપર અંધાધૂંધ બોંબ વર્ષા કરવા માટે બહાનું (કારણ) બનાવવાનો છે.

આ સાથે બીજું જરૂરી કામ એ છે કે, લોકો સમક્ષ સાચું ઈસ્લામી શિક્ષણ રજૂ કરવામાં આવે. સુલહ-શાંતિનું ઈસ્લામમાં મહત્વ, દેશબંધુઓ સાથે મેળમેળાપના ઈસ્લામી સંસ્કારો વગેરે બાબતોની ચોખવટ કરવામાં આવે. આ માટે સોશિયલ મીડીયાનો સહારો લેવામાં આવે. ખાસ કરીને ઈમામો જુમ્આના બયાનોમાં તથા દીની જલ્સાઓ અને દારૂલ ઉલૂમો તથા સ્કૂલો-કોલેજોમાં ભણતા મુસ્લિમ વિદ્યાર્થીઓનું સહીહ માર્ગદર્શન કરી તેમની સાચી કેળવણી (તરબિયત) કરવામાં આવે. જેથી તેઓ કાચી ઉંમરમાં જુવાનીનો જોશ અને જઝબાતમાં કોઈ ગલત કામ કરવાથી બચે અને પોતાના કુટુંબીઓ, દેશ તથા ઈસ્લામને બદનામ કરવાથી સુરક્ષિત રહે.